ભગવાન મહાવીરની

# ધર્મકથાઓ

અનુવાદક:

અધ્યાપક બેચરદાસ દોશી

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા-૪

# ભગવાન મહાવીરની ધર્મકથાઓ

[ નાયધમ્મકહા ]

અનુવાદક:

અધ્યાપક બેચરદાસ દોશી

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

ઈ. સ. ૧૯૩૧

કિં૦ ૧-૦-૦

## અર્પણ

જ્વલંત અહિંસા અને સત્યવ્રતમાં પરાયણ પુરુષના મુખમાં મુકાયેલી ધર્મકથાઓનો આ અનુવાદ, એવાં જ જ્વલંત અહિંસા અને સત્ય-વ્રતમાં પરાયણ પૂજ્ય શ્રી ગાંધીજીને ચરણે ધરીને કૃતકૃત્ય થાઉં છું.

સેવક

**બેચરદાસ**

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

## અનુવાદકનું નિવેદન

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળામાં પાઠાંતર, આવશ્યક શબ્દોનો કોશ, ટિપ્પણીઓ અને મૂળના શુદ્ધ પાઠ સાથે પ્રત્યેક સૂત્ર યથાકાળે પ્રકાશિત થવાનું છે જ. તે પહેલાં આ અનુવાદ પ્રકાશિત થાય છે. બધા સંપ્રદાયવાળાઓ આ અનુવાદને સારી રીતે વાંચી શકે એ જાતનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સૂત્રસાહિત્યમાં ભગવાન મહાવીર, આર્ય સુધર્મા, પરિષદ, ધર્મદેશના, રાજાઓ, રાણીઓ, સાર્થવાહો, સાર્થવાહીઓ, ઉપાસકો, ઉપાસિકાઓ, ઉપાસકોનાં વ્રતો તથા તપશ્ચર્યાઓ, ચૈત્ય, નગર, દીક્ષા, જન્મ, સોળ સંસ્કારો, કળાગ્રહણ, વરઘોડાઓ ઇ. નું વર્ણન લગભગ બધે જ એકસરખું આવે છે. આ બધું ઉવવાઇય સૂત્રમાં ઘણુંખરું મળે છે. એ સૂત્રનો પણ અનુવાદ આ ગ્રંથમાળામાં પ્રકાશિત થવાનો છે. એટલે આ અનુવાદમાં તેવાં વર્ણકો ઓછાં કરવામાં આવ્યાં છે ખરાં પણ મૂળ વસ્તુમાં કયાંય ફેરફાર કરવામાં નથી આવ્યો.

મલ્લિની કથાની કેટલીક લાંબી હકીકત કથાના રસમાં ક્ષતિ ન થાય તે માટે પાછળ ટિપ્પણમાં લઈ જવામાં આવી છે.

આશા છે કે આ સંક્ષિપ્ત અનુવાદની પદ્ધતિ વાંચકોને અનુકૂળ આવશે.

મૂળ સૂત્રમાં આવેલા ઐતિહાસિક, ભૌગોલિક અને જૈન આચારવિષયક શબ્દો ઉપર બીજા સંપ્રદાયોનાં શાસ્ત્રો સાથેની તુલનાવાળાં વિસ્તૃત ટિપ્પણો પાછળ આપવામાં આવ્યાં છે. અનુવાદમાં આવેલા કઠણ શબ્દોનો અર્થ સાથેનો કોશ પણ મૂકેલો છે.

આપેલાં ટિપ્પણો વિચારક વાંચકોને વૈદિક, જૈન અને બૌદ્ધ સંસ્કૃતિની એકવાક્યતાનો ખ્યાલ જરૂર આપી શકે એવાં છે. તથા અહિંસામાંથી જન્મેલી અને અહિંસાને પોષે તેવી સ્યાદ્વાદમૂલક સર્વધર્મસમભાવની વૃત્તિને જગાડનારાં છે.

આ રીતે અનુવાદ વાંચકોને ઉપયોગી થઈ પડે તે માટે ખાસ કાળજી રાખવામાં આવી છે. છતાં રહી ગયેલી ખામીઓને તેઓ જરૂર દરગુજર કરશે અને અનુવાદકના ધ્યાન ઉપર લાવશે એવી આશા છે.

આંખ ખરાબ થઈ જવાને લીધે આ જાતનું કામ હું કરી શકત નહિ પણ વિદ્યાપીઠે શ્રી. ગોપાલદાસભાઈને મારા સહકારી નીમેલા છે તેથી જ આ ઉત્તમ કામ થઈ શક્યું છે. આ કામમાં તેમના અભ્યાસનો લીધેલો લાભ ભૂલી શકાય તેમ નથી.

**બેચરદાસ જી. દોશી**

૧૫૧૮૯

# દૃષ્ટિ અને બોધ

## (૧)

શ્રી પૂંજાભાઈએ જૈનસાહિત્યપ્રકાશન માટે વિદ્યાપીઠને જે સખાવત આપી છે તેની યોજનાને અનુસરીને જૈન આગમો નો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવાનું પ્રકાશનસમિતિએ નક્કી કર્યું. તે પ્રમાણે આગમનું પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. ભગવતીસૂત્રના અનુવાદમાં મૂળ અને ટીકા બન્નેના અનુવાદથી શરૂઆત કરી હતી. આગળ જતાં ટીકાનો અનુવાદ છોડી દેવો એ જ યોગ્ય લાગ્યું હતું. એ જૂના અનુભવને લીધે થોડું આગળ વધીને આ અનુવાદમાં મૂળનો પણ કંઈક સંક્ષેપ કરવો એમ નક્કી કર્યું છે. કેમકે મૂળમાં બૌદ્ધગ્રંથ જેટલો વિસ્તાર ભલે ન હોય તોય કેટલાંક વર્ણનો તો ફરી ફરીને એ જ આવે છે. અનુવાદનો ઉદ્દેશ મૂળ ગ્રંથ આગળ રાખી તે શીખવામાં વિદ્યાર્થીઓને મદદ થાય એવો નથી પણ સામાન્ય વાંચકોને જૈન આગમમાં આવેલી વસ્તુ પ્રામાણિક અનુવાદમાં જ સીધી રીતે મળી શકે

એવો છે તેથી આ અનુવાદ સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કર્યો છે. પોતે કરેલો ગીતાનો અનુવાદ પણ મૂળ વગર સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કરવાનો આગ્રહ ગાંધીજીએ એ જ કારણે રાખ્યો છે. અનાસક્તિયોગનો સ્વતંત્ર ઉપયોગ થાય, પારાયણ પણ સ્વતંત્ર થાય એવી એમની ઇચ્છા છે.

ધર્મતત્ત્વનું ગ્રહણ કરવાની દરેક જમાનાની ઢબ કંઈક જુદી હોય છે. થોડા દિવસ પહેલાં મૂળ જેવું હોય એવો જ એનો અનુવાદ અભ્યાસકોના અધ્યયન માટે તૈયાર કરવાનો રિવાજ હતો. આજે જ્યારે જનસમાજમાં આચરણની દૃષ્ટિએ ધર્મજિજ્ઞાસા વધી છે ત્યારે લોકો દરેક ગ્રંથમાં આવેલી મતલબની વાતો પ્રામાણિક રીતે પોતાની આગળ રજૂ થાય એમ ઇચ્છે છે. જમાનાનું એ લક્ષણ ધ્યાનમાં લઈ આ અનુવાદમાળા ગોઠવી છે. લોકોને જરૂરનું જણાય એવું કશું આ અનુવાદમાં બાતલ રાખ્યું નથી. આવા ગ્રંથોને લીધે જૈન આગમોનું મૌલિક અધ્યયન વધે અને આખા સ-માજમાં ધર્મચર્ચા અને ધર્મજાગૃતિને ચાલન મળે એવી અપેક્ષા રાખેલી છે. અને એટલા જ ખાતર જેમણે આખો જમાનો જૈન ધર્મશાસ્ત્રોના અધ્યયન પાછળ ગાળ્યો છે એવા પંડિત બેચરદાસની આ અનુવાદ માટે યોજના કરી છે. મૂળ શાસ્ત્રો પ્રત્યે અનન્ય શ્રદ્ધા અને સાંપ્રદાયિક સંકુચિતતાનો અભાવ આ બે ગુણોને લીધે તેમનું કામ હંમેશ આદરણીય ગણાયું છે.

આ પ્રથમ પુસ્તકમાં ભગવાન મહાવીરની ઓગણીશ ધર્મ-કથાઓ આવેલી છે. દરેક ધર્મના સંસ્થાપકો અથવા પ્રચારકોને

જનસમુદાયના કલ્યાણને અર્થે જ બોધ કરવાની પ્રેરણા થયેલી હોવાથી એમને આવો બોધ ધર્મકથા દ્વારા આપવાની શૈલી પ્રિય થઈ પડી છે. વેદ, કુરાન, બાઈબલ અથવા ત્રિપિટક ગમે તે ગ્રંથમાં આપણે જોઈએ તોય સુભાષિતો, સંવાદો અને ધર્મ-કથાઓનું જ પ્રાધાન્ય આપણે જોઈએ છીએ. પ્રસ્તુત ધર્મ-કથાઓમાંની પહેલીને અંતે આર્ય સુધર્માએ કહ્યું છે કે "શ્રમણ-ભગવાન મહાવીરે આ કથા દ્વારા શિષ્યને સમજાવવાની પદ્ધતિ આપણને બતાવી છે." બીજે ઠેકાણે આર્ય સુધર્મા કહે છે, "શ્રમણભગવાન મહાવીરે આ અધ્યયનમાં આત્માની ઉન્નતિ થવાનાં અને અધોગતિ થવાનાં કારણો ઉદાહરણ સાથે બતાવ્યાં છે." વળી એક ઠેકાણે કહે છે "શ્રમણભગવાન મહાવીરે સ્ત્રી-જીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલ વિકાસ આ અધ્યયનમાં વર્ણવેલો છે." બારમા અધ્યયનને અંતે આર્ય સુધર્મા કહે છે, "ભગવાને પોતાનું મંતવ્ય બીજાને બરાબર સમજાવવાની પદ્ધતિ આ અધ્યયનમાં વર્ણવી બતાવી છે." સમભાવ કેળવવાની શિક્ષા, આહાર કરવાનો ઉદ્દેશ, સંયમની કઠોરતા અને સંયમનું શુભ પરિણામ, અનાસક્તિનું માહાત્મ્ય ઇત્યાદિ જીવનસાધનાને મહત્ત્વના એવા વિષયો ઉપર ધર્મકથાઓ ગોઠવી શ્રદ્ધાથી સાંભળનારને ધર્માભિમુખ કરવાનો ભગવાનનો પરમ કારુણિક અને મંગળ પ્રયત્ન આ કથાઓમાં આપણે જોઈએ છીએ. આ કથાઓ શાસ્ત્રીય વિવાદ માટે લખાયેલી નથી પણ જીવના કલ્યાણ માટે લખાયેલી છે. જેને પોતાની ઉન્નતિની અલ્પ-માત્ર પણ ઇચ્છા હોય એને આમાં રસ પડ્યા વિના રહેવાનો નથી.

પ્રાચીન ગ્રંથોમાં દેશ, કાલ તથા પરિસ્થિતિ વિષે,

રિવાજો અને માન્યતાઓ વિષે પ્રસંગપરત્વે જે ઉલ્લેખ આવે છે તેનું મહત્ત્વ ઐતિહાસિકોને અને સંશોધકોને અસાધારણ હોય છે. પ્રસંગપરત્વે સહેજે કરેલા ઉલ્લેખો ખાસ લખાયેલા ઇતિહાસ કરતાં અનેક દૃષ્ટિએ વધારે પ્રામાણિક હોય છે. માત્ર એવા ઉલ્લેખોનું મૂલ્ય આંકવાની પદ્ધતિ હાથમાં આવવી જોઈએ.

એવા ઉલ્લેખોનું સ્પષ્ટીકરણ કરનાર ટિપ્પણીઓ આ ગ્રંથને અંતે આપેલી છે તેથી અભ્યાસકોને આ ગ્રંથ વિશેષ ઉપયોગી થયો છે. તે વખતની કેળવણી પ્રમાણે જે વસ્તુઓ લોકોને માટે સર્વવિશ્રુત હતી, જેમકે વિદ્યાઓ, કળાઓ વગેરે, તે આજે સામાન્ય લોકો તો શું પણ પંડિતો પણ જાણતા નથી. એવી વસ્તુઓનું વિવરણ કરવું આજના જમાનામાં વિશેષ આવશ્યક છે. એમાં કેવળ કુતૂહલની તૃપ્તિ નથી પણ પ્રાચીન કાળની સંસ્કારિતાનો આદર્શ કેવો હતો એનો આખો ચિતાર એમાં મળી જાય છે.

વિજ્ઞાનનો આજે આપણે કંઈક વધારે ઉપયોગ કરતાં શીખ્યા છીએ એટલા ઉપરથી આપણે એમ ન માની બેસીએ કે જૂના કાળ કરતાં આજનો જમાનો વધારે સંસ્કારી છે. ખરું જોતાં છેલ્લાં સોપચાસ વર્ષમાં મનુષ્યજાતિનું જ્ઞાન અને સામર્થ્ય ભલે વધ્યાં હોય. પણ સંસ્કારિતા અથવા ધર્મબુદ્ધિ સરવાળે કાંઈક ઘટ્યાં છે એમ જ કહેવું જોઈએ. નહિ તો વિશ્વશાંતિ આટલી જોખમમાં આવી ન પડત. માણસમાં માણસાઈ જે જમાનામાં વધારે હોય તે જમાનો સંસ્કારી એ આપણે ભૂલવું ન જોઈએ. ભોગ અને ઐશ્વર્ય બન્ને વાપરવાની યુક્તિઓનો વિસ્તાર

કરે તે જમાનાને સમર્થ ભલે કહીએ પણ એને સંસ્કારી તો ન જ કહી શકાય. ભોગૈશ્વર્યની ઉપાસના આજે એટલી બધી વધી છે કે દુનિયાભરના વિચારક લોકોના મનમાં ચિંતા પેઠી છે કે મનુષ્યજાતિનું ગાડું આગળ કેમ ચાલશે? ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર ત્રણે કહે છે કે મનુષ્યજીવનનો કાંઈક ઇલાજ કરવો જોઈએ. દરેક શાસ્ત્ર પોતાની મેળે ઇલાજો શોધી કાઢે છે પણ અંતે મનેકમને એ બધાને ધર્મશાસ્ત્રોના અસંકુચિત અને વ્યાપક, સર્વકલ્યાણકારી સિદ્ધાંતોનું જ શરણુ લેવું પડે છે.

આવો પશ્ચાત્તાપાભિમુખ અને અમુક અર્થમાં નિવૃત્તિ-પરાયણ જમાનો હવે નજીક આવ્યો છે. આ ધર્મકથાઓ એ જમાનાની મદદમાં અનેક રીતે આવશે અને મૂંઝાયેલા જનસમાજને અહિંસામૂલક વિશ્વકુટુંબવાદ સ્થાપિત કરવામાં મદદગાર થશે એવી શ્રદ્ધા છે.

આ કથાઓ દેખાવે ભલે સાદી હોય પણ એમની અસર એમની સાદી, સીધી અને સચોટ શૈલી ઉપર જ કેવળ નથી પણ વિશ્વહિતના સર્વ-મંગળકારી સંકલ્પથી કરેલી ઉગ્રમાં ઉગ્ર તપશ્ચર્યાનું બળ આ કથાઓ પાછળ છે. આ સાહિત્યસેવી કલાકારોનું લલિત લખાણ નથી પણ જીવનરહસ્યના પારગામી એવા મહાવીરે આખી મનુષ્યજાતિ માટે આપેલા ધર્માનુભવનો નિચોડ એમની પાછળ છે. પ્રાકૃતબુદ્ધિ, અભણ અને ભોળા લોકોને માટે પણ પૂરતો બોધ મળે એ હેતુથી ભોળી શૈલીમાં આ કથાઓ લખી છે એ જ એમની મહત્તા છે. વાંચકો શ્રદ્ધાભક્તિથી અને નમ્ર અંતઃકરણથી શિષ્યભાવે એમનું સેવન કરશે.

(૨)

'મહાવીર સ્વામીનું જીવનચરિત્ર ગમે તેટલું વિશુદ્ધ, ઉદાત્ત, અને ઉગ્ર તપવાળું હોય તોયે તેમાં કવિઓને અને કળા-રસિકોને રસ પડે એવા Romantic અંશો નથી' એમ કેટલાકનું કહેવું છે. અને તેથી 'ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય અથવા ઈશુખ્રિસ્તના જીવનપ્રસંગો લખતાં લેખકોને જેવો રસ છૂટે છે તેવો રસ મહાવીરનું જીવન લખતાં છૂટતો નથી' એવા ઉદ્‌ગારો કોક વાર સાહિત્યસેવીઓ પાસેથી સાંભળીએ છીએ. અમેરિકાની શોધ કરનાર કોલંબસ, વિજળીની શોધ કરનાર ફેરેડે, જીવનનું ઓસડ શોધનાર બુદ્ધ, તમામ વિકારો ઉપર વિજય મેળવવાનો રસ્તો શોધનાર ભગવાન મહાવીર, એ દરેકના જીવનમાં આપણને સરખો જ અદ્‌ભુત રસ મળવો જોઈએ. પણ બાહ્ય દુનિયામાં કરેલાં પરાક્રમો જેમ નજરે જોવાય છે અને શબ્દે વર્ણવાય છે તેમ આંતરિક દુનિયામાં કરેલાં પરાક્રમો જોવાતાં કે વર્ણવાતાં નથી. એટલા જ ખાતર માર માથેના યુદ્ધ જેવાં અદ્‌ભુત રસનાં રૂપકો તૈયાર કરવાં પડે છે.

જીવનમાં વિવિધ વિજય પ્રાપ્ત કરવાની તક મળવી એ જેમ એક ભાગ્યનો વિષય છે તેમ માણસને સમર્થ ચરિત્ર-લેખક મળવો એ પણ એક ભાગ્યનો વિષય છે. જીવનમાં મહત્ત્વની ઘટનાઓ, જાતજાતનાં પરાક્રમો, વીતેલાં સંકટો અને સમાજ ઉપર પાડેલી અસરો એ જેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તેટલો જ મહત્ત્વનો ભાગ આર્ય પુરુષે કરેલા વિચારો, ચલાવેલી કલ્પનાઓ, આપેલા બોધો અને ગોઠવેલા સિદ્ધાંતો

પણ ભજવે છે. જીવનચરિત્રમાં આ બધી જ વસ્તુઓ આવવી જોઈએ. ચરિત્રની આ બાજુ ખીલવીને લખવાની કળા જૂના વખતમાં એટલી ખેડેલી ન હતી એટલે જૂના લોકો સંવાદોના સ્વતંત્ર સંગ્રહ કરતા હતા. સંતો તો ગાથા અને ભજનોમાં જ બોલે એટલે એમની વાણી એ રીતે અમર રહેતી. સંવાદોમાં પ્રામાણિક ઐતિહાસિક વાતાવરણ જાળવવું જોઈએ અને બની શકે તો નાટ્યશૈલીનું અવલંબન કરી પ્રત્યક્ષ વાતાવરણ ઊભું કરવું જોઈએ. પણ જૂના જમાનામાં એવો આગ્રહ કેળવેલો નહિ હોવાથી સંવાદો પણ વચમાં વચમાં વાર્તાશૈલી ધારણ કરે છે અને વચમાં વચમાં તાર્કિક વિવેચનનું રૂપ લે છે.

મૂળ ધર્મસંસ્થાપકો અને આધ્યાત્મવીરો સાધનાની ઉત્કટતામાં જીવન વ્યતીત કરે છે. પોતાની પાછળ રમણીય શૈલીનું સાહિત્ય મૂકવાને બદલે રમણીય આચરણવાળા જીવતા શિષ્યોને મૂકવાનો એમનો આગ્રહ વધારે હોવાથી એમનો ઉપદેશ તેમજ એમના જીવનપ્રસંગો એમની પાછળ ઘણે વરસે નોંધાય છે. આવી નોંધો, બોધ આપનારની બિભૂતિ કરતાં તે ઝીલનારની પાત્રતા ઉપર જ અવલંબે છે. તેથી પહેલવહેલી નોંધો જે લોકો આપણે માટે મૂકી જાય છે તેમના સંજોગો, તેમની વૃત્તિઓ અને તેમની શક્તિ અને અભિરુચિ એ બધાની અસર ધર્મગ્રંથો ઉપર પડે છે.

આવી નોંધો ધર્મના આદ્યગ્રંથ હોવાથી એમના પ્રત્યે ભક્તિની પરાકાષ્ઠા હોવી એ તો સ્વાભાવિક છે પણ કોઈકોઈક વાર તો આવી ભક્તિ ગ્રંથોની દુર્દશા પણ કરી મૂકે છે. ધર્મ એ

વસ્તુ અનાદિ સનાતન છે, અપૌરુષેય છે, તે કોઈકાળે કાળગ્રસ્ત ન થઈ શકે માટે એવા ધર્મના મૂળ ઝરણારૂપ જે ગ્રંથો સ્વીકારાય છે તે ગ્રંથો, તેમની ભાષા, એમની વાક્યરચના બધું જ અનાદિ છે, અપૌરુષેય છે, એમ માનવા તરફ માણસનો ઉત્સાહ ઢળે છે. ધર્માનુભવ સનાતન છે, નિર્ભ્રાંત છે, ત્રિકાલાબાધિત છે એ વાત સાચી છે પણ તે ઉપરથી જેમણે ધર્માનુભવ લીધો છે એમના ઉદ્‌ગારો અને એમની માન્યતાઓ એમના ભક્ત શિષ્યોએ જેવી નોંધી હશે તેવી પણ અપૌરુષેય છે એટલું જ નહિ પરંતુ તે પણ નિર્ભ્રાંત છે, એમાં આવેલા જ્યોતિષના, સૃષ્ટિઉત્પત્તિના, ઇતિહાસભૂગોળના, વૈદકના કે સામાજિક વ્યવસ્થાના જેટલા ઉલ્લેખો હોય તે બધા જેવાને તેવા જ સ્વીકારવા જોઈએ, એમાં જ નિષ્ઠા કે વફાદારી રહેલી છે એમ લોકો માની બેસે છે અને એકવાર એ વસ્તુ માની લીધી કે પછી અંદર અંદરનો પરસ્પર વિરોધ હોય તો તેનો પરિહાર કરવાનો, પ્રત્યક્ષ અનુભવ વિરુદ્ધ જતો હોય તો એમાંથી આધ્યાત્મિક અર્થ કાઢવાનું, ઇતિહાસથી વિસંગત વાતો આવતી હોય તો કલ્પભેદની વ્યવસ્થા કરવાનું, નીતિવિરુદ્ધ કાંઈ દેખાતું હોય તો તેના પૂર્વજન્મના સંબંધોથી સમર્થન કરવાનુ એક મોટું શાસ્ત્ર ઉત્પન્ન થાય છે. એકાક્ષરી કોષ, વ્યાકરણ અને તર્કને જોરે શબ્દોમાંથી ગમે તે અર્થ ખેંચી કાઢવાનું શાસ્ત્ર તો વળી જુદું. મૂળ એક ખોટી માન્યતાના આગ્રહને વળગવાથી આ બધી અનર્થપરંપરા ઉત્પન્ન થાય છે. **पार्वती-परमेश्वरौ**માં વૈષ્ણવ સંપ્રદાયને સંતોષ નથી એટલા ખાતર **पार्वतीप-रमेश्वरौ** એવો વિગ્રહ કરવા જે તૈયાર થાય છે તેમની સત્યનિષ્ઠા અને સાહિત્યરસિકતા વિષે શું કહેવાય ?

એમાં વળી જૂના લેખકોને કોકકોક વાર કૂટ શૈલીમાં લખવાની પરોક્ષપ્રિયતા થઈ આવતી એટલે શાસ્ત્રનો અર્થ કરવાની મુસીબતોનો તો પાર ન મળે.

શાસ્ત્રનો જેમ જેમ વિસ્તાર થતો જાય છે તેમ તેમ મૂળ એક કોરે રહી જાય છે અને ટીકાકારો પોતાની માન્યતાઓમાં અને પોતાની તર્કપદ્ધતિમાં અટવાઈ જાય છે. આ કારણે પણ ધર્મશાસ્ત્રનું અધ્યયન કાંટાળું અને કંટાળાભરેલું થઈ ગયું છે. એમાંથી ઊગરી જવાનો રસ્તો એક જ છે કે મૂળ ઝરણાંરૂપ આદ્ય ધર્મગ્રંથો સ્વાભાવિક બુદ્ધિથી સરળ અર્થમાં જોઈ લેવા અને પોતાના જીવનને સદાચાર તરફ વાળવાના પ્રયત્નની દૃષ્ટિએ એમનો ભાવ ગ્રહણ કરવો. સદ્‌ભાગ્યે ધર્મસંસ્થાપકો આમપ્રજામાં રહી એમને જ દોરતા હોવાથી અત્યંત સાદી શૈલીમાં બોલે છે અથવા લખે છે. જીવનની અને બુદ્ધિની નવરાશ જેમની પાસે વધી પડે છે તેઓ કૃત્રિમતા ભલે કેળવે. પારમાર્થિક સંતો કલ્યાણની ઉત્સુક એવી પ્રજાને સીધી રીતે જ કથાવાર્તા અને દાખલાદલીલો દ્વારા ઉપદેશ કરે છે. દરેક જમાનાએ આવાં મૂળ લખાણો તરફ જ ફરીફરી ધ્યાન દેવું જોઈએ. સાધુજીવનનું શાસ્ત્ર પણ સાદું જ હોય છે, એ વિશ્વાસથી શાસ્ત્રગ્રંથો વાંચવા જોઈએ. શાસ્ત્રગ્રંથો આગળ આપણે ભક્તિનમ્ર જરૂર થઈએ. પણ પગરખાં જેમ મંદિરબહાર રખાય છે, તેમ શાસ્ત્રના અધ્યયન વખતે સાદી સમજણ કોરે રાખવાની ભૂલ આપણે કોઈ કાળે નહિ કરીએ.

આ ધર્મકથાઓમાં ઈશુખ્રિસ્તની બોધકથા ( પેરેબલ્સ ) ની પેઠે સહેલું લોકકાવ્ય છે. જીવનનો અઘરો અનુભવ સહેલો

કરવા પૂરતું જ એ કથાઓનું પ્રયોજન હોય છે. ધર્મજિજ્ઞાસુ અને ધર્મસાધક સહેલાઈથી એમાંથી જેટલું ગ્રહણ કરી શકે એટલો જ બોધ એમાં છે એમ માનીને આપણે આગળ ચાલવું જોઈએ. જીવન એ વસ્તુ જ ગહન રહસ્યવાળી છે. આધ્યાત્મિક અનુભવ તો ઇંદ્રિયાતીત અને અનિર્વચનીય હોય છે એટલે એ વિશદ કરવા માટે રચેલી અથવા કહેલી ધર્મકથાઓમાં કાંઈક ગૂઢભાવ તો હોવો જ જોઈએ. પણ એ ગૂઢતા ભાષાની નથી હોતી એટલો વિશ્વાસ આપણે રાખવો જોઈએ.

આધુનિક કળારસિકોની દૃષ્ટિએ આ ધર્મકથાઓ આપણે તપાસવા બેસીએ તો આપણને તે ન શોભે. મંદિરે દર્શન માટે ગયા હોઈએ તો તે વખતે આસપાસના થાંભલાની કારીગરી ઉચ્ચ કોટિની છે કે સામાન્ય કોટિની એટલું જ તપાસનાર માણસ ભક્ત નથી, પારમાર્થિક નથી. આ ધર્મકથાઓમાં જે મુખ્ય વસ્તુ તરી આવે છે તે પાપ અને પ્રમાદમાં ડૂબી જનાર જીવોનો ઉદ્ધાર કરવા માટે તલસતું પરમકારુણિક હૃદય છે. સાંભળનારની રુચિ પ્રમાણે જાતજાતના રસ કે રંગ એમાં પૂર્યા હોય, તોયે મૂળ ઉપદેશકનો તો એ બધા રસો પ્રત્યે કેવળ વિરાગ જ છે એ આપણે ભૂલી જવું ન જોઈએ.

આત્માઅનાત્માનો ભેદ જાણ્યા પછી આપણી સંપૂર્ણ નિષ્ઠા આત્મતત્ત્વ પ્રત્યે જ હોય છતાં અનાત્મતત્ત્વને—શરીરને અનાસક્તપણે નભાવ્યે જ છૂટકો. એ વસ્તુ સાર્થવાહ ધન્ય અને વિજયચોર વાળી વાર્તામાં જેમ બતાવ્યું છે એટલું અસરકારક રીતે બતાવેલું આપણને બીજે ક્યાં મળે ?

રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે દૂધમાં મોરવણ નાખ્યા

પછી એને અડાય નહિ. એને વારેઘડીએ હલાવાય નહિ તો જ સરસ દહીં જામે. તે જ રીતે એકવાર નિઃશંક થઈ દીક્ષા લીધા પછી "પોતાના વિશ્વાસનું જતન કરવું જોઈએ ' એ બોધ 'બે ઈંડાં' વાળી વાર્તામાં સુંદર રીતે આપ્યો છે. પોતે સિદ્ધ થયો છે, ભયમુક્ત થયો છે એવી અંદરથી ખાતરી થાય તોયે ઉતાવળે સાધના ન છોડવી જોઈએ, એવી ચેતવણી આપવા 'બે કાચબા' વાળી વાર્તા આપેલી છે.

એકવાર વૈરાગ્ય પ્રાપ્ત થયો તોયે તે ટકશે જ એવી ખાતરી નથી હોતી. ત્યાગી પણ ભોગી થાય છે; લોકો ચડીને પડ્યા છે; મુક્ત થયા પછી બદ્ધ થયા છે; માટે કોઈ અભિમાન ન કરે કે હું જીત્યો છું, અને જીત્યા પછી પણ માણસ સાધના છોડી સ્વચ્છંદે વર્તવા જાય તો એ ફરી પટકાવાનો જ એ બોધ 'શૈલકઋષિ'ની વાર્તામાં આપેલો છે. એ વાર્તાની વિશેષ ખૂબી એ છે કે આવો ચડીને પડેલો માણસ પણ ફરી ન ચડે એમ નથી એ બતાવવા ખાતર શિષ્યે પતિત ગુરુ પ્રત્યે કેવો સંબંધ રાખવો જોઈએ એ પણ અહીં બતાવ્યું છે. કેમકે પંથક ઋષિએ પોતાની જાગૃતિ અને ગુરુસેવાદ્વારા પોતાના ગુરુ શૈલક ઋષિનો ઉદ્ધાર કર્યો છે.

પણ કેટલાક તો એક વાર પડ્યા એટલે પડ્યા જ, ફરી ચડવાના નથી, એ અનુભવ પણ નોંધવા માટે છેલ્લા અધ્યયનમાં 'પુંડરીક'ની વાર્તા આપી છે. અહીં કંડરીક સાચે સાચો વૈરાગ્ય કેળવીને પ્રવજ્યા લે છે, પણ શરીરધર્મને વશ થઈ ભોગાર્થી બને છે. એનો મોટો ભાઈ એને બચાવવાનો પ્રયત્ન કરી જુએ છે. એમાં ન ફાવવાથી એ મુનિમહારાજને

ભોગાર્થી જોઈ પોતાની રાજગાદી આપી દે છે અને પોતે એનું વ્રત સ્વીકારી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાનો રસ્તો લે છે. તુંબડાની વાર્તામાં તો હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ, અબ્રહ્મચર્ય, ક્રોધ, માન, માયા, લોભ, ઇત્યાદિ કુસંસ્કારો માણસને કેમ ડુબાવે છે અને એથી ઊલટા સત્યાદિ સંસ્કારો માણસને કેમ તારે છે એ બતાવ્યું છે.

'રોહિણી'ની વાર્તા વાંચતાં એ જ જાતની બીજી કેટલીયે વાતો યાદ આવે છે. સસરાએ આપેલા દાણા ફેંકી દેનાર ઉજ્ઝિકા, ખાઈ જનાર ભોગવતી, સાચવી રાખનાર રક્ષિતા અને વાવી વધારનાર રોહિણી, આ ચાર વહુમાં રોહિણી શ્રેષ્ઠ છે એ તો સહેજે સિદ્ધ થાય છે ગુરુના શિષ્યો પણ આ ચાર પ્રકારના હોય છે એ બોધ પણ સ્પષ્ટ છે. પણ સામાન્ય લોકવાર્તાની પેઠે સસરાએ રોહિણીને ઘર સોંપી બાકીની વહુઓને હાંકી નથી કાઢી. રોહિણીને ઘર સોંપ્યા પછી રક્ષિકાને સંપત્તિની રખેવાળી સોંપી, ભોગવતીને રસોડાની અધિષ્ઠાત્રી નીમી અને ઉજ્ઝિકાને ઘરની સફાઈની જવાબદારી આપી. યોજક હોય તો દરેકને એને લાયક સ્થાન આપી જ દે.

'મલ્લિ' વાળી વાર્તામાં બાહ્ય સૌંદર્યવાળા શરીરમાં કેટલી દુર્ગંધ રહેલી હોય છે એનું દર્શન કરાવી વૈરાગ્યની પ્રેરણા કરી જ છે, પણ આર્ય સુધર્મા કહે છે તેમ એ વાર્તામાં શ્રમણભગવાન મહાવીરે સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ બતાવ્યો છે. કેમકે રૂપવતી રાજકન્યા મલ્લિએ પોતાના પર આશક થયેલા અને પોતાના પિતા સામે રણે ચડેલા રાજકુમારોને યુદ્ધમાંથી તો ઉગાર્યાં જ પણ તે ઉપ-

શાંત તે રાજપુત્રોને ભોગવિલાસમાંથી બચાવી અજરામરતાના માર્ગમાં પોતાના આજીવનસહચારી બનાવ્યા. સ્ત્રીઓનું રૂપ-લાવણ્ય અને એમની કોમળતા માણસને ભોગવિલાસ તરફ લલચાવી પાડે છે. પણ જો એ સ્ત્રીહૃદય પોતે શુદ્ધ અને ઉન્નત હોય તો એ જ કોમળતાને લીધે દયાભાવ કેળવી પુરુષને વિષયનિર્મુખ કરી શકે છે અને સદાચાર તરફ દોરી શકે છે. તેમ કરવા ખાતર શરીરની અંદર રહેલી ગંદકીનું સ્મરણ કરાવવું જોઈએ એવું નથી.

પોતાની સુંદર આંખો ઉપર આશક થયેલા એક કામુકને પોતાના નખવતી પોતાનો ડોળો કાઢી આપનાર બૌદ્ધ ભિક્ષુણી શુભાનું અહીં સ્મરણ થયા વિના કેમ રહે?

'માકંદી'ની વાર્તા તો દુનિયાના બધા જ દેશમાં એક યા બીજે રૂપે પ્રચલિત છે. ચંદ્રના શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષનો ભેદ પણ એટલો જ સાર્વભૌમ છે.

'દાવદ્દવનાં ઝાડ'વાળી વાર્તા અત્યંત મહત્ત્વની છે જો કે એમાં વાર્તા જેવું કાંઈ જ નથી. અહિંસાના મહાપ્રચારક મહાવીરે પોતાના સંપ્રદાયના તેમજ ભિન્ન સંપ્રદાયના કે ભિન્ન ધર્મના બધા લોકો જોડે સમભાવ રાખવાનો કરેલો ઉપદેશ આજના જમાનામાં કેવળ દિગંબર શ્વેતાંબર જૈનો માટે જ નહિ પણ બધા જ ધર્મના લોકો માટે ઉપયોગી છે.

સાધના કરવાથી પતિતમાં પતિત માણસ પણ શુદ્ધ થઈ શકે છે, સુસ્થિતિ અને દુઃસ્થિતિ સંસ્કાર ઉપર જ આધાર રાખે છે એ બતાવવા માટે જિતશત્રુ રાજા અને એના સુબુદ્ધિ અમાત્યની વાર્તા અને એમાં આવેલો પાણીનો દાખલો

એક વાર વાંચ્યા પછી ધ્યાનમાંથી ખસે એવો નથી. કેવળ પ્રસિદ્ધિ અને કીર્તિ માટે દાનધર્મ કરનાર કે સમાજસેવા કરનાર આજકાલના ઢગલાબંધ લોકોને દેડકાની વાર્તા જરૂર ભેટ આપવા જેવી છે. સંસારભયથી ત્રાસેલાનું શરણ પ્રવ્રજ્યા છે, અભય એવો તો એક દાન્ત અને જિતેંદ્રિય જ હોઇ શકે છે, એ બોધ આપવા માટે અને એ રીતે માણસોને ધર્માભિમુખ કરવા માટે 'અમાત્ય તેયલિ'ની વાર્તા છે. માણસને ચેતવણી આપવા માટે અત્યંત દયાભાવથી દેવો કોકકોક વાર માણસ-ને આફતમાં નાખે છે એ વસ્તુનું સૂચન આ વાર્તામાં છે. એ તરફ ખાસ ધ્યાન ખેંચાવું જોઈએ. પૂરેપૂરા એકરાગ એવા રાજા અને અમાત્ય વચ્ચે વિરોધ ઉત્પન્ન કરવા પાછળ પોટ્ટિલ દેવનો શુભ હેતુ જ હતો. આ વસ્તુ ધ્યાનમાં રાખીને પણ માણસે આવી અસહ્ય વિપત્તિને વધાવી લેવી જોઈએ. સાર્થવાહ ધન્યે સર્વ ધર્મ અને પંથના લોકોને જેમ સરખા જ ભાવથી સાથે રાખ્યા હતા અને બધાની સેવા કરવાનો એને જેમ સરખો ઉત્સાહ હતો તેવી વૃત્તિ હિંદુસ્તાનના લોકો જો આજે રાખે તો આપણી બધી જ મુશ્કેલીઓ ટળી જવાની છે. પોતાની જ ન્યાતના લોકોને મદદ કરવાની વૃત્તિ અથવા પોતાના ધર્મ અને સંપ્રદાયના લોકોનો જ પક્ષ તાણવાની સંકુચિતતા મહાવીર સ્વામીને પસંદ ન હતી એટલું જ નહિ પણ જેમ નંદીફળ સામે ધન્ય સાર્થવાહે લોકોને પોકારી પોકારીને ચેતવ્યા હતા તેમ સંકુચિતતા સામે ભગવાન મહાવીર માણસમાત્રને પોકારીને ચેતવે છે.

'અપરકંકા નગરી'વાળી વાર્તા અને તેમાં આવેલો

દ્રૌપદીનો ઉલ્લેખ વાંચીને અનેક જાતના વિચારો મનમાં આવે છે. તપની પાછળ જો આસક્તિ હોય તો તે ગમે તેવું ઉગ્ર હોય છતાં ચિત્તશુદ્ધિ કરી શકતું નથી, એ મુખ્ય બોધ તો છે જ. પણ દ્રૌપદીની વાર્તા આ રૂપમાં જોઈને વિચાર થાય છે, કે મહાભારત લખાયા પહેલાંની જ આ હોવી જોઈએ. મહાભારત જેવું મહાકાવ્ય અને વિરાટ ઇતિહાસ લખાયા પછી દ્રૌપદીની વાર્તામાં આટલો ફેરફાર કરવાનું કોઈ ને મન થાય નહિ. મહાભારત પહેલાં પાંડવોની વાર્તા અહીં જેટલી સાદી હશે અને એ વાર્તાનાં પાઠાંતરો પણ ઘણાં હશે. મહાભારતકારને એનું જે રૂપ પસંદ આવ્યું એ લઈને એણે પોતાની અલૌકિક અને અપ્રતિમ કાવ્યશક્તિ એના ઉપર અજમાવી હશે. અહીં આપેલી વાર્તા તો 'વ્હીકિંગ' લોકોની 'સગા'ઓ જેવી જ લાગે છે. અરેબિયન નાઈટ્સવાળી વાર્તાઓ પણ આવી જ જૂની વાર્તાઓ ભેગી કરીને ગોઠવી હશે.

ઘોડાઓને પકડવા માટે જેવી લાલચો 'આઇણ્ણુ' નામની વાર્તામાં ઊભી કરી છે એવી જ લાલચો બિચારા ઋષ્યશૃંગ સામે પણ પથરાયેલી હતી. બન્નેમાં બોધ તો એક જ છે,– 'શ્રમણે મધુર કે અમધુર શબ્દોને કાનમાં પ્રવેશ કરતા અટકાવવા કાનમાં પૂમડાં ન નાખતાં સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.'

માણસ ખોરાક ખાય તે કેવળ મોક્ષનું સાધન શરીર ટકાવવા પૂરતો જ ખાય એ બોધ ઠસાવવા ઉપનિષદના ઋષિઓએ અને એ પરંપરાના આચાર્યોએ કહ્યું કે આહાર તો ઔષધ સમજીને જ લેવો. પણ આપણે તો મરી, મરચાં,

તજ, લવિંગ જેવાં ઔષધને ખોરાક કરી મૂકયો છે. ભગવાન મહાવીરે આહાર કરવાનો ઉદ્દેશ સમજાવવા 'સુંસુમા'ની વાર્તા એના રોમાંચકારી ભયાનક રસ સાથે આપણને કહી છે.

વાર્તાઓમાં અનેક ઠેકાણે શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રવ્રજિત થયા પછી પસ્તાય છે; શ્રાવકદશામાં સ્વાતંત્ર્ય હતું; આકરા આદર્શ પ્રમાણે કોઈ કસોટી કરતું ન હતું, ઊલટી જ્યાં ત્યાં સ્તુતિ થતી હતી; દીક્ષા લીધા પછી બધું બદલાય છે, દૂરથી જે રૂપાળું લાગતું હતું તેની કઠિનતા નજરે પડે છે અને પછી પસ્તાવો થાય છે કે આપણે ક્યાંથી આવી કેદમાં પડયા છીએ. આ મનોવૃત્તિ ભગવાને પહેલી વાર્તામાં પણ ઉઘાડી પાડી છે અને 'કાલી'વાળી છેલ્લી વાર્તામાં પણ ઉઘાડી પાડી છે. છેલ્લી વાર્તામાં એક જ જાતની અનેક વાર્તાઓ રજૂ કરી સ્ત્રીજાતિનો વૈરાગ્ય કેટલો કાચો હોય છે એ જ જાણે બતા-વવા માગતા હોય એમ લાગે છે. એ દોષ સ્ત્રીસ્વભાવનો નથી પણ સ્ત્રીના ભાગ્યમાં રહેલા સંકુચિત જીવનનો છે, સંસ્કારના અભાવનો છે. માણુસ બાહ્ય અંકુશ સ્વેચ્છાએ સ્વીકારે ત્યારે એણે સંપૂર્ણ વિચાર કરેલો હોવો જોઈએ. દીક્ષા લેનાર અને દેનાર બન્નેએ જો નરકમાંથી બચી જવું હોય તો ભગવાને અનેક દાખલાઓ આપી જે ચેતવણી આપી છે તે બરાબર ધ્યાનમાં લાવવી જોઇએ.

આ વાર્તાઓ અનેક વાર વાંચવા છતાં એમાં કોઈ પણ ઠેકાણે સાંપ્રદાયિકતા કે સંકુચિતતા જણાતી નથી. આ ઉપદેશ ભલે જૈન સાધુઓને અથવા શ્રાવકોને માટે આપેલો હોય પણ એની સાર્વભૌમિકતાને લીધે એ દરેક ધર્મના અને

પંથના માણસને માટે સરખો જ ગ્રાહ્ય અને લાભદાયક છે. કોઈપણ સંપ્રદાયમાં જ્યારે સંકીર્ણતા કે મલિનતા આવે છે ત્યારે મૂળ ઝરણા તરફ તરત દોડી જવું જોઈએ. સુધારા માટે જોઈતી ઘણી ખરી પ્રેરણા ત્યાં જ મળી આવે છે.

ધર્મસાધના સાથે મોટા મોટા સંઘ નિર્માણ કરવાનું કામ આપણા દેશમાં બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્ય એ ત્રણ જણે પ્રથમ કર્યું જણાય છે. યુરોપમાં ઈશુના સંપ્રદાયમાં પણ જબરદસ્ત સંઘો સ્થપાયા છે. આ બે તદ્દન નિરાળા પ્રયોગો વચ્ચે તુલના કરવી અત્યંત આવશ્યક છે. બન્નેમાં વિશિષ્ટ તત્ત્વો અને વિશિષ્ટ ખામીઓ રહેલાં છે. ઇસ્લામના ફકીરોનો જીવનક્રમ પણ એની સાથે જ તપાસવો જોઈએ.

જૈન ધાર્મિક ગ્રંથોમાં અને વાર્તાઓમાં જ્યારે સંખ્યાનો સંબંધ આવે છે ત્યારે લેખક બહુ જ ઉદાર હોય છે. હજાર લાખ અને કરોડ વગર એમને સંતોષ થતો જ નથી. આમાંની દેખીતી અતિશયોક્તિ કોરે મૂકીએ તોયે હજારોની સંખ્યામાં સાધુઓ વહોરતા ફરે અને એમના ઉપર સંઘનો, આચાર્યોનો અથવા સમાજનો કશો અંકુશ ન રહે એ સ્થિતિ ઇષ્ટ છે કે કેમ એ તપાસવા જેવું તો છે જ. સાધુઓ ઉચ્ચ, મધ્યમ નીચ બધા લોકો પાસેથી પોતાનો ખોરાક લે એ બરાબર છે પણ પુંડરીક જેવા આદર્શ સાધુ નીરસ, વિરસ ઠંડું, લૂખું અને અનાયાસે મળે તેટલું જ ખાઈને ચલાવે, એમને અજીર્ણથી પિત્તજ્વર થાય અને એમાં જ એમનો દેહ પડે એ સ્થિતિ સાધુઓ માટે કે સમાજ માટે સારી નથી જ. સાધુઓ પરિચિત સમાજમાં જ ફરે અથવા જો પતિતોના ઉદ્ધારને અર્થે દૂરદૂરના અજાણ્યા

મુલકમાં જાય તો એમની વ્યસ્થા પરિચિત સમાજ મારફતે થાય એ જાતની પ્રથા ખ્રિસ્તી સમાજે પાડી છે. સંપ્રતિ રાજાએ પણ એવી જ ગોઠવણ કરેલી. એ નિયમ સર્વવ્યાપક કરવાથી લાભહાનિ શાં શાં છે એનો પણ વિચાર કરવો ઘટે છે. સમાજનું ધર્મજીવન અને ધાર્મિક સંસ્થાઓ આદર્શ રીતે ચલાવવા માટે શું શું કરવું ઘટે છે એનો ફરીફરી ઊહાપોહ થવો જોઈએ અને તે માટે બધા જ ધર્મોનો અને તે તે ધર્મની સંસ્થાઓનો અનુભવ તપાસવો જોઈએ.

પણ સંઘની વ્યવસ્થા કરતી વખતે એટલું તો કોઈ કાળે નહિ ભૂલી જઈએ કે સંઘ અને એની વ્યવસ્થા એ બહારનું ખોખું છે. ષડ્‌રિપુ સામે ઝૂઝવાની ધગશ, મોક્ષની તીવ્ર તાલાવેલી, ભોગ અને ઐશ્વર્ય પ્રત્યે તિરસ્કાર અને ઇંદ્રિયોનું દમન કરવા વિષેનું શૌર્ય એ જ મુખ્ય છે. એ બોધ આપવા માટે જ આ ધર્મકથાઓ છે. આ ધર્મકથાઓનું વાંચન અને ચિંતન જીવનયાત્રાનું ઉત્તમ પાથેય છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# ભગવાન મહાવીરની ધર્મકથાઓ

## [ નાયધમ્મકહા ]

## પ્રાસ્તાવિક

અંગદેશની[1] રાજધાની ચંપાનગરીમાં[2] કોણિક[3] નામે રાજા રાજ્ય કરતો હતો. તે સમયે શ્રમણ ભગવાન મહાવીરના[4] અંતેવાસી, આર્ય સુધર્મા[5] નામે સ્થવિર–જંબુ[6] પ્રમુખ પાંચસો શિષ્ય સાથે ગામેગામ આનુપૂર્વીએ પગપાળા ફરતાફરતા અને તપ તથા સંયમથી આત્માને ભાવિત કરતા, ચંપા નગરીની બહાર ઈશાનખૂણામાં આવેલા પૂર્ણભદ્ર ચૈત્યમાં[7] આવીને ઊતર્યા.

સુધર્મા સ્વામીને આવ્યા જાણીને રાજા કોણિક તથા ચંપાની સમસ્ત પ્રજા તેમની પાસે ધર્મ સાંભળવા આવી.

તે બધાંના ચાલ્યા ગયા બાદ આર્ય સુધર્મા અનગારના મુખ્ય શિષ્ય આર્ય જંબુ નામે અનગારે શ્રદ્ધા, સંશય અને કુતૂહલથી પોતાના ગુરુ આર્ય સુધર્માને વિનયપૂર્વક બે હાથ જોડીને નીચે પ્રમાણે પૂછ્યું:–

" નિર્વાણને પામેલા શ્રમણ ભગવાન મહાવીરે નાયા-ધમ્મકહા[૮] નામના છઠ્ઠા અંગનો શો અર્થ કહ્યો છે તે મને કૃપા કરીને કહો."

આર્ય સુધર્માએ પોતાના શિષ્ય જંબુને એનો આ પ્રમાણે ઉત્તર આપ્યો:–

" હે જંબુ! નિર્વાણને પામેલા તે શ્રમણ ભગવાન મહાવીરે આ નાયાધમ્મકહા નામના છઠ્ઠા અંગના બે શ્રુત-સ્કંધ કહ્યા છે. તેમાં પ્રથમ સ્કંધમાં જ્ઞાતો–ઉદાહરણો છે અને બીજામાં ધર્મકથાઓ છે."

જંબુએ આર્ય સુધર્માને ફરીવાર પૂછ્યું:—

" જેમાં ઉદાહરણો આવે છે તે પ્રથમ સ્કંધમાં કેટલાં અધ્યયનો છે ? " સુધર્મા સ્થવિર બોલ્યા:–

" હે જંબુ! ઉદાહરણપ્રધાન પ્રથમ સ્કંધમાં ૧૯ અધ્યયનો છે. તે બધાં અધ્યયનોનાં નામ ક્રમવાર આ પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ ઉક્ખિત્ત-ણાય | ૬ તુંબ | ૧૧ દાવદ્દવ | ૧૬ અવરકંકા |
| ૨ સંઘાડ | ૭ રોહિણી | ૧૨ ઉદગ-ણાય | ૧૭ આઇન્ન |
| ૩ અંડ | ૮ મલ્લી | ૧૩ મંડુક્ક | ૧૮ સુંસુમા |
| ૪ કુમ્મ | ૯ માયંદી | ૧૪ તેયલી | ૧૯ પુંડરીય–ણાય |
| ૫ સેલગ | ૧૦ ચંદિમા | ૧૫ નંદીફલ | |

વળી જંબુએ પૂછ્યું:–

" એ ૧૯ અધ્યયનોમાં પહેલા અધ્યયનનો શો અર્થ છે?"

સુધર્માએ કહ્યું:–

" એ પહેલા અધ્યયનનો અર્થ આ પ્રમાણે છે:–

## ૧

# પગ ઊંચો કર્યો

[ ઉક્ખિત્ત-ણાય[૯] ]

આ જંબુદ્વીપના ભારતવર્ષમાં, દક્ષિણાર્ધ ભરતમાં રાજગૃહ[૧૦] નામે મગધદેશનું[૧૧] પાટનગર હતું. તેમાં શ્રેણિક[૧૨] નામે રાજા રાજ્ય કરતો હતો. તે જનપદનો પાલક, જનપદનો પિતા, જનપદનો પુરોહિત, દાની, દયાશીલ અને મર્યાદાશીલ હતો. તેને નંદાદેવી નામની રાણી તથા અભયકુમાર નામે ઘણો ચંચળ, હાજરજવાબી અને પ્રતિભાશાળી પુત્ર હતો. શ્રેણિક રાજા પોતાનાં અગત્યનાં કામોમાં અભયકુમારની જ સલાહ લેતો.

એ અભયકુમાર પોતાના આખા કુટુંબમાં સૌનો સલાહકાર અને પૂછવાજોગ હતો એટલું જ નહિ પણ પિતાના સમગ્ર રાજ્યની, તેને અધીન બીજાં રાષ્ટ્રોની, ખજાનાની, રાજ્યના અન્નભંડારની, સેનાની, વાહનોની, પ્રત્યેક નગર અને ગ્રામની તથા શ્રેણિકના અંતઃપુરની પણ જાતે વ્યવસ્થા કરતો.

રાજા શ્રેણિકને ધારિણી નામે એક બીજી પણ અતિપ્રિય રાણી હતી. તે રાજાએ પોતાની સર્વ રાણીઓ માટે અલગઅલગ મહેલો બંધાવ્યા હતા. તે બધા મહેલો અંદરથી અને બહારથી અત્યંત ઉજ્જ્વલ હતા. તેમની તલભૂમિ સારી રીતે બાંધેલી અને છોયેલી હતી તથા તેમના દરવાજા, બારણાં, બારીઓ, ઝરૂખા અને ગોખલાઓ વગેરે ઉપર અનેક પ્રકારનું ચિત્રકામ અને કોતરકામ હતું. તે મહેલોના દરેક ઓરડાની છતોએ ચંદરવા બાંધેલા હતા અને તે દરેક અનેકપ્રકારના સુગંધિત અને રોગહર ધૂપોથી નિરંતર સુવાસિત રહેતા. તેમનાં સર્વ બારીબારણાં ઉપર અનેક પ્રકારનાં ચિત્રોવાળા, સુશોભિત, જુદીજુદી ભાતોની છાપવાળા તથા અનેક તરેહની ગૂંથણીવાળા પડદાઓ બાંધેલા હતા.

આવા એક મહેલમાં ધારિણી દેવી પણ રહેતી હતી. એકવાર રાત્રે તે મચ્છરદાનીથી ઢંકાયેલા પલંગ ઉપર નરમ સુંવાળા અને સુવાસિત ઓછાડથી આચ્છાંદિત બિછાનામાં અર્ધજાગૃત અવસ્થામાં સૂતી હતી. તે વખતે રાત્રીના પૂર્વ ભાગના અંતમાં અને અપર ભાગની શરૂઆતમાં તેણે એક સર્વલક્ષણસંપન્ન, રૂપાના ઢગલા જેવો સફેદ અને સાત હાથ ઊંચો એવો ગજરાજ પોતાના મુખમાં પેસતો હોય તેવું સ્વપ્ન જોયું[૧૩].

તે સ્વપ્ન જોઈને જાગી ઊઠેલી ધારિણી દેવી હર્ષિત થઈને જ્યાં રાજા સૂતો હતો ત્યાં ગઈ તથા મધુર વાણીથી તેને જાગૃત કરી, તેની સામે બેસી, બે હાથ જોડી પોતાના સ્વપ્નનું વૃત્તાંત કહેવા લાગી.

રાજા સ્વપ્નની વાત સાંભળી ઘણો ખુશ થયો, તથા મનમાં વિચાર કરીને બોલ્યો:-

"હે દેવાનુપ્રિયે! તારું સ્વપ્ન આરોગ્ય, સંતોષ અને આયુષ્ય વધારનારું છે તથા તેનાથી આપણને અર્થલાભ, પુત્રલાભ, રાજ્યલાભ અને ભોગસૌખ્યલાભ થશે એવું સૂચિત થાય છે. પૂરા નવ મહિના અને સાડાસાત દિવસ પૂરા થયે તારી કૂખે કુળદીપક એવા પુત્રરત્નનો જન્મ થશે. તે યુવાન અને શૂરવીર થઈ આખા રાજ્યનો સ્વામી થશે."

રાજાએ કહેલી વાત સાંભળી રાણી ઘણી પ્રસન્ન થઈને પોતાને મહેલ ચાલી ગઈ તથા પોતાનું શુભ સ્વપ્ન બીજાં દુષ્ટ સ્વપ્નોથી ન હણાય માટે સવાર થતા સુધી ધાર્મિક વાતો કરતી કરતી જાગ્રત રહી.

આણીબાજુ રાજા શ્રેણિકે પોતાના કૌટુંબિક[૧૪] પુરુષોને બોલાવીને સુગંધિત પાણી છાંટી, પાંચ વર્ણનાં પુષ્પોથી સુવાસિત કરી, યોગ્ય સ્થળે પુષ્પોની માળા લટકાવી, તથા સુગંધી ધૂપોથી ભરેલાં ધૂપધાણાં મૂકી, પોતાની ઉપસ્થાનશાળા (બેઠક) ને સુસજ્જિત કરવાની આજ્ઞા આપી.

સવાર થતાં રાજા શ્રેણિકે પણ અટ્ટણશાળામાં જઈ અનેક પ્રકારના વ્યાયામો કર્યા અને કુશળ તૈલમર્દકો દ્વારા હાડના, માંસના, ચામડીના અને રોમના સુખ તેમજ આરોગ્ય માટે અનેક પ્રકારનાં સુગંધિત તેલોનું મર્દન કરાવ્યું. ત્યારબાદ મજ્જણઘરમાં જઈને સુવાસિત, સમશીતોષ્ણ પાણી દ્વારા સ્નાન કરીને અંગલૂછણદ્વારા શરીરને સારી રીતે લૂછ્યું, તથા યોગ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરી બહારની બેઠકમાં આવી સિંહાસન ઉપર પૂર્વાભિમુખ બેઠો.

ત્યાં તેણે પોતાની પાસે ઈશાનખૂણામાં ધોળા કપડાથી ઢંકાયેલાં આઠ ભદ્રાસન મુકાવ્યાં તથા બીજી બાજુ જવનિકા[15] બંધાવીને તેની પાછળ રાણી માટે ભદ્રાસન મુકાવ્યું. ત્યાર બાદ તેણે અષ્ટાંગનિમિત્તવેદી[16] સ્વપ્નપાઠકોને બોલાવવાનો હુકમ કર્યો.

થોડી વારમાં તે બધા આવી પહોંચ્યા અને રાજાએ કરેલા સત્કારનો સ્વીકાર કરી, તેને આશીર્વાદ આપી, તેમને માટે તૈયાર રાખેલાં આસનો ઉપર બેઠા. રાણી પણ આવીને જવનિકા પાછળ ગોઠવેલા આસન ઉપર બેઠી. ત્યારબાદ રાજાએ હાથમાં પુષ્પ તથા ફળ લઈને વિનયસાથે તે સ્વપ્ન પાઠકોને ધારિણી રાણીનું સ્વપ્ન કહી બતાવી તેનું ફળ પૂછ્યું.

સ્વપ્નપાઠકોએ એ વિષે પરસ્પર ઊહાપોહ કરીને શાસ્ત્રની ગાથાઓ સાથે રાજાને જણાવ્યું:–

"હે રાજન ! અમારા સ્વપ્નશાસ્ત્રમાં[17] ૪૨ સ્વપ્ન તથા ૩૦ મહાસ્વપ્નો ગણાવેલાં છે. તે ૩૦ મહાસ્વપ્નમાં મહારાણીએ જણાવેલું સ્વપ્ન આવે છે. તેનાથી તમને અર્થલાભ, પુત્રલાભ, રાજ્યલાભ અને ભોગસૌખ્યલાભ થશે એવું સૂચિત થાય છે. તેમજ પૂરા નવ માસ અને સાડાસાત દિવસ વીત્યા બાદ રાણીની કૂખે કુળદીપક પુત્રનો જન્મ થશે. તે યુવાન અને શૂરવીર થઈ કાંતો રાજ્યનો સ્વામી થશે, અથવા ભાવિતાત્મા અનગાર થશે."

આ હકીકત સાંભળીને રાજા તેમજ રાણી ખૂબ જ ખુશી થયાં. તેમણે તે સ્વપ્નપાઠકોનો વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ તથા વસ્ત્ર, ગંધ, માલ્ય અને અલંકાર વડે સત્કાર કર્યો તથા તેઓને જિંદગીપર્યંત ચાલે તેટલું

પ્રીતિદાન આપી વિદાય કર્યાં. ત્યાર બાદ તે બંને પોતપોતાના આવાસમાં ચાલ્યાં ગયાં.

ત્યાર પછી ત્રીજે મહિને ધારિણી રાણીને એવો દોહદ[૧૮] થયો કે ઝીણો ઝીણો વરસાદ પડતો હોય, વીજળી ઝબૂકતી હોય, આકાશ ગાજતું હોય, મોર ટહૂકતા હોય, અને દેડકાં ડ્રોં ડ્રોં કરતાં હોય એવે વખતે, હું રાજા શ્રેણિકની સાથે હાથી ઉપર બેસીને રાજગૃહ પાસેના વૈભાર[૧૯] વગેરે પહાડોમાં ફરું તથા તે પહાડો પાસેનાં ઉદ્યાનોમાંથી ફૂલો વીણું તો કેવું સારું !

પરંતુ તે વખતે વર્ષાઋતુ ચાલતી ન હોવાથી વરસાદ આવવાનો સંભવ ન હતો. એટલે દોહદ ન પૂરો થવાને કારણે રાણી દિવસે દિવસે સુકાતી ચાલી. તેને ખાવુંપીવું ભાવે નહિ, રાત્રે ઊંઘ ન આવે તથા દોહદની ચિંતામાં દિવસે પણ જરાય ચેન ન પડે.

રાણીને દિવસે દિવસે દૂબળી પડતી જોઈ તેની સખીઓ અને પરિચારિકાઓએ તેને પૂછ્યું:–

"હે દેવી ! તમે હમણાં દૂબળાં કેમ દેખાઓ છો ?"

બે ત્રણ વાર પૂછ્યા છતાં રાણીએ જ્યારે કશો જવાબ ન આપ્યો ત્યારે તેમણે રાજા પાસે જઈને તે વાત કહી સંભળાવી.

તે વાત સાંભળીને રાજા પણ તુરત ઊઠીને રાણી પાસે ગયો અને તેની તબિયત દિવસે દિવસે નબળી પડતી જવાનું કારણ પૂછવા લાગ્યો. પરંતુ તેણે તેમ બેત્રણવાર પૂછ્યા છતાં રાણીએ જ્યારે કશો જવાબ ન આપ્યો ત્યારે રાજાએ તેને શપથ આપીને આગ્રહપૂર્વક પૂછ્યું. એટલે રાણીએ પોતાને

થયેલા દોહદની વાત તેને કહી સંભળાવી. તે સાંભળી રાજાએ રાણીને ધીરજ આપતાં કહ્યું:-

"તું કશી ચિંતા ન કર, તારો એ દોહદ સત્વર પૂર્ણ થાય એમ હું અવસ્ય કરીશ."

આમ કહી રાજા રાણી પાસેથી ઊઠી પોતાની ઉપસ્થાન-શાળામાં આવ્યો અને તે દોહદ પૂરો કરવાનો રસ્તો શોધવા લાગ્યો. પરંતુ ઘણુંઘણું વિચાર્યા છતાં જ્યારે તેને એક પણ માર્ગ ન જડ્યો ત્યારે તે અત્યંત દિલગીર થઈ, લમણે હાથ દઈ શૂન્યમનસ્ક થઈને બેઠો.

એવામાં તેનો પુત્ર અને મંત્રી અભયકુમાર ત્યાં આવ્યો. પહેલાં જ્યારે અભયકુમાર રાજા પાસે આવતો ત્યારે રાજા હંમેશાં તેના કુશળસમાચાર પૂછતો અને મંત્રીપણાને યોગ્ય એવું તેનું સ્વાગત કરતો. પરંતુ આજે તેમ કરવાને બદલે રાજાને કાંઈ બોલ્યા વિના ઉદાસ થઈ બેસી રહેલો જોઈ અભયકુમારે તેની ઉદાસીનતાનું કારણ જાણવા ઊંચે સ્વરે "નમસ્કાર" કહી તેને તેની વિચારનિદ્રામાંથી જાગૃત કર્યો અને પૂછ્યું:-

"હે પિતાજી! તમે આજે આટલા ઉદાસ કેમ જણાઓ છો?"

રાજાએ તેને તેની ચુલ્લ (નાની) માતાના દોહદની વાત કહી સંભળાવી અને કહ્યું:-

"આ વર્ષાઋતુ નથી એટલે વરસાદ આવે શી રીતે અને તેનો દોહદ પૂરો થાય શી રીતે? તેમજ એનો દોહદ પૂરો નથી થતો ત્યાં સુધી તે ચિંતામાં ને ચિંતામાં દિવસે દિવસે દૂબળી પડતી જાય છે તથા સુકાતી જાય છે."

અભયકુમારે જવાબ આપ્યો:–

“હે પિતાજી! તમે તે વાતની કશી ફિકર ન કરશો. હું તેમનો તે દોહદ પૂરો કરી આપીશ. તેમજ તેને લગતી બધી તૈયારી પૂરી કર્યા બાદ તમને તથા ચુલ્લ માતાને ખબર આપીશ.”

અભયકુમારે પછી પોતાના આવાસમાં આવીને વિચાર કર્યો કે મનુષ્યપ્રયત્નથી આ દોહદ પૂરો થવો કઠણ છે. કોઈ વિદ્યાસિદ્ધની સહાયતા હોય તોજ આ કામ સાધી શકાય તેવું છે. એમ વિચારી તેણે સૌધર્મકલ્પમાં રહેતા પોતાના એક દેવમિત્રને બોલાવવાનું નક્કી કર્યું. તે માટે તેણે શુદ્ધ બ્રહ્મચર્ય સાથે અઠ્ઠમનો તપ સ્વીકાર્યો તથા શરીર ઉપરનાં આભરણો, માલા, વિલેપનો અને શસ્ત્રમુશળનો ત્યાગ કરી પોતે એકલો ત્રણ દિવસ દર્ભની પથારી ઉપર મનમાં તેને બોલાવવાનો તીવ્ર સંકલ્પ કરી પૌષધશાળામાં બેઠો.

તપની પૂર્ણાહુતિ સાથે તેના સંકલ્પનું બળ પરાકાષ્ઠાએ પહોંચતાંજ તે દેવમિત્રનું આસન ચલિત થયું. પોતાનો મિત્ર અભયકુમાર તેને યાદ કરે છે તેવું લાગતાંજ તેણે સૌધર્મકલ્પથી ઈશાનખૂણામાં જઈ વૈક્રિયસમુદ્દ્‌ઘાત[૨૦] વડે સ્થૂલ પુદ્દગલો છોડી દઈ સૂક્ષ્મ પુદ્દગલોનો સ્વીકાર કર્યો, અને ઘૂઘરિયાળાં પચરંગી વસ્ત્રો ધારણ કરી, પોતાની વેગવતી ગતિથી માર્ગમાં આવતા અસંખ્ય દ્વીપોને ઝપાટાબંધ ઓળંગતો ઓળંગતો તે, રાજગૃહમાં અભયકુમારની પૌષધ-શાળામાં આવી પહોંચ્યો. આવતાં વેંતજ તેણે અભયકુમારને, પોતાને યાદ કરવાનું કારણ પૂછ્યું. અભયકુમારે જવાબ આપ્યો:–

"હે સુહૃદ ! મારી ચુલ્લમાતા ધારિણી સગર્ભા છે. તેને વરસતા વરસાદમાં ફરવાનો દોહદ થયો છે. પરંતુ આ અકાળે વરસાદ ક્યાંથી હોય ? એ ચિંતામાં ને ચિંતામાં તે દિનપ્રતિદિન ઘણી સુકાતી જાય છે. તે જોઈને મારા પિતા શ્રેણિકરાજા પણ અત્યંત ઉદાસ રહે છે. મને પણ લાગ્યું કે માનુષપ્રયત્નથી આ કામ પાર પડવું સંભવિત નથી, એટલે મેં તારું સ્મરણ કર્યું. માટે હવે તું જેમ બને તેમ જલદીથી તેમ કરવાનો પ્રયત્ન કર."

અભયકુમારની વાત સાંભળી તે દેવે પોતાના સામર્થ્યને બળે વૈભાર પર્વત ઉપર તેમજ તેની આસપાસ પાણીથી ભરેલાં વાદળોનો દેખાવ કરી દીધો. થોડી વારમાં વીજળી ચમકવા લાગી અને મેઘગર્જના શરૂ થઈ. તે સાંભળતાંજ મોર ટહૂકાર કરવા લાગ્યા અને ઝરમર ઝરમર પડતા વરસાદમાં દેડકાં ડ્રોં ડ્રોં કરવા લાગ્યાં.

આ જોઈ અભયકુમારે પોતાની ચુલ્લમાતા તેમજ શ્રેણિક રાજા પાસે જઈને ખબર આપી કે વૈભાર પર્વત ઉપર વાદળાં ચડેલાં છે તથા વરસાદ વરસે છે.

આ સમાચાર સાંભળતાંજ ધારિણી દેવી ખૂબ પ્રસન્ન થઈ અને શ્રેણિક રાજા પણ ઉદ્વેગરહિત થયો. તેણે તરતજ પોતાના કૌટુંબિક પુરુષોને ચતુરંગ સેના તૈયાર કરવાનો, સેચનક[૨૧]હાથીને શણગારી મહેલ પાસે લાવવાનો તથા આખા નગરને સુશોભિત કરવાનો હુકમ આપ્યો.

એ પ્રમાણે થતાંજ ક્ષણવારમાં હજારો નગરવાસી જનો રાજમહેલ પાસે એકઠા થયા, અનેક પ્રકારનાં વાજીંત્રોના મધુર સ્વર સંભળાવા લાગ્યા અને શ્રેણિક રાજા વ્યવસ્થિતરૂપમાં

ઓફવાયેલી સવારી સાથે વૈભાર પર્વત તરફ જવા નીકળ્યો. રાણી રાજા સાથે હાથી ઉપર મોખરાના ભાગમાં બેઠી હતી અને રાજાએ તેના માથા ઉપર છત્ર ધર્યું હતું.

સવારી વૈભાર પર્વત પાસે પહોંચતાંજ જોરથી વરસાદ વરસવા લાગ્યો અને રાણી હાથી ઉપરથી ઊતરીને, અતિ-પ્રસન્નતાથી વૈભારગિરિ ઉપર તેમજ તેની આસપાસનાં સ્થાનો ઉપર ત્વરિત ગતિથી ફરવા લાગી. ત્યાર બાદ તેણે પાસેનાં ઉદ્યાનોમાંથી ઘણાં સુંદર અને સુગંધી પુષ્પો એકત્રિત કર્યાં. તે બધાંને સુંઘતી, ભોગવતી, તથા ચારેબાજુ વહેંચતી, જેવી ધામધૂમથી આવી હતી તેવી જ ધામધૂમથી આખા રાજગૃહમાં ફરતી ફરતી તે પોતાના આવાસમાં પાછી આવી પહોંચી.

ધારિણી રાણીનો દોહદ આમ પૂરો થયો એટલે અભય-કુમારે પૌષધશાળામાં આવી પોતાના દેવમિત્રનો સત્કાર કરી તેને વિદાય આપી. તે દેવમિત્ર પણ પર્વત ઉપરની પોતાની મેઘજાળ સમેટી લઈ પોતાને સ્થાને પાછો ગયો. ધારિણી દેવી પણ દોહદ પૂરો થવાને કારણે ઉત્પન્ન થયેલી પ્રસન્નતા સાથે ગર્ભનું સાવધાનીથી પાલન કરવા લાગી.

હવે ગર્ભની રક્ષાને અર્થે[૨૨] તે ખાવાપીવામાં, ઊંઘવામાં અને બીજી બધી શારીરિક ક્રિયાઓમાં ઘણીજ સંભાળ પૂર્વક રહે છે. તેણે અતિઉષ્ણ, અતિશીત, અતિમિષ્ટ, અતિતિક્ત, અતિક્ષાર એવાં શરીરને બાધાકારક સર્વ કુભોજનોનો તેમજ અતિચિંતા, અતિશોક, અતિદૈન્ય, અતિમોહ, અતિભય અને અતિપરિત્રાસ વગેરે કુવૃત્તિઓનો ત્યાગ કર્યો છે.

આ રીતે સમય જતાં તેનો પ્રસવકાળ નજીક આવી

પહોંચ્યો અને બરાબર નવ મહિના ઉપર સાડાસાત દિવસ પૂરા થયે, મધરાતે તેણે એક સર્વાંગસુંદર પુત્રને જન્મ આપ્યો.

પુત્રનો પ્રસવ થતાંજ, "ધારિણી દેવીએ નિર્વિઘ્ને પુત્રને જન્મ આપ્યો છે" એવી વધામણી દેવા તેની પરિચારિકાઓ શ્રેણિકરાજા પાસે દોડી. રાજાએ પણ તેમની વધામણી સાંભળતાંજ ખૂબ પ્રસન્ન થઈ તે બધીને અનેક આભૂષણો, અમૂલ્ય વસ્ત્રો તથા પેઢીઓ સુધી ચાલે તેટલી આજીવિકા આપીને હંમેશ માટે દાસીપણાથી મુક્ત કરી.

ત્યાર બાદ તે શ્રેણિક રાજાએ પોતાના કૌટુંબિક પુરુષોને રસ્તાઓ સ્વચ્છ કરી દરેક ચોકમાં સુગંધિત ધૂપધાણાં મૂકી, તથા સર્વ ઠેકાણે તોરણો તેમજ ફૂલની માળાઓ બાંધી આખા રાજગૃહ નગરને સુશોભિત કરવાની આજ્ઞા આપી. અને જેલખાનામાંથી સર્વ કેદીઓ છોડી મૂકવાનું, તથા તોળવાનાં સાધનોનાં વજન અને માપવાનાં સાધનોનાં માપ, હોય તેનાથી વધારી મૂકવાનું કહ્યું.

આટલું કર્યા બાદ તે રાજાએ અઢારે વર્ણ[૨૩] અને ઉપવર્ણના લોકોને બોલાવીને આખા રાજ્યમાં દશ દિવસ સુધી જાહેર ઉત્સવ કરવાનું જણાવ્યું. તેમજ તમામ પ્રજા તે દિવસો આનંદથી પસાર કરે તે માટે તે ઉત્સવ ચાલે ત્યાં સુધી રાજગૃહ અને તેની હકૂમત નીચેના પ્રદેશોમાં જતા આવતા માલનું દાણ માફ કરવાનો, તમામ પ્રકારના કર ઉઘરાવવાનું, જપ્તીઓ કરવાનું કે દંડ કરવાનું કામ બંધ કરવાનો તથા આખી પ્રજાનું દેવું રાજ્ય તરફથી ભરપાઈ કરવાનો હુકમ આપ્યો.

ત્યાર બાદ તે રાજા બહારની ઉપસ્થાનશાળામાં બેસી

દસે દિવસ સેંકડો, હજારો અને લાખોના ખર્ચથી યાગો[૨૪] કરાવવા લાગ્યો, તથા પુષ્કળ દાન દેવા લાગ્યો. તે વખતે રાજ્યના મોટા અધિકારીઓએ અને નગરવાસીઓએ તેને પુષ્કળ નજરાણાં ભેટ કર્યાં.

ઉત્સવના દશ દિવસોમાંથી પ્રથમ દિવસે કુમારનો જાતકર્મ સંસ્કાર થયો, બીજે દિવસે જાગરણનો ઉત્સવ થયો અને ત્રીજે દિવસે કુમારને સૂર્યચંદ્રનાં દર્શન કરાવવામાં આવ્યાં. ત્યાર બાદ બાકીના સાત દિવસ સુધી આખા શહેરમાં સંગીત, નૃત્ય, વાદિત્ર, ખેલ, નાટક વગેરે દ્વારા આનંદની હેલી મચી રહી.

એ ઉત્સવ પૂરો થતાં રાજા શ્રેણિકે પોતાના મિત્રો, જ્ઞાતિજનો, આત્મીયો, સ્વજનો, સંબંધીઓ, પરિજનો, ગણનાયકો[૨૫], દંડનાયકો, સેનાના માણસો, રાજ્યના બીજા તમામ પ્રકારના કર્મચારીઓ, મોટામોટા શેઠશાહુકારો, અનેક પ્રકારના કળાકોવિદો—એમ અનેક પ્રકારના લોકોને આમંત્રણ આપી પોતાને ત્યાં બોલાવ્યા, તથા બારમે દિવસે તે બધાનો ઉત્તમ ખાનપાન, અને ઔચિત્ય પ્રમાણે ધનવસ્ત્રાદિથી સત્કાર કર્યો.

તે દિવસે જ્યારે બધા મહેમાનો રાજસભામાં બેઠા હતા ત્યારે રાજાએ કુમારના નામકરણસંસ્કારની ચર્ચા તેમની આગળ રજૂ કરી, તથા રાણીને કુમાર ગર્ભમાં આવ્યો ત્યારે મેઘવૃષ્ટિમાં ફરવાનો દોહદ થયો હતો એથી કરીને કુમારનું નામ મેઘકુમાર રાખવામાં આવે તો કેમ એવો પ્રશ્ન પૂછ્યો. આખી સભાએ એ પ્રશ્નનો જવાબ હકારમાં આપ્યો. સભાના હર્ષનાદ વચ્ચે કુમારનું નામ 'મેઘકુમાર' જાહેર કરવામાં આવ્યું. ત્યાર બાદ સભા બરખાસ્ત થઈ અને સર્વ મહેમાનો

રાજાની વિદાયગીરી લઈ પોતપોતાનાં સ્થાનોએ ચાલ્યા ગયા.

રાજાએ નવજાત કુમારની રક્ષા માટે મહારાણીની દેખરેખ નીચે પાંચ ધાત્રીઓને મૂકવાની આજ્ઞા કરી. તે પ્રમાણે કુમારના દૂધની વ્યવસ્થા માટે ક્ષીરધાત્રીની, અંગપ્રસંગના યોગ્ય શણગાર માટે મંડનધાત્રીની, સ્નાન વગેરેની વ્યવસ્થા માટે મજ્જનધાત્રીની, રમાડવા માટે ખેલનધાત્રીની અને ખોળામાં રાખવા માટે અંકધાત્રીની યોજના કરવામાં આવી.

એ પાંચધાત્રીઓની નીચે બીજી પણ દેશદેશાંતરની અનેક દાસીઓ હતી. તેમાંની કેટલીક બર્બર, દ્રમિલ, સિંહલ, અરબ, પુલિંદ, બહલ, શબર અને પારસ વગેરે દેશની[૨૬] હતી. પોતપોતાના દેશનોજ વેશ ધારણ કરનારી તે બધી ધાત્રીઓ બાળકના મનને પારખવામાં અત્યંત કુશળ હતી તથા બાળકની ચેષ્ટાઓ, ઇંગિત, ચિંતિત, અને આકાંક્ષાઓને સમજી શકે તેવી ચતુર હતી. એ બધી, દેશ દેશાંતરની ભાષાઓમાં, અનેક પ્રકારની કળાઓમાં અને બાળકને પ્રસન્ન રાખવાના કામમાં સુદક્ષ હતી. આ ઉપરાંત તે અંતઃપુરમાં બીજા અનેક વર્ષધરો, કંચુકીઓ અને મહત્તરો પણ રાખવામાં આવ્યા હતા.

દિવસે દિવસે, પર્વતની કંદરામાં ચંપાનું વૃક્ષ વધે તેમ, મેઘકુમાર અનેક પ્રકારે કાળજીપૂર્વક રક્ષાતો મોટો થવા લાગ્યો. યોગ્ય સમય થતાં તેને અન્નપ્રાશન, ચંક્રમણ તથા ચોલાપનયન વગેરે સંસ્કારો[૨૭] ખૂબ ધામધૂમથી કરવામાં આવ્યા. એમ અનેક પ્રકારના સંસ્કારથી સંસ્કારાતો મેઘકુમાર દિનપ્રતિદિન મોટો થવા લાગ્યો.

જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે, યોગ્ય વયનો જાણીને

તેને શુભ તિથિ, કરણ અને મુહૂર્તનો યોગ થયે, કલાચાર્ય પાસે ૭૨ કળાઓ[28] શીખવા મોકલવામાં આવ્યો. તે કલાચાર્યે મેઘકુમારને પ્રત્યેક કળા તેના પાઠ, અર્થ, અને પ્રયોગ સાથે[29] શીખવી. તેમાંની મુખ્ય નીચે પ્રમાણે છેઃ–

(૧) લેખન (૨) ગણિત (૩) રૂપ (૪) નાટ્ય (૫) ગીત (૬) વાદિત્ર (૭) સ્વરગત (૮) અન્નવિધિ (૯) પાનવિધિ (૧૦) વસ્ત્રવિધિ (૧૧) વિલેપનવિધિ (૧૨) શયનવિધિ (૧૩) છંદશાસ્ત્ર (૧૪) હિરણ્યયુક્તિ (૧૫) સુવર્ણયુક્તિ (૧૬) ચૂર્ણયુક્તિ (૧૭) આભરણવિધિ (૧૮) તરુણીપ્રતિકર્મ (૧૯) સ્ત્રી, પુરુષ, હય, ગજ, ગો, કુક્કુટ અને અસિ વગેરેનાં લક્ષણોની પરીક્ષા (૨૦) વાસ્તુવિદ્યા (૨૧) વ્યૂહ (૨૨) ગરુડવ્યૂહ (૨૩) મુષ્ટિયુદ્ધ (૨૪) બાહુયુદ્ધ (૨૫) લતાયુદ્ધ (૨૬) ઇષુ અને અસ્ત્રની વિદ્યા (૨૭) ધનુર્વેદ (૨૮) શકુનવિદ્યા.

મેઘકુમાર બોતેર કળાઓમાં નિપુણ થયો એટલે તેને લઈને તે કલાચાર્ય શ્રેણિક રાજા પાસે આવ્યો અને કહેવા લાગ્યોઃ–

"હે રાજા! તમારો પુત્ર મેઘકુમાર બોતેર કળાઓમાં નિપુણ થઈ ચૂક્યો છે."

એ સાંભળી રાજા શ્રેણિકે તે કલાચાર્યનો ઘણાં મીઠાં વચનોથી આદરસત્કાર કર્યો તથા વિપુલ વસ્ત્ર, ગંધ, માલ્ય અને અલંકાર તેમજ આખી જિંદગી સુધી પહોંચે તેટલું પ્રીતિદાન આપી માનપૂર્વક વિદાય કર્યો.

આમ મેઘકુમારને અઢાર પ્રકારની દેશી ભાષાઓ[30] તથા સર્વ પ્રકારનાં કળાકૌશલમાં વિશારદ, બળવાન, સાહસિક તથા ભોગસમર્થ થયેલો જાણીને રાજાએ તેને માટે તેના

સરખી યોગ્ય ઉમરની, સરખાં રૂપ, લાવણ્ય અને યૌવનવાળી, અનેક ગુણુસમુદાયથી યુક્ત તથા ખાનદાન રાજકુળની આઠ રાજકન્યાઓ પસંદ કરી. તથા તેમને દરેકને માટે તેમજ મેઘકુમાર માટે અંદર અને બહારથી ઉજ્જ્વળ, ખૂબ ઊંચા, સર્વ પ્રકારે દર્શનીય તથા બધી ઋતુઓને અનુકૂળ એવા નવ મહેલો બનાવરાવ્યા. ત્યારબાદ શુભ તિથિ, નક્ષત્ર, કરણુ અને મુહૂર્તનો યોગ આવ્યે મેઘકુમારનું તે કન્યાઓ સાથે પાણિગ્રહણુ કરાવ્યું.

પાણિગ્રહણુ સમયે તેનાં માતપિતાએ તેને હિરણ્યની તેમજ સુવર્ણની આઠ આઠ કોટી તેમજ અનેક વાહનો અને દાસદાસીઓ પ્રીતિદાનમાં આપ્યાં. તે પ્રીતિદાન સાત પેઢી સુધી ખર્ચ્યા કરે તો પણુ ખૂટે નહિ તેવું હતું. મેઘકુમારે તેના આઠ વિભાગ કરી એક એક ભાગ પોતાની આઠે સ્ત્રીઓને વહેંચી આપ્યો.

આ રીતે તે મેઘકુમાર પોતાની સ્ત્રીઓ સાથે ગાનતાન અને વિલાસમાં રહે છે તથા મનુષ્યભોગ્ય સર્વ પ્રકારનાં સુખો આનંદથી ભોગવે છે.

તે સમયે એકવાર, ગામેગામ પગપાળા ફરતા, અને સુખે વિહરતા વિહરતા શ્રમણુ ભગવાન મહાવીર, રાજગૃહ નગરના ગુણુશિલ[31] ચૈત્યમાં આવી ઊતર્યા.

ભગવાન મહાવીર આવ્યાની વાત ફેલાતાં જ લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન માટે જવા ઊલટ્યાં. અને અનેક ઉગ્રો,[32] ઉગ્રપુત્રો, ભોગો[33], ભોગપુત્રો, રાજન્યો,[34] ક્ષત્રિયો બ્રાહ્મણો, ભટો, યોદ્ધાઓ, પ્રશાસ્તારો,[35] મલ્લકીઓ,[36] લેચ્છકીઓ[37] તથા બીજા રાજાઓ,[38] ઇશ્વરો,[39]

તલવરો,[40] માડંબિકો,[41] કૌટુંબિકો,[42] ઇભ્યો,[43] શ્રેષ્ઠીઓ,[44] સેનાપતિઓ, સાર્થવાહો વગેરે આર્ય[45] તેમજ અનાર્ય[46] લોકો મહાવીર સ્વામીને ઉતારે તેમનાં દર્શન માટે આવી પહોંચ્યા. તે વખતે રાજગૃહના તરભેટાઓમાં, ત્રણ રસ્તાઓમાં ચાર રસ્તાઓમાં, ચત્વરોમાં, ચોકોમાં તથા શેરીએશેરીએ જ્યાં જુઓ ત્યાં, શ્રમણભગવાન મહાવીર આવ્યાની વાત ચાલી રહી છે અને લોકોની મેદની સર્વત્ર જામી છે.

મેઘકુમારે પોતાના વિલાસગૃહમાંથી લોકોની એ મેદની જોઈને પોતાના કંચુકીને પૂછ્યું:—

"આજે રાજગૃહમાં એવું શું થયું છે જેથી લોકોનાં ટોળેટોળાં બહારના ઉપવન તરફ દોડાદોડી કરી રહ્યાં છે ? આજે નગરમાં ઈંદ્રનો, સ્કંદનો, રુદ્રનો, શિવનો, વૈશ્રમણનો, નાગનો, યક્ષનો, ભૂતનો, નદીનો, તળાવનો, વૃક્ષનો, ચૈત્યનો કે પર્વતનો ઉત્સવ છે યા કોઈ ઉદ્યાનયાત્રા છે કે ગિરિયાત્રા છે ?"

તપાસ કરીને કંચુકીએ મેઘકુમારને કહ્યું:–

"આજે રાજગૃહનગરની બહાર શ્રમણભગવાન મહાવીર પધાર્યા છે. તેથી એમનાં દર્શન કરવા ઉત્સુક થયેલા લોકોની આમ મેદની જામી છે."

આ સમાચાર સાંભળી મેઘકુમાર પણ તેમના દર્શન માટે ઉત્સુક થયો અને પોતાનો ચાર ઘંટાવાળો અશ્વરથ તૈયાર કરાવી ભગવાન મહાવીર જ્યાં ઊતર્યા હતા તે તરફ ત્વરાથી જવા લાગ્યો.

રથ જ્યારે ગુણશિલ પહોંચ્યો ત્યારે દૂરથી તેણે શિલાપટ્ટ ઉપર બેઠેલા ભગવાન મહાવીરને જોયા. તેમને જોતાંજ તે રથ ઉપરથી ઊતરી પડ્યો અને પોતાનાં સર્વ

રાજચિહ્નો—ખડ્ગ, છત્ર, મુકુટ, જોડા અને ચામર—ઉતારી નાખ્યાં. ત્યાર બાદ યજ્ઞોપવીતની પેઠે ઉત્તરાસંગ કરીને, બંને હાથ જોડી, વિનયપૂર્વક મનની એકાગ્રતા સાથે તે ભગવાન મહાવીરની પાસે જઈ પહોંચ્યો. તથા તેમની ફરતી ત્રણ પ્રદક્ષિણા કરીને, વંદન તથા નમસ્કાર કર્યા બાદ તેમની સામે હાથ જોડીને બેઠો. શ્રમણભગવાન મહાવીરે ત્યાં આવેલા મેઘકુમાર ને અને શ્રોતાઓની મોટી સભાને ઉદ્દેશીને આ પ્રમાણે વિવિધ પ્રકારનો ધર્મ[47] કહ્યો:—

"જીવિત કોઈ પણ ઉપાયે જરા, વ્યાધિ અને મૃત્યુથી રક્ષિત થઈ શકતું નથી માટે કલ્યાણને ઇચ્છનાર મનુષ્યે જરા પણ પ્રમાદ ન કરવો. જરાથી ઘેરાયેલાનું રક્ષણ નથી એમ અવશ્ય જાણવું. પ્રમત્ત, અસંયમશીલ અને હિંસક લોકો કેવી રીતે રક્ષણ મેળવી શકે?

જે માણસો દુર્બુદ્ધિથી પાપકર્મ કરીને ધન પેદા કરે છે તેઓ વૈરયુક્ત થઈને નરકને માર્ગે જાય છે.

ચોર જેમ પોતે જ કરેલા સંધિમૂળમાં પકડાઈ જાય છે તેમ પાપકારી મનુષ્ય પોતે કરેલાં કર્મોમાં જ બંધાય છે. આ લોક અને પરલોકમાં સમસ્ત પ્રજા પાપ કરીને પીડાય છે. કારણ કે કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી.

પોતાને કે પરને માટે જે માણસ પાપકર્મો કરે છે તેનાં ફળ તેને એકલાને જ ભોગવવાં પડે છે. તે વખતે બંધુઓ બંધુતા દાખવી શકતા નથી.

મોહવશ થયેલો પ્રાણી જોયેલી ખરી વસ્તુને પણ અવગણી ધનાદિમાં આસક્ત થાય છે. પરંતુ તે પ્રમત્ત માણસ પાપકર્મનાં ફળોમાંથી ધનાદિ વડે બચી શકતો નથી.

સૂતેલાઓની વચ્ચે પણ જાગતા રહેવું. આશુપ્રજ્ઞ પંડિતે સૂતેલાઓનો વિશ્વાસ ન કરવો. કાળ નિર્દય છે અને શરીર અબળ છે. માટે અપ્રમત્ત રહીને સદાચરણ કરવું.

બ્યાનવાળા સ્થાનમાં સાવચેતીથી રહેવું. સંયમનો લાભ થતો હોય ત્યાં સુધીજ જીવિતને પોષવું. જ્યારે તે અસંયમનું કારણ થાય ત્યારે તેનો નાશ કરવો.

સારી રીતે કેળવેલો તેમજ બખ્તરવાળો ઘોડો જેમ રણક્ષેત્રમાં પાછો હઠતો નથી તેમ સ્વચ્છંદ રોકનારો મનુષ્ય જ નિર્વાણમાર્ગથી પાછો હઠતો નથી.

શાશ્વતવાદી કહે છે કે જે પહેલાં સમજતો નથી તે પછી પણ સમજી શકતો નથી. શિથિલ માણસ કાળે કરીને શરીરનો ભેદ થતાં અને આયુષ્ય તૂટતાં પસ્તાય છે.

કોઈ સહેજમાં જ વિવેકને પામી શકતું નથી. માટે જાગ્રત થાઓ ! કામનાઓ છોડી દો ! તથા સંસારનું સ્વરૂપ સમજી, સમભાવ કેળવી, અસંયમથી આત્માનું રક્ષણ કરતા અપ્રમત્તપણે વિચરો.

મોહ જીતવા પ્રયત્ન કરનારને વચ્ચે વચ્ચે ઘણા પાશો આવે છે. માટે તેમાં ન ફસાતાં સાવધાનતાથી અદૂષભાવે પ્રવૃત્તિ કરવી.

લલચાવનારા તે પાશો તરફ મનને જતું રોકવું, ક્રોધને અંકુશમાં રાખવો, માન દૂર કરવું, માયાનું સેવન ન કરવું અને લોભનો ત્યાગ કરવો."

ભગવાનનો આ પ્રકારનો ઉપદેશ સાંભળીને મેઘકુમાર ઘણો પ્રસન્ન થયો, સંતોષ પામ્યો અને જાણે પોતાનું અંતર ઊઘડી ગયું હોય તેવી પ્રસન્નતા અનુભવવા લાગ્યો. તે ફરીફરી

ભગવાન મહાવીરને નમ્યો અને તેમની ઉપાસના કરતો આ પ્રમાણે બોલ્યોઃ—

" હે ભગવાન! તમારું કથન મને ગમ્યું છે, તેમાં રુચિ થઈ છે, વિશ્વાસ થયો છે, અને તે પ્રમાણે પુરુષાર્થપૂર્વક પ્રયત્ન કરીને હું બંધનમુક્ત થાઉં એમ ઇચ્છું છું. હે ભગવાન! તમે જે કહ્યું છે તે ખરેખરું જ કહ્યું છે. હે દેવાનુપ્રિય! હું મારાં માતપિતાની સંમતિ લઈ આવું અને પછી તમારા સહવાસમાં રહી તમારી આજ્ઞા પ્રમાણે વર્તું."

ભગવાને જવાબ આપ્યો, "હે દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર અને પ્રતિબંધ ન કર."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી મેઘકુમાર રથમાં બેસીને પોતાને આવાસે ઉતાવળો ઉતાવળો આવ્યો, તથા પોતાનાં માતપિતાને નમસ્કાર કરીને કહેવા લાગ્યોઃ—

" હે માતપિતા! હું આજે ભગવાન મહાવીર પાસે જઈને તેમનો ઉપદેશ સાંભળી આવ્યો. તે મને ખૂબ ગમ્યો છે."

માતપિતા તે વાત સાંભળી ઘણાં ખુશી થયાં અને બોલ્યાંઃ—

" તું તો ધન્ય છે, સંપૂર્ણ છે, કૃતાર્થ છે, ચતુર છે, જેથી તેં ભગવાન મહાવીરનો ધર્મ સાંભળ્યો અને તેમાં શ્રદ્ધા કરી."

પછી મેઘકુમારે કહ્યુંઃ—"હે માતપિતા! મને ભગવાન મહાવીરના ઉપદેશ પ્રમાણે વર્તવાની અને તેમના સહવાસમાં રહેવાની પ્રબળ ઇચ્છા છે, તો હું તમારી અનુમતિથી તેમ કરવા ઇચ્છું છું."

કોઈવાર નહિ સાંભળેલું એવું આ વચન સાંભળતાં જ

ધારિણીમાતા મૂર્છિત થઈને જમીન ઉપર ઢળી પડી તથા તેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. અનેક પ્રકારના શીતોપચારોથી થોડી વારમાં મૂર્છા વળતાં જ તે રોતી રોતી, શોક કરતી અને વિલાપ કરતી બોલી:—

"હે જાયા! તું મારો એકનો એક વહાલો પુત્ર છે, મારા વિશ્વાસનું સ્થાન છે, અને ઘરમાં રતન જેવો છે. હે જાયા! તારો વિયોગ એક ક્ષણવાર પણ સહન કરવો એ મારે માટે મુશ્કેલ વાત છે. હે જાયા! માટે મારા તરફ નજર કરીને અમે બંને જીવીએ ત્યાં સુધી એવું કાંઈ કરવાની મરજી છોડી દઈ વિપુલ એવા માનુષિક કામભોગોને યથેચ્છ ભોગવ્યા કર; અમારું અવસાન થયા બાદ જ્યારે તું પરિપકવ વયનો થાય અને તારો વંશવેલો સારી રીતે વધ્યો હોય ત્યારે સર્વથા નિરપેક્ષ બનીને તું શ્રમણભગવાન મહાવીર પાસે મુંડ થઈ અનગારિતાનો સ્વીકાર કરજે."

મેઘકુમાર બોલ્યો:—"હે માતપિતા! તમે જે કહ્યું છે તે બરાબર છે. પણ મનુષ્યનો દેહ પાણીના પરપોટાની જેમ અધ્રુવ છે, વીજળીના ચમકારાની જેમ અશાશ્વત છે, દર્ભની અણી ઉપર રહેલા પાણીના બિંદુની જેમ સદા અનિયત છે, અનેક ઉપદ્રવોથી ઘેરાયેલો છે, રોગ વગેરે અનેક વિકારો પામનારો છે, અંતે નાશવંત છે તથા પહેલાં કે પછી તેને અવશ્ય છોડવાનો જ છે. આપણા બધામાંથી પહેલું કોણ જશે અને પછી કોણ જશે તેની પણ કોઈને ખબર નથી. માટે હે માતપિતા! તમે અનુમતિ આપો તો મળેલા મનુષ્યભવને સાર્થક કરવા હું પ્રયત્નશીલ થાઉં.

"તમે વળી જે કહ્યું કે અમારા જીવતાં સુધી તું આ

આનુષિક કામભોગોને જ ભોગવ, તો હે માતાપિતા ! તે કામભોગો પણ અશુચિ, અશાશ્વત, ઘૃણાસ્પદ, અધ્રુવ, અનિયત, નાશવંત તથા પહેલાં કે પછી અવશ્ય ત્યાજ્ય છે.

"તમારા મનમાં વળી એમ છે કે આપણી પાસે સાત પેઢી ચાલે તેટલી વિપુલ ભોગસામગ્રી તેમ જ ધનસંપત્તિ છે. પરંતુ તમે નથી જાણતાં કે તે ધન પણ નાશવંત છે, તેમજ તેને હરઘડી અગ્નિ, ચોર, રાજા અને દાયાદનો ભય રહેલો છે, તેમજ પહેલાં કે પછી તે અવશ્ય ત્યાજ્ય છે. વળી પહેલાં હું જઈશ કે તે જશે તે પણ કહી શકાતું નથી."

આ સાંભળી મેઘકુમારનાં માતપિતાએ નિશ્ચય કર્યો કે લાલચથી આ દીકરો ફેરવાય તેમ નથી, માટે તેને થોડો ભય બતાવવો જોઈએ. એમ ધારી તેઓ આ પ્રમાણે બોલ્યાં:—

"હે જાયા ! તને ખબર નથી કે ભગવાનના પ્રવચન પ્રમાણે પ્રવૃત્તિ કરવી એ લોઢાના ચણા ચાવવા જેવું છે. બેટા ! એ તો વેળુના કોળિયા છે, ધસી આવતી ગંગાના પૂરમાં સામે વહેણે તરવાનું છે, અને ખાંડાની ધારે ચાલવા જેવું છે. હે જાયા ! ત્યાં લૂખુંસૂકું ખાવાનું છે અને ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરવાનાં છે. અરણ્યમાં, મસાણમાં, ખંડેરમાં, કોઢમાં, કે એવાજ કોઈ બીજા ભાંગ્યાતૂટ્યા મકાનમાં રહેવાનું છે, ટાઢ અને તડકો સહેવાનાં છે, ભૂખ અને તરસ વેઠવાનાં છે, વાત, પિત્ત અને કફના વિકારોથી થયેલા અનેક રોગોને સમભાવે સહેવાના છે. આહાર માટે પણ ઘેરઘેર ભટકીને ભિક્ષા માગવાની છે અને વધ્યુંઘટ્યું માગી લાવી એકવાર ખાવાનું છે. તું તો રાજકુમાર છે, સુખમાં ઊછરેલો છે, તારાથી આ બધું શી રીતે સહન થશે ?"

માતપિતાએ દેખાડેલો ભય સાંભળીને મેઘકુમારે ગંભીરતાથી જવાબ આપ્યો:—"હે માતપિતા! તમે કહ્યું તે બરાબર છે પણ એ ભય તો કાયરને માટે છે. જે આ લોકમાં આસક્ત છે અને જેને પરલોકની દરકાર નથી તે એવા ભયોથી હતાશ થઈ પોતાના નિશ્ચયનો ત્યાગ કરે પણ જે ભગવાનના પ્રવચનમાં શ્રદ્ધાયુક્ત, વિશ્વાસયુક્ત અને આદર-બુદ્ધિવાળો છે, તેવો સ્થિર, નિશ્ચિત અને પ્રયત્નશીલ પુરુષ એવા ભયોથી જરાપણ ન ડરતાં ગમે તેવી દુષ્કર વસ્તુ પણ સાધ્ય કરી શકે છે. માટે હે માતપિતા! તમે મને અશંકિત હૃદયે શ્રમણભગવાન મહાવીર પાસે જઈ પ્રવ્રજ્યા લેવાની અનુમતિ આપો."

માતપિતાએ આટઆટલું સમજાવ્યા છતાં જ્યારે મેઘકુમાર પોતાના દૃઢ સંકલ્પથી ન ચળ્યો ત્યારે છેવટે તેમણે તેને એમ જણાવ્યું, "હે પુત્ર! બીજું તો કાંઈ નહિ પણ અમે તારી એક દિવસની રાજ્યશ્રી નજરે જોઈ લેવા ઇચ્છીએ છીએ."

મેઘકુમારે માતપિતાની તે આજ્ઞાનો સ્વીકાર કર્યો. રાજાએ તરતજ રાજ્યાભિષેક માટે જોઈતી સામગ્રી—જેવી કે બધા પ્રકારનાં પાણીથી ભરેલા કળશો, બધા પ્રકારની માટી, પુષ્પ, ગંધ, માલ્ય, ઔષધિ અને સરસવ વગેરે પદાર્થો—એકઠી કરવા માંડી. તથા સર્વ પ્રકારની તૈયારી પૂરી થઈ રહેતાં દેવી ધારિણી વગેરે મહારાણીઓ, અમાત્યો, ગણનાયકો, દંડનાયકો, વેપારીઓ અને અન્ય પ્રજાજનોની સાથે મળીને રાજા શ્રેણિકે દુંદુભિના નાદ વચ્ચે મોટી ધામધૂમથી મેઘ-કુમારનો રાજ્યાભિષેક કર્યો.

પછી ભરદરબારમાં રાજા શ્રેણિકે પુત્રને અભિનંદતાં કહ્યું કે "હે નંદ! તારો વિજય થાઓ! તારો જય થાઓ! જે નહિ જિતાયેલા છે તેઓને તું જીત અને જિતાયેલાઓનું રક્ષણ કર. તથા સમસ્ત મગધનું આધિપત્ય ભોગવતો રાજા ભરતની પેઠે રાજ્ય કરતો રહે." આ અભિનંદન પછી દરબારમાં જયજય શબ્દનો ઘોષ થયો.

ત્યારબાદ રાજા શ્રેણિકે તથા ધારિણીએ મેઘકુમારને પૂછ્યું:–

"હે જાયા! અમે તને શું આપીએ? તારા હૃદયની શી ઇચ્છા છે?"

રાજા મેઘકુમાર બોલ્યો:–"હે માતપિતા! મને કુત્રિકાપણુથી[૪૮] એક રજોહરણ અને પાત્ર એ બે વસ્તુઓ મંગાવી આપો, અને મારા કેશ કાપવાને માટે એક કાશ્યપ (હજામ) ને બોલાવો."

રાજા શ્રેણિકે તુરતજ શ્રીગૃહથી પૈસા આપીને રજોહરણ તથા પાત્ર મંગાવી આપ્યાં અને હજામને બોલાવી મંગાવ્યો.

હજામ નાહીધોઈ, શુદ્ધ વસ્ત્રો પહેરી "આપની શી આજ્ઞા છે?" એમ કહેતો રાજા શ્રેણિક પાસે હાજર થયો.

રાજા શ્રેણિકે તેને સુગંધી અને સ્વચ્છ પાણીથી હાથ પગ ધોઈ, મોંઢા આડું ચોવડું ધોળું કપડું બાંધી, મેઘકુમારના શ્રમણોને છાજે તેવી રીતે કેશ કાપવાનું કહ્યું.

મેઘકુમારનું રાજા તરીકેનું આ છેલ્લું દર્શન છે એમ સમજીને તેની માતાએ રોતાં રોતાં તે કેશો ઘણી માનવૃત્તિથી લઈ લીધા અને તેમને સુગંધી પાણીથી ધોઈ ગોશીર્ષચંદનમાં રગદોળી, ધોળા કપડામાં બાંધી, રત્નના દાબડામાં બંધ કરી

એક પેટીમાં મૂક્યા અને તે પેટી મેઘકુમારની હંમેશની યાદગીરી માટે પોતાના ઓશિકા નીચે રાખી.

ત્યારબાદ મેઘકુમાર સ્નાન કરી, નાસિકાના નિઃશ્વાસથી પણ ઊડી જાય તેવું હંસલક્ષણ વસ્ત્ર તેમજ યોગ્ય આભૂષણો પહેરી, શિબિકામાં બેસી, માતપિતા, કુટુંબ અને પુરજનોના સમુદાય સાથે ભગવાન મહાવીર જ્યાં હતા તે ગુણશિલ ચૈત્ય તરફ જવા નીકળ્યો. રસ્તામાં માગધો વગેરેએ જય જયકાર શબ્દ સાથે તેને નીચે પ્રમાણે આશીર્વાદ આપ્યો:–

"નહિ જિતાયેલી ઇંદ્રિયોને જીતજે, શ્રમણધર્મને પાળજે, ધૈર્યરૂપી કચ્છ બાંધીને તપથી રાગદ્વેષરૂપ મલ્લને હણજે, ઉત્તમ શુક્લધ્યાનથી આઠ કર્મોને મસળી નાખજે, નિર્ભય રહીને વિઘ્નોની સેનાનો નાશ કરજે. તારા માર્ગમાં વિઘ્ન ન આવો."

ગુણશિલ ચૈત્યમાં પહોંચ્યા બાદ રાજારાણી મેઘકુમારને આગળ કરી ભગવાન મહાવીર પાસે આવ્યાં, તથા તેમની ત્રણવાર પ્રદક્ષિણા કરી, વંદન અને નમસ્કારપૂર્વક બોલ્યાં:–

"હે દેવાનુપ્રિય! આ મેઘકુમાર અમારો એકનો એક પુત્ર છે, અમારા પ્રાણ સમો છે, તથા અમારે માટે ઉંબરાના પુષ્પ સમો દુર્લભ છે. હે દેવાનુપ્રિય! જેમ ઉત્પલ, પદ્મ અને કુમુદ પંકમાં થાય છે અને પાણીમાં વધે છે પણ પંકની રજથી કે પાણીના બિંદુથી લેપાતાં નથી તેમ કામોમાં થયેલો અને ભોગોમાં વધેલો આ મેઘકુમાર આપનું પ્રવચન સાંભળીને હવે કામ અને ભોગરસથી ખરડાવા ઇચ્છતો નથી. સંસારના ભયથી તેને ઉદ્વેગ થયો છે, જન્મ, જરા અને મરણથી તે ભય પામ્યો છે અને આપ દેવાનુપ્રિયની પાસે

સ્ત્રી, મુંડ થઈ, ઘર છોડી, તે અનગારિતા લેવા ઇચ્છે છે. હે દેવાનુપ્રિય ! અમે આપને તેની શિષ્યભિક્ષા[૪૯] આપીએ છીએ. તે આપ સ્વીકારો."

મેઘકુમારનાં માતપિતાએ આમ કહ્યા પછી શ્રમણ-ભગવાન મહાવીરે તે વાતનો સારી રીતે સ્વીકાર કર્યો.

ત્યારબાદ મેઘકુમારે ભગવાન મહાવીરની પાસેથી ઇશાન ખૂણામાં જઈને પોતાનાં પહેરેલાં વસ્ત્રાભૂષણ ઉતારી નાખ્યાં. તે લેતી વખતે ગળગળી થઈને તેની માતા બોલીઃ—

"હે જાયા ! તું યત્ન કરજે, પરાક્રમ કરજે. અને આ કામમાં લેશ પણ પ્રમાદ ન કરીશ. અમે પણ આ માર્ગે વિચરીએ."

ત્યારબાદ કુમારનાં માતપિતા ભગવાનને વાંદીને પાછાં ફર્યા.

પછી મેઘકુમારે બાકી રહેલા કેશોનો પોતાને હાથે પંચમુષ્ટિલોચ કર્યો. અને શ્રમણભગવાન મહાવીરની ત્રણ પ્રદક્ષિણા લઈ વંદન અને પ્રણામપૂર્વક આ પ્રમાણે કહ્યુંઃ–

"હે ભગવાન ! આ સંસાર સળગી રહ્યો છે, ભડભડ બળી રહ્યો છે, અને જરા તથા મરણથી ત્રાસી રહ્યો છે. જેમ કોઈ ગૃહપતિ પોતાની એકની એક અમૂલ્ય ચીજને બળતા ઘરમાંથી બહાર કાઢી લે છે તેમ હે ભગવાન ! આ બળતા સંસારમાંથી મારા પ્રિય અને ઇષ્ટ આત્માને ઉગારવા હું આપની પાસે આવ્યો છું. હે દેવાનુપ્રિય ! હું આપની પાસે પ્રવ્રજિત મુંડ અને શિષ્ય થઈને રહીશ; તથા આચાર ગોચર,[૫૦] વિનય, વૈનયિક, ચરણકરણ, યાત્રા[૫૧] અને માત્રા[૫૨] શીખીશ."

શ્રમણભગવાન મહાવીરે મેઘકુમારનું કહ્યું સાંભળીને તેને જાતેજ પ્રવ્રજ્યા આપીને કહ્યું:-"હે દેવાનુપ્રિય ! સંયમથી ચાલવું, બેસવું, ખાવું, બોલવું. અને સર્વ પ્રાણ, ભૂત, જીવ તથા સત્ત્વો સાથે સંયમથી વર્તવું. આ વિષયમાં લેશ પણ પ્રમાદ ન કરવો."

મેઘકુમારે ભગવાન મહાવીરનો ઉપદેશ સારી રીતે સાંભળ્યો અને સ્વીકાર્યો. હવે તે સર્વત્ર સંયમથી રહે છે.

ગુણશિલ ચૈત્યમાં ભગવાન મહાવીર મોટા સમુદાય સાથે ઊતર્યા હતા તેથી ત્યાં અનેક શ્રમણોની બેઠકો હતી. તેમાં મેઘકુમારની બેઠક સૌથી છેલ્લી, છેક ઝાંપા પાસે હતી. ત્યાં થઇને, બેઠકમાંથી ઊઠીઊઠીને વાંચન માટે, પ્રશ્નો પૂછવા માટે, સૂત્રો ગણવા માટે, ધર્મના વિચાર માટે, અને લઘુશંકા તથા શૌચ માટે શ્રમણનિર્ગ્રંથો વારંવાર આવજા કરતા હતા. તે વખતે અજાણમાં મેઘકુમારને તેમના પગ કે હાથની ઠેસો વાગતી તથા તેમના પગની ધૂળથી તેની બેઠક ભરાઈ જતી. રાત્રે પણ તેમજ ચાલતું હોવાથી તેને ક્ષણ પણ નિદ્રા આવી નહિ. તેથી તેને આ પ્રમાણે વિચાર આવ્યો:—

"હું રાજપુત્ર છું; જ્યારે હું રાજભુવનમાં હતો ત્યારે આ જ શ્રમણો મારો આદર કરતા, સત્કાર કરતા, સન્માન કરતા અને મને સારી રીતે બોલાવતા. પણ જ્યારથી હું મુંડ થયો છું. ત્યારથી આ શ્રમણો મારો આદર કરતા નથી, મારી સાથે સારી રીતે બોલતા નથી, એટલું જ નહિ પણ દિવસરાત મારી બેઠક આગળથી આવજા કરી મને જરાપણ ઝંપવા દેતા નથી. માટે સવાર થતાં જ શ્રમણભગવાન મહાવીરને પૂછીને હું મારે ઘેર ચાલ્યો જઈશ."

આ રીતે વિચાર કરીને તેણે જેમતેમ કરીને તે રાત્રી પસાર કરી, અને સવાર થતાં જ તે, ભગવાન મહાવીર પાસે જઈ, ત્રણ વાર પ્રદક્ષિણા કરી, તથા વંદન અને નમસ્કાર કરી તેમની પાસે બેઠો.

મેઘકુમારની ખિન્ન આકૃતિથી જ તેના વિચારો કળી જઈ શ્રમણભગવાન મહાવીરે તેને કહ્યું:—

"હે મેઘ ! રાત્રે તને નિદ્રા નથી આવી કે શું? આટલા મોટા સમુદાયને છેડે તારી બેઠક હોવાથી, તથા શ્રમણોની ત્યાં થઈને વારંવાર આવજા થતી હોવાથી તને ઊંઘ ન આવે તે બનવાજોગ છે. પણ તેથી તારે મૂંઝાવાનું કે ખેદ કરવાનું કારણ નથી.

"હે મેઘ ! તને તો યાદ નહિ હોય, પણ હું બરાબર જાણું છું કે તું આજથી ત્રીજા ભવમાં, સુમેરુપ્રભ નામે હાથીઓના રાજાના અવતારમાં, વૈતાઢ્ય પર્વતની તળેટી આગળ રહેતો હતો. ત્યાં તારી સાથે તારી અનેક પ્રિય હાથણીઓ અને બચ્ચાં હતાં. તે જન્મમાં તું અત્યંત કંદર્પશીલ અને કામભોગમાં આસક્ત હોઈ નિરંતર તારી પ્રિય હાથણીઓ સહિત પહાડોમાં, નદીઓમાં, વનરાજીઓમાં અને પુષ્કરણીઓમાં અનેક પ્રકારના વિલાસો કરતો ફર્યા કરતો હતો.

"એકવાર જેઠ મહિનામાં, અકસ્માત એક મોટી આંધી ચડી આવી અને મહાવેગથી પવન ફૂંકાવો શરૂ થયો. તેના ઝપાટાથી ઝાડો પરસ્પર ઘસાઈ અથડાઈને તૂટવા લાગ્યાં અને આખા વનમાં ભયંકર દાવાનળ સળગ્યો. એ વખતે અંધકારથી ચારે દિશાઓ વ્યાપ્ત થતાં તારા ટોળાની બધી હાથણીઓ અને હાથીઓ ગભરાટથી ચારે દિશામાં નાસતા તારાથી છૂટા

પડી ગયા. તું પણ દિઙ્મૂઢ થઈને નાસતો નાસતો એક કીચડવાળા તળાવમાં કળી ગયો. જેમ જેમ તું તારા શરીરને બહાર કાઢવા વધારે ને વધારે પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તું તેમાં વધારે ને વધારે ઊંડો ઊતરવા લાગ્યો. એવી અવસ્થામાં તારા કેટલાય દિવસો ચાલ્યા ગયા. તળાવનું પાણી પણ તારી સૂંઢ ન પહોંચે તેટલું દૂર હોવાથી તને પાણી પણ પીવા ન મળ્યું. એવામાં એક દિવસ તારા વૈરી હાથીએ તને એ અસહાય સ્થિતિમાં ફસાઈ પડેલો જોઈ પોતાના તીક્ષ્ણ દંતૂશળો વડે તારા ઉપર વેગથી હલ્લો કર્યો. ભૂખેતરસે અધમૂઓ થઈ ગયેલો તું તેના તીક્ષ્ણ પ્રહારોથી રાતદિવસ તીવ્રવેદના ભોગવીને તેના ઉપર વેર લેવાના વિચારો કરતો કરતો મરણ પામ્યો. હે મેઘ ! તે તીવ્રવેદના તને યાદ છે ?

"બીજે જન્મે તું ગંગાને દક્ષિણ કિનારે વિંધ્યગિરિની તળેટીમાં ફરી વાર હાથીઓનો રાજા થયો. તે જન્મમાં પણ તું તેવોજ કામોન્મત્ત હતો. એકવાર એ વિંધ્યાટવીમાં ભયંકર દાવાનળ સળગતાં, સઘળાં વનચર પ્રાણીઓ ભયથી ચારે દિશામાં નાસવા લાગ્યાં. તું પણ નાસતો નાસતો એક સુરક્ષિત સ્થાને જઈ પહોંચ્યો. ત્યાં ગયા બાદ તને આગળ જોયેલા દાવાનળનું સ્મરણ થઈ આવ્યું. તે ઉપરથી તેં વિચાર કર્યો કે જંગલોમાં વારંવાર દવ લાગ્યા કરે છે માટે તેવે પ્રસંગે કામ આવે તેવું એક સુરક્ષિત સ્થાન તૈયાર કરી રાખવું જોઈએ. પછી તેં ગંગા નદીના દક્ષિણ કાંઠાના એક યોજન જેટલા વિસ્તારવાળા ભાગને ઝાડ, પાન, લાકડાં, કાંટા, વેલ અને રોપા વગેરે ખોદી કાઢીને દાવાનળથી સુરક્ષિત બનાવ્યો. અને ત્યારપછી તું તે સ્થાનની નજીકમાં રહેવા લાગ્યો.

"તું જ્યાં રહેતો હતો ત્યાં પણ થોડા દિવસ બાદ એક ભીષણ દાવાનળ સળગી ઊઠયો. તેં તૈયાર કરેલા સુરક્ષિત સ્થાનમાં નાસી જવાનો તું વિચાર કરતો હતો તેટલામાં તો સિંહ, વાઘ, વરુ વગેરે અનેક જંગલી પ્રાણીઓથી તે આખું સ્થાન ગીચોગીચ ભરાઈ ગયું. તું ત્યાં ગયો ત્યારે ઘણી સાંકડી જગામાં મહા મુશ્કેલીથી માંડમાંડ ઊભો રહી શક્યો.

"થોડી વાર તેમ ઊભા રહ્યા બાદ તને શરીરે ખંજવાળ આવી. તે મટાડવા તેં તારો એક પગ ઊંચો કર્યો. એટલામાં બીડથી હડસેલો ખાઈને એક સસલો તે પગની જગાએ ગબડીને બેસી ગયો. જ્યારે તું તારો પગ પાછો નીચે મૂકવા ગયો ત્યારે તેં તે સસલાને જોયો. તેને દેખી તારા ચિત્તમાં મૈત્રી–ભાવનાનો આવિર્ભાવ થયો અને તને વિચાર આવ્યો કે જો હું મારો પગ નીચે મૂકીશ તો આ સસલો અવશ્ય છૂંદાઈને મરી જશે. આમ વિચારી તું તારો પગ એમને એમ ઊંચો રાખીનેજ ઊભો રહ્યો.

"વનનો દાવાનળ અઢી દિવસ સુધી સળગ્યો. તેટલો વખત તું પણ ત્રણ પગેજ અખંડ ઊભો રહ્યો. જ્યારે દાવાનળ શમ્યો ત્યારે બધાં પ્રાણીઓ ત્યાંથી આસપાસના જંગલમાં ચાલ્યાં ગયાં. તું પણ ત્યાંથી જવાનો વિચાર કરીને જેવો વેગથી પગ ઉપાડવા જાય છે તેવોજ, અઢી દિવસથી ત્રણ પગેજ ઊભો રહી આખા શરીરે અકડાઈ ગયેલો હોવાથી પૃથ્વી ઉપર જોસથી ગબડી પડ્યો અને ત્રણ દિવસ તીવ્ર-વેદના ભોગવી મરણ પામ્યો.

હે મેઘ! કરુણાવૃત્તિ અને સમભાવવાળી સહનશક્તિને લીધે ત્યાંથી ચવીને આ જન્મમાં તું મગધના રાજા શ્રેણિકનો

પુત્ર થયો. હવે તો તું આત્માનો ઘાત કરનારા ભોગવિલાસો છોડીને મારી પાસે શ્રમણ થયો છે. તારામાં હવે બલ, વીર્ય, પુરુષાર્થ, પરાક્રમ, અને વિવેક છે. તો પછી પશુયોનિમાં પણ આટલો સમભાવ અને સહનશક્તિ બતાવ્યા પછી આ વખતે અધ્યયન વગેરે પ્રવૃત્તિ અર્થે જ આવતા જતા શ્રમણોની અજાણતાં જ વાગતી ઠેસોથી કેમ આટલો બધો વ્યાકુળ થઈ જાય છે? તને આ દીનતા હવે શોભે ખરી?"

શ્રમણભગવાન મહાવીરે કહેલી એ વાત સાંભળીને મેઘનું ચિત્ત વળી વધુ પ્રસન્ન બન્યું, તથા તેના ચિત્તમાં વિશેષતર પ્રમોદવૃત્તિ, મૈત્રીવૃત્તિ અને સમભાવનો આવિર્ભાવ થયો. પોતાના પૂર્વભવની વાત સાંભળતાં જ તેને તે બધી વાતનું સ્મરણ થઈ આવ્યું, આંખમાં હર્ષાશ્રુ આવ્યાં, આખા શરીરે રોમાંચ થયાં અને તેના સંવેગમાં બમણો વધારો થયો. પછી ભગવાન મહાવીરને વંદન તથા નમસ્કાર કરીને તેણે આ પ્રમાણે કહ્યું:–

"હે ભગવાન! આજથી માંડીને હું મારા આ શરીરને બધાજ સંતશ્રમણોની સેવામાં સમર્પી દઉં છું." એમ કહીને ભગવાન મહાવીરને ફરીવાર વંદન કરી આ પ્રમાણે બોલ્યો:–

"હે ભગવાન! શ્રમણોની આશાતનાના દોષમાંથી નિવૃત્ત થયેલા મને આપ ફરીવાર દીક્ષા આપો અને ધર્મોપદેશ કરો."

શ્રમણભગવાન મહાવીરે તેને ફરીવાર દીક્ષા આપી અને ધર્મોપદેશ કરતાં કહ્યું કે "હે દેવાનુપ્રિય! સંયમથી ચાલવું, બેસવું, ઊઠવું, ખાવું, પીવું, બોલવું અને સર્વ પ્રાણ, ભૂત, જીવો અને સત્ત્વો સાથે સંયમથી વર્તવું."

હવે મેઘકુમાર સમભાવથી રહે છે સંયમથી વર્તે છે, ભગવાનના સ્થવિરો પાસે સામાયિક વગેરે અગિયાર અંગોનું અધ્યયન કરે છે, ઉગ્ર સંયમ તથા તપથી મન, વચન અને કાયાને પોતાનાં વશવર્તી કરે છે, દિવસે સૂર્યાભિમુખ આતાપના ભૂમિમાં ઊભો રહીને તથા રાત્રે ઓઢયા વિના વીરાસને બેસીને ધ્યાન કરે છે અને આમ ઊંડે ઊંડે રહેલા કામ, ક્રોધ મોહ, લોભ વગેરેના સંસ્કારોનો નાશ કરવા ઉગ્ર પ્રયત્ન કરે છે તથા પોતાનું તપોમય અંતિમ જીવન ભગવાન મહાવીરની અનુમતિથી રાજગૃહના વિપુલપર્વત[૫૩] ઉપર વિતાવે છે.

હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે આ પ્રમાણે શિષ્યને સમજાવવાની પદ્ધતિ આપણને બતાવી છે. એ હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૨

# બે સાથે બાંધ્યા

[ સંઘાડ[1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના પ્રથમ અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના બીજા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્યજંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ—

" રાજગૃહમાં શ્રેણિક નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરની બહાર ગુણશિલ નામે ચૈત્ય હતું. તેની પાસે ઉજ્જડ થઈ ગયેલું એક મોટું ઉદ્યાન હતું. એમાં પડી ગયેલાં અનેક જૂનાં દેવળોનાં ખંડેરો હતાં. તેમાં અનેક હિંસ્ર જાનવરોના રહેઠાણુવાળી અનેક જાતની ગીચ ઝાડીઓ ઠેરઠેર ઊગેલી હતી. તેની વચ્ચોવચ એક જૂનો ભાંગેલો કૂવો હતો અને તેની પાસે જ એક મોટો માલુકાકચ્છ[2] હતો. તે અંદરથી પોલો, બહારથી વિસ્તારવાળો તથા અનેક પ્રકારની વેલીઓ, ઘાસ અને ઠૂંઠાંથી ઘેરાયેલો હતો.

તે નગરમાં વેપારીઓમાં શ્રેષ્ઠ, અઢારે વર્ણોનો સલાહકાર અને બજારના નાક જેવો ધન્ય નામે એક સાર્થવાહ રહેતો હતો. તેને ભદ્રા નામે ભાર્યા હતી. પણ સંતતિ ન હતી. ભર્યા ઘરમાં માત્ર એ બે જણ જ રહેતાં હતાં. તેમને પંથક નામે એક દેખાવડો, બાળકો રમાડવામાં કુશળ અને હૃષ્ટપુષ્ટ નોકર હતો.

તે જ નગરમાં વિજય નામનો ચંડાળ જેવો નિર્દય, ભયંકર, વિશ્વાસઘાતી અને જુગારી ચોર રહેતો હતો. તે ગીધની પેઠે માંસલોલુપ, અગ્નિપેઠે સર્વભક્ષી, અને પાણીપેઠે સર્વગ્રાહી હતો. તીર્થસ્થાનો લૂંટતાં પણ તે અચકાતો નહિ.

તે વિજયચોર ચોરી માટે નગરની બહાર અને અંદર ઠામેઠામ ફર્યા કરતો. દેવળોમાં, પરબોમાં, ઉજ્જડ ઘરોમાં અને વેસ્યાઓને ત્યાં તે વારંવાર રખડ્યા કરતો. કોઈનો યજ્ઞ હોય, ઉત્સવ હોય, પર્વનો દિવસ હોય, જમણવાર હોય, તિથિઓની ઉજવણી હોય, કે ઘણા દારૂડિયા એકઠા મળ્યા હોય એવી જગાઓ તે શોધ્યા જ કરતો તથા ગામ બહારના બગીચા, ઉદ્યાનો, વાવો, પુષ્કરણીઓ, જંગલો, ભાગેલા કૂવા અને સ્મશાનોમાં પણ તે ભક્ષ્યની શોધમાં ભમ્યા કરતો.

ભદ્રાશેઠાણીને ધન અને વૈભવ અઢળક હોવા છતાં પાછળ કોઈ જ પાણી મૂકનાર ન હોવાનું અત્યંત દુ:ખ હતું. પુત્ર વિના મરતાં પોતાની શી અવગતિ થશે તે ચિંતામાં જ તે હંમેશાં ગરક રહેતાં.

“ધાવતાં, ખોળામાં રમતાં, અને કાલુંકાલું બોલતાં બાળકોનાં માબાપોને ધન્ય છે, તેમનો જન્મ સફળ છે. હું એકલી જ અધન્ય છું, અપુણ્ય છું. મારું વાંઝિયામેણું શે ટળે?”

"નાગ, ભૂત, યક્ષ, ઇંદ્ર, સ્કંદ, રુદ્ર, શૈવ, અને વૈશ્રમણ વગેરેનો યાગ કરું, તેમની માનતા માનું અને ગમે તેવી આકરી બાધા રાખું, પણ આ મહેણું તો ટાળું જ" એવો શેઠાણીએ દૃઢ સંકલ્પ કર્યો. શેઠ પણ તેમાં સંમત થયા.

ત્યારબાદ ભદ્રા સાર્થવાહીએ વિવિધ પ્રકારનું નૈવેદ્ય તૈયાર કરાવ્યું, ભારે પૂજાપો મંગાવ્યો, અને પુષ્કરણીએ ઉજાણીમાં આવવા સગાંસંબંધીમાં નોતરાં ફેરવ્યાં. વખતસર સૌ ભેગાં થઈને પુષ્કરણીએ ગયાં. ભદ્રા સાર્થવાહીએ નાહી ધોઈને ભીને કપડે નૈવેદ્ય, પૂજાપો, અને પુષ્કરણીનાં ફૂલ વડે નાગ વગેરેની પ્રતિમાઓની પૂજા કરી અને પગે પડી માનતા માની કે "હે દેવો! જો મને પુત્ર કે પુત્રી થશે તો દર માસની ચૌદશ, આઠમ, અમાસ અને પૂનમે[3] હું તમારો યાગ કરીશ."

સમય જતાં ભદ્રાનો કોડ પૂરો થયો અને તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. પુત્રજન્મથી ખુશી થઈને તેણે માનેલી માનતા પ્રમાણે સર્વ પ્રકારના યાગો કર્યા, દાન દીધાં તથા અક્ષયનિધિમાં ખૂબ વધારો કર્યો.

દેવનો દીધેલો હોવાથી શેઠશેઠાણીએ પોતાના પુત્રનું નામ દેવદત્ત પાડ્યું. શેઠાણીએ હવે દેવદત્ત પંથકને સોંપ્યો. તે તેને કેડે તેડી ફર્યા કરતો અને નાનાં છોકરાંછોકરી સાથે રમતો. એકવાર તેને તેડીને પંથક રાજમાર્ગ ઉપર આવ્યો. ત્યાં દેવદત્તને જવરઅવર વિનાના એકાંત ભાગમાં બેસાડીને પોતે બીજાં છોકરાં સાથે રમતે વળગ્યો. પંથકનું ધ્યાન રમતમાં હતું એવામાં લાગ શોધતો વિજયચોર ત્યાં આવી પહોંચ્યો. ઘરેણાંથી મઢેલા દેવદત્તને એકલો જોતાં જ તેને

કાખે લઈ, ખેસથી ઢાંકી તે ઝપાટાબંધ પેલા ઉજ્જડ ઉદ્યાનમાંના કૂવા પાસે આવી પહોંચ્યો.

ત્યાં આવી દેવદત્તનાં સર્વ ઘરેણાં ઉતારી લઈ તેને મારી નાખી, તેના શબને તેણે તે કૂવામાં ફેંકી દીધું અને પોતે માલુકાકચ્છની ઝાડીમાં ભરાઈ ગયો.

પંથક થોડી વારમાં રોતો રોતો અને ચીસો નાખતો ઘેર આવી કહેવા લાગ્યોઃ—

"હે સ્વામી! હું દેવદત્તને રમાડવા લઈ ગયેલો પણ તે એકાએક ગૂમ થયો છે, અને ઘણી તપાસ કરવા છતાં મળતો નથી."

પંથકનું કહેવું સાંભળતાંજ શેઠ મૂર્ચ્છિત થઈને જમીન ઉપર ઢળી પડ્યા. થોડીવાર પછી જાગૃત થઈ તેમણે દેવદત્તની ચારેકોર તપાસ કરવા માંડી પરંતુ કયાંય તેનો પત્તો ન લાગ્યો. તેથી તે મોટી ભેટ લઈ કોટવાળ પાસે ગયા અને તેને પોતાના છોકરાની તપાસ કરવાનું ઘણી આજીજી સાથે કહ્યું.

કોટવાળ પોતાના સૈનિકોને લઈને શેઠ સાથે દેવદત્તની શોધમાં નીકળી પડ્યો. ફરતાં ફરતાં તે પેલા જૂના કૂવા પાસે આવ્યો. તેમાં તેણે એક મુડદું તરતું જોયું. કોટવાળે તરત તેને બહાર કઢાવ્યું અને ખેદ સાથે ધન્યના હાથમાં આપ્યું. ત્યારબાદ તે ત્યાંથી ચોરને પગલે ચાલતો માલુકાકચ્છમાં આવી પહોંચ્યો. ત્યાં સંતાઈ રહેલો વિજયચોર તેના હાથમાં સપડાયો. કોટવાળે તેની પાસેનાં ઘરેણાં લઈ લીધાં અને "વિજય બાળકોનો ચોર છે, બાળકોનો ઘાતક છે" એવો ઉદ્દઘોષ કરતો કરતો તે, તેને સારીપેઠે મારતો મારતો રાજગૃહની વચ્ચોવચ થઈ જેલખાનામાં લાવ્યો.

ત્યાં તે વિજયચોરને હેડમાં નાખવામાં આવ્યો, તેનું ખાવાપીવાનું બંધ કરવામાં આવ્યું અને તેને સવાર, બપોર અને સાંજ માર મારવાનો હુકમ થયો.

વખત જતાં ભદ્રા અને ધન્યનો પુત્રશોક વિસારે પડ્યો અને તેઓ પહેલાંની જેમ શાંતિથી રહેવા લાગ્યાં.

તેજ અરસામાં ધન્ય સાર્થવાહ રાજાના કોઈ અપરાધમાં આવી ગયો. રાજાએ તેને વિજયચોરની સાથે એકજ હેડમાં બાંધી જેલમાં પૂરવાનો હુકમ કર્યો.

શેઠાણીએ ધન્ય માટે જેલમાં મોકલવા સારુ વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ તૈયાર કર્યા. તેનાં ભાજનોને ભોજનપિટકમાં ભરી, મહોરમુદ્રા કરી, પાણીના ઘડા સાથે તે બધું ધન્યને આપવા તેણે પંથકને જેલખાનામાં મોકલ્યો.

વિજયે ધન્યને કહ્યું "હે દેવાનુપ્રિય! હું ઘણા દિવસનો ભૂખ્યો છું. તમારા ભોજનમાંથી કૃપા કરીને મને થોડુંક આપો".

ધન્યે જવાબ દીધો "આમાંથી જો કાંઈ વધશે તો હું કાગડા કે કૂતરાંને આપી દઈશ અથવા છેવટે ઉકરડે ફેંકાવી દઈશ પણ હે પુત્રઘાતી વિજય! તને તો તેમાંથી એક દાણો પણ આપવાનો નથી."

ભોજન વગેરેથી પરવાર્યા બાદ ધન્યને શૌચ તથા લઘુશંકાની હાજત થઈ. પરંતુ તેને વિજયચોર સાથે એક જ હેડમાં બાંધેલો હોવાથી એકલો ધન્ય ક્યાંય જઈ શકે તેમ ન હતું. તેથી તેણે વિજયચોરને ઊઠીને પોતાની સાથે આવવાનું કહ્યું. પરંતુ વિજયચોરે જ્યાં સુધી તે તેને રોજ ખાવાનું આપવાનું કબૂલ ન કરે ત્યાં સુધી ઊઠવાની

ના પાડી. છેવટે હાજતથી અસંત પીડાયેલા શેઠે કમનથી તે વાતનો સ્વીકાર કર્યો.

તે દિવસથી શેઠ વિજયચોરને પોતાના ભોજનમાંથી ભાગ આપે છે અને બાધારહિત થઈને વિજયચોર સાથે રહે છે.

શેઠ વિજયચોરને ખાવાનું આપે છે એ વાત પંથક પાસેથી જાણી શેઠાણી ધન્ય ઉપર અસંત નાખુશ થયાં.

થોડા દિવસ બાદ લાગવગ અને પૈસાને બળે શેઠ જેલખાનામાંથી છૂટ્યા અને આલંકારિક સભા (હજામતખાના) માં જઈ, તળાવે નાહી, ચોખ્ખા થઈ ઘેર આવ્યા. ત્યાં તેમનાં માતપિતા અને બહેન વગેરેએ તેમનું પ્રેમથી ઘણું સ્વાગત કર્યું. માત્ર ભદ્રાશેઠાણી ઉદાસ થઈ એક બાજુ બેસી રહ્યાં.

શેઠે ભદ્રાને પૂછ્યું "હે દેવાનુપ્રિયે! મારા આવવા છતાં તું ઉદાસીન કેમ છે?"

ભદ્રા બોલી "મારા પુત્રના ઘાતક વિજયચોરને તમે ખવરાવતા તેથી મને ખોટું લાગ્યું છે."

શેઠે તેનો ખુલાસો કરતાં કહ્યું કે "હે ભદ્રે! મેં મિત્ર-ભાવે ખુશીથી તેને કશુંજ આપ્યું નથી. પરંતુ હું અને તે બંને એકજ હેડમાં બંધાયેલા હોવાને લીધે મારૂં સ્વાસ્થ્ય સંભાળવાની ગરજે તેને ખાવાનું આપવું પડ્યું છે. તે જો ઊઠવા કબૂલ ન થાય તો મારાથી લઘુશંકા કરવા પણ ન જઈ શકાય, એટલે હું તેને ખાવાનું આપવા કબૂલ ન થયો હોત તો આજે જીવતો પણ પાછો ન આવી શકત."

આ ખુલાસો સાંભળીને ભદ્રાનું મન શાંત થયું અને તે પ્રસન્ન થઈને શેઠ સાથે રહેવા લાગી. વખત જતાં ત્યાં આવેલા ધર્મઘોષ સ્થવિર પાસે ધન્યે ત્યાગધર્મનો સ્વીકાર કર્યો.

અને કાળ કરીને તે દેવયોનિમાં ગયો. ત્યાંથી મહાવિદેહવાસ પામીને તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

આણીબાજુ ભૂખ્યો, તરસ્યો, અને અનેક પ્રકારના માર ખાતો વિજયચોર પણ મરણ પામીને વિવિધ પ્રકારનાં દુઃખોથી ઘેરાયેલી યોનિમાં ઉત્પન્ન થયો.

એ પ્રમાણે હે જંબુ! ઘર છોડીને ભિક્ષુ થયેલાં આપણાં જે નિર્ગ્રંથનિર્ગ્રંથીઓ, વિપુલ મણિ, મોતી, ધન, કનક વગેરેમાં લોભાય છે તે બધાં વિજયચોરની જેમ અનેક દુઃખોથી ઘેરાયેલી યોનિમાં જન્મીને અસહ્ય વેદનાઓ સહન કરે છે.

વળી હે જંબુ! ધન્ય સાર્થવાહે માત્ર શરીરની રક્ષા માટે જ વિજય જેવા પોતાના વિરોધીને પણ પોતાનું ભોજન આપ્યું હતું. તે જ પ્રમાણે સ્નાન, મર્દન, માલ્ય અને અલંકારોનો સંપૂર્ણ ત્યાગ કરનારાં આપણાં નિર્ગ્રંથનિર્ગ્રંથીઓ આત્માથી વિરુદ્ધ સ્વભાવવાળા શરીરને, તે જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યનું વાહન છે એમ માનીનેજ તેને ખોરાક આપે છે, વર્ણ માટે, રૂપ માટે નથી આપતા. એવું આચરણ રાખનારાં નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ જ શ્રમણશ્રમણીઓમાં તથા શ્રાવકશ્રાવિકાઓમાં આદરને પામે છે અને ક્રમે ક્રમે સંસારના દુઃખથી પર થઈ નિર્વાણપદને પામે છે, એમ શ્રમણભગવાન મહાવીરે કહેલું છે, તે હું તને કહું છું."

સારઃ-વિજયચોર ધન્યનો કાર્યસાધક હતો તેથીજ તેણે તેને ખવરાવેલું. તે પ્રમાણે આ શરીર સંયમ, અહિંસા, સત્ય, ત્યાગ અને તપ વગેરેની સાધનામાં અનિવાર્ય કારણભૂત છે માટે જ તેને ખવરાવવું યોગ્ય છે. કેટલાક લોકો સંયમ કે અહિંસા વગેરેની દરકાર રાખ્યા વિના માત્ર એકલા તપથી જ

શરીરને ક્ષીણ કરી નાખે છે, જ્યારે બીજા કેટલાક વિલાસની દષ્ટિથી શરીરને ખવરાવ્યા જ કરે છે. આ બંનેનો માર્ગ નિર્વિઘ્ન નથી. મધ્યમમાર્ગ એ છે કે, સંયમાદિના પાલનનું કારણભૂત છે એ સિવાય બીજા કોઈ ઉદ્દેશથી શરીરને પોષવું નહિ.

સમુદ્રને પાર કરવાની ઇચ્છાવાળા લોકો જો પોતાની હોડી સાચવે નહિ, કાણાંવાળી કે જીર્ણશીર્ણ થવા દે તો તે અધવચ્ચેજ બૂડી જાય, તેમ જે લોકો વિષયકષાયાદિના પ્રચંડ સમુદ્રને તરવા ઉજમાળ થયા છે તેઓએ પોતાની શરીરરૂપી નૌકાને અવશ્ય સાચવવી જોઈએ. જો તેઓ તેમ ન કરે અને શરીરને વગરવિચાર્યે ક્ષીણ થવા દે તો તેમની હોડી ભરસમુદ્રમાં જ ડૂબી જવાની.

અલબત્ત શરીર વિજયચોર જેવું મહાભયંકર છે, પરંતુ ધન્ય સાર્થવાહે પોતાના પુત્રઘાતક એ ચોરનો પોતાના કાર્ય માટે ખાવાનું આપીને ઉપયોગ કરી લીધો તેમ સંયમાદિ માટે આ શરીરનો પણ ઉચિત પોષણ આપીને સદુપયોગ કરી લેવો જોઈએ.

આહારથી પોષ્યા વિનાનો દેહ સંયમનો સાધક થઈ શકતો નથી. તેથી સંયમની દષ્ટિએ જ મુમુક્ષુઓએ શરીર તરફ લક્ષ્ય રાખવું જોઈએ.

**जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए।**
**जयं भुंजंतो भासंतो पावं कम्मं न बंधइ॥**

## ૩

# બે ઈંડાં

[અંડ ૧]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના દ્વિતીય અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે ત્રીજા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્યજંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા:—

"ચંપા નગરીની બહાર ઈશાનખૂણામાં સુભૂમિભાગ નામે નંદનવન જેવું એક ઉદ્યાન હતું. તેની ઉત્તરે એક મોટો માલુકાકચ્છ હતો. ત્યાં એક ઢેલડી બે ઈંડાં મૂકીને, તેમને સેવતી રહેતી હતી. ઈંડાં મૂઠી જેવડાં મોટાં, છિદ્ર વગરનાં અને શ્વેતવર્ણનાં હતાં.

એ નગરીમાં જિનદત્ત અને સાગરદત્ત નામે બે સાર્થવાહ રહેતા હતા. તે બંનેને એકએક પુત્ર હતો. તે બંને પુત્રો સાથે જન્મેલા, સાથે ઊછરેલા, સાથે રમેલા, સાથે પરણેલા અને પરસ્પર અત્યંત અનુરક્ત હતા. એક બીજાની ઇચ્છાને સંપૂર્ણ રીતે અનુસરતા, અને પરસ્પર સહકાર કરતા તે બંને પોતપોતાના કામમાં અત્યંત પ્રવીણ હતા.

એક વખત તેઓ બંને રાજમાન્ય દેવદત્તા ગણિકાને સાથે લઈને સુભૂમિભાગ ઉદ્યાનમાં વિહાર કરવા ગયા. ત્યાં ફરતા ફરતા તેઓ માલુકાકચ્છ પાસે આવી પહોંચ્યા. તેમના આવવાના અવાજથી પેલી ઢેલડી ભય અને ત્રાસથી મોટી ચીસો નાખતી ત્યાંથી નીકળી ગઈ, અને તેમને તથા પોતાનાં ઈંડાંના સ્થાનને એકીટસે શંકા અને ભયથી જોતી સામેના ઝાડની ડાળ ઉપર બેઠી.

પેલા બે મિત્રોએ પણ તે માલુકાકચ્છમાં ઢેલડીનાં બે સુંદર ઈંડાં જોયાં.

આ બે ઈંડાં ઘેર લઈ જઈએ તો આપણને રમવાના મોર થશે એમ વિચારી તેમણે પોતાના નોકરોદ્વારા તે બે ઈંડાં ઉપાડાવીને પોતાને ત્યાંની ઉત્તમ કૂકડીઓનાં ઈંડાંની ભેળાં મુકાવ્યાં.

આમ એક ઈંડું સાગરદત્તને ત્યાં અને બીજું જિનદત્તને ત્યાં સેવાવા લાગ્યું. કૂકડીનાં ઈંડાં ભેળા રાખેલા તે ઈંડામાંથી મોર થશે કે નહિ તે જોવાને સાગરદત્તનો પુત્ર વારંવાર તેને ખખડાવવા લાગ્યો, વારંવાર હલાવવા લાગ્યો તથા આમથી તેમ ફેરવીફેરવીને જોવા લાગ્યો. આમ ઘણીવાર થવાથી તે ઈંડું નિર્જીવ થઈ ગયું. પોતાના ઈંડાને નિર્જીવ થઈ ગયેલું જોઈ તે ઘણો ખેદ પામ્યો તથા મન સાથે કહેવા લાગ્યો કે આ ઈંડામાંથી મારે રમવાને મોર ન થયો.

આણીબાજુ જિનદત્તે કૂકડીનાં ઈંડાં ભેગા રહેલા પોતાના ઈંડાને, એમાંથી યોગ્ય સમયે મોર અવશ્ય થવાનો છે એવી ચોક્કસ ધારણાથી તેને કદી ખખડાવ્યું નહિ, ફેરવ્યું નહિ અને જોયું સરખું પણ નહિ. પરંતુ તેને એમનું એમ રહેવા દીધું. કાળે કરીને તે ઈંડામાંથી મોરનું બચ્ચું થયું.

જિનદત્તના પુત્રે પછી મયૂરપોષકોને[2] બોલાવીને કહ્યું "હે દેવાનુપ્રિયો! તમે આ બચ્ચાને ઉછેરો, મોટું કરો, સાચવો અને નૃત્યકળા શીખવો."

મયૂરપોષકોએ તે બચ્ચાને લઈ જઈને મોટું કર્યું અને તેને નૃત્યકળા શીખવીને પાછું આણ્યું. તેને જોઈને જિનદત્ત-નો પુત્ર ઘણો પ્રસન્ન થયો અને મયૂરપોષકોને ઘણું મોટું પારિતોષિક આપ્યું.

હવે તે મોર જિનદત્તને ઘેર કળા કરીને રોજ નાચે છે, ટહુકા કરે છે અને ચંદ્રકળાવાળાં પોતાનાં પીંછાંથી સૌને પ્રસન્ન કરે છે. જિનદત્તનો પુત્ર પણ તેના વડે લાખોની શરતોમાં વિજય મેળવે છે.

એ પ્રમાણે હે જંબુ! જે શ્રમણનિર્ગ્રંથો અહિંસા, સત્ય, ત્યાગ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વગેરે સંયમોની બાબતમાં સાગરદત્તના પુત્રની જેમ શંકાશીલ રહે છે, તેમનું બરાબર આચરણ ન કરતાં તેમના ફળ વિષે વિવાદ કર્યા કરે છે, પક્ષાપક્ષી માંડે છે કે કદાગ્રહ કરીને ભારે ધમસાણ મચાવે છે તે ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ સાગરદત્તના પુત્રની જેમ પસ્તાય છે અને છેવટે કકળાટમાં ને કકળાટમાંજ પોતાનું જીવન પૂરું કરે છે.

પરંતુ હે જંબુ! જે શ્રમણો અને શ્રમણીઓ જિનદત્તના પુત્રની જેમ અહિંસા, સત્ય, ત્યાગ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વગેરે સંયમોની બાબતમાં શંકાશીલ ન રહેતાં તેમનું અશંકભાવે આચરણ કર્યા કરે છે, તેમને વિષે કશો વિવાદ કે પક્ષાપક્ષી માંડતાં નથી કે કદાગ્રહ કરીને ભારે ધમસાણ નથી મચાવતાં તે શ્રમણો અને શ્રમણીઓ ચોક્કસ આ સંસારસમુદ્રને તરી જાય છે."

૪

# બે કાચબા

[ કુમ્મ [1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના ત્રીજા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના ચોથા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ—

"કાશીદેશમાં વારાણસી[2] નામનું પાટનગર હતું. તેની પાસે ગંગા નદીમાં મયંગતીર[3] નામનો એક મોટો ધરો હતો. એ ધરો અનેક જાતનાં સુંદર અને સુગંધી પુષ્પોથી સુશોભિત તથા દર્શનીય હતો. તેમાં અનેક માછલાં, કાચબા, ગ્રાહ, મગર, અને સુંસુમાર નામે જલચર પ્રાણીઓ નિર્ભય રીતે સુખથી રહેતાં હતાં. તે ધરાની પાસે જ એક મોટો માલુકાકચ્છ હતો. તેમાં ક્રૂર, લુચ્ચાં, અને બીજાના લોહીનાં તરસ્યાં એવાં બે શિયાળ રહેતાં હતાં. તે બંને દિવસે છુપાઈ રહેતાં પણ રાત પડચે જળચરોને પકડવા ધરા પાસે આવતાં.

એકવાર મનુષ્યોનો પગરવ બંધ થયો અને બધું જળ ઝંપી ગયું એટલે રાતને વખતે એ ધરામાંથી બે કાચબા બહાર નીકળ્યા અને ખાવાનું શોધવા આમતેમ ફરવા લાગ્યા. પેલાં લુચ્ચાં શિયાળ તે બંને કાચબાને જોતાંવેંત જ તેમને પકડવા માટે તેમની પાસે આવી પહોંચ્યાં.

શિયાળોના પગનો અવાજ સાંભળતાં જ ભય અને ત્રાસથી તે કાચબાઓએ પોતાના બે હાથ, બે પગ, અને ડોક એમ પાંચે અંગ પોતાની ઢાલ નીચે છુપાવી દીધાં અને હાલ્યાચાલ્યા વિના જ એક જગાએ પડી રહ્યા.

પેલાં શિયાળોએ આવીને તેમને વારંવાર હલાવ્યા, બચકાં ભર્યાં અને નખ માર્યા પરંતુ કાંઈ જ વળ્યું નહિ. છેવટે થાકીને તેઓ કાચબાઓ ફરી હાલેચાલે તેની રાહ જોતાં થોડે છેટે એકાંતમાં છુપાઈને બેસી રહ્યાં.

શિયાળ ચાલ્યાં ગયાં એમ સમજીને બેમાંના એક કાચબાએ પોતાનો એક પગ ધીરેધીરે બહાર કાઢ્યો. તે જોતાં જ એક શિયાળે એકદમ આવીને તેનો પગ કરડી ખાધો. એ જ રીતે તે મૂઢ કાચબાના બીજા અવયવો પણ કરડી ખાઈને તે શિયાળોએ તેનો નાશ કર્યો.

એક કાચબાથી ન ધરાતાં તે લુચ્ચાં શિયાળ બીજા કાચબાને પણ તે પ્રમાણે જ પૂરો કરવાની આશાથી દૂર સંતાઈ રહ્યાં. પરંતુ તે બીજો કાચબો તો પોતાનો એકે અવયવ બહાર ન કાઢતાં કેટલોય વખત ત્યાંને ત્યાં નિશ્ચેષ્ટ થઈને પડી રહ્યો. તે શિયાળોએ તે જગાએ બે ત્રણ વાર ફેરા ખાધા પરંતુ તેમનું કાંઈ વળ્યું નહિ. છેવટે કંટાળીને હતાશ થઈને તેઓ ચાલ્યાં ગયાં.

શિયાળો ચાલ્યાં ગયાં ત્યારબાદ પણ કેટલોક વખત જવા દઈને તે ચતુર કાચબાએ પોતાની ડોક ધીરે ધીરે ઊંચી કરીને ચારેકોર જોયું. આસપાસ કોઈને ન જોવાથી તે ઝપાટાબંધ દોડીને પોતાના ધરામાં પેસી ગયો અને પોતાનાં સગાંસંબંધીઓને મળીને સુખેથી રહેવા લાગ્યો.

એ જ પ્રમાણે હે જંબુ! જે શ્રમણો અને શ્રમણીઓ પોતાની પાંચ ઇંદ્રિયોને તાબામાં ન રાખતાં સ્વચ્છંદથી વર્તે છે, આહાર ઉપરનો સંયમ ગુમાવી સ્વાદમાં લોલુપ થઈ જાય છે, અતિશય મિષ્ટ અને સ્નિગ્ધ પદાર્થોને જ શોધ્યા કરે છે વિગઈઓ (વિકૃતિઓ)ને[૪] લેવામાં વિવેક રાખતાં નથી, તથા કાંઈ પણ શ્રમ ન કરતાં આખો દિવસ અને રાત પ્રમાદમાં જ ગાળે છે, તેવાં શ્રમણ અને શ્રમણીઓનો પહેલા કાચબાની પેઠે ભૂરે હાલે નાશ થાય છે.

તેથી ઊલટું જે શ્રમણો અને શ્રમણીઓ પોતાની પાંચે ઇંદ્રિયો તાબામાં રાખે છે, સંયમથી વર્તે છે, આહારનું પ્રમાણ બરાબર સમજી લૂખાસૂકા ભોજનનો પણ શરીરના પોષણ પૂરતો જ ઉપયોગ કરે છે, સ્વાધ્યાય અને પરહિતની પ્રવૃત્તિમાંજ પોતાનો સમય ગાળે છે, સતત વિચરતા રહીને માધુકરી કરીને જ શરીરનું પોષણ કરે છે અને સ્વીકારેલા પાંચ મહાયામોને પાળવામાં નિરંતર તત્પર રહે છે તેવાં શ્રમણ અને શ્રમણીઓ બીજા કાચબાની પેઠે સુખેથી પોતે તરે છે અને બીજાંને પણ તારે છે, એમ શ્રમણભગવાન મહાવીરે કહેલું છે, તે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

**जे केइ पव्वइए निद्दासीले पगामसो ।**
**भुच्चा पिच्चा सुहं सुअइ पावसमणे त्ति वुच्चई ॥**

૫

# શૈલક ઋષિ

## [ સેલગ [1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના ચોથા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના પાંચમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો. એમ આર્યજંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા:—

"ઇંદ્રની અમરાવતી જેવી દ્વારિકા[2] નગરી સૌરાષ્ટ્ર દેશની રાજધાની હતી. તેની બહાર ઈશાન ખુણામાં, ઊંચાં શિખરો વાળો, વિવિધ વૃક્ષો, પશુપક્ષીઓ, ઝરણાં, ગુફાઓ અને અનેક પ્રપાતોથી સુશોભિત રૈવતક[3] નામે પર્વત હતો. તે પર્વતની પાસે સ્વર્ગના નંદનવન જેવું જ, બધી ઋતુઓનાં પુષ્પ અને ફળોથી સમૃદ્ધ અને પ્રસન્નતા આપનારું નંદનવન નામનું ઉદ્યાન હતું. તેની વચ્ચોવચ સુરપ્રિય નામનું યક્ષાયતન આવેલું હતું.

તે નગરીમાં વસુદેવનો પુત્ર કૃષ્ણ રાજ્ય કરતો હતો. તેને રુકિમણીપ્રમુખ ૩૨૦૦૦ સ્ત્રીઓ હતી તથા વૈતાઢ્ય ગિરિના અંત સુધીનું આખું દક્ષિણાર્ધ ભરત તેનું રાજ્ય ગણાતું હતું.

તેના વખતમાં ત્યાં થાવચ્ચા નામે એક સમૃદ્ધ અને બુદ્ધિશાળી સાર્થવાહી રહેતી હતી. તેને થાવચ્ચાપુત્ર નામે રૂપાળો અને તેજસ્વી પુત્ર હતો. તે આઠ વર્ષનો થયો ત્યારે તેને કળાચાર્ય પાસે બધી કળાઓ શીખવા મોકલ્યો. તેની પાસે રહી બધી કળાઓમાં પ્રવીણ થઈ પાછો આવતાં જ તેને ઇભ્યકુળની ૩૨ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો. તેમની સાથે તે અનેક સુખોપભોગ ભોગવતો આનંદથી રહે છે.

એ અરસામાં અરિષ્ટનેમિ નામે અર્હત ફરતા ફરતા દ્વારિકા આવ્યા અને તે નગરની બહાર આવેલા સુરપ્રિય નામના યક્ષાયતનમાં અશોક વૃક્ષની નીચે ઊતર્યા.

તેમના આવ્યાના સમાચાર જાણીને કૃષ્ણવાસુદેવે પોતાનો પરિવાર, સૈનિકો અને પ્રજાજનોને ભેગાં કરવા કૌમુદીભેરી વગડાવી. એ બધો સમુદાય લઈને વિજયગંધ હસ્તી ઉપર બેસી કૃષ્ણવાસુદેવ અર્હતનાં દર્શને આવ્યા. તેમની સાથે થાવચ્ચા સાર્થવાહી અને થાવચ્ચાપુત્ર પણ હતાં.

ભગવાનનું પ્રવચન સાંભળીને થાવચ્ચાપુત્રની ભોગલાલસા શાંત થઈ અને તેને જીવમાત્ર ઉપર સમભાવની વૃત્તિ ઊપજી. ઘેર આવીને તેણે પોતાની માતાને કહ્યું:—

"હે માતા! જો તમારી અનુમતિ હોય તો હું કાયમને માટે અરિષ્ટનેમિ અર્હત પાસે તેમનો શિષ્ય થઈને રહું અને તેમની પાસે સદાચાર, વિનય, સેવાવૃત્તિ અને સમભાવ શીખીને મારા ચિત્તની શુદ્ધિ તથા રાગદ્વેષાદિ મલનો નાશ કરું."

આ વાત સાંભળી ધારિણી રાણીએ જેમ મેઘકુમારને પ્રવ્રજ્યા લેતો અટકાવવા અનુકૂળ અને પ્રતિકૂળ વાણીથી સમજાવવા પ્રયત્ન કર્યો હતો તેમ થાવચ્ચાએ પણ પોતાના

પુત્રને ઘણુંઘણું સમજાવ્યો. પણ જ્યારે તે કોઈ પણ ઉપાયે પોતાના નિશ્ચયથી ન ચળ્યો ત્યારે અનિચ્છાએ તેણે તેને રજા આપી અને તેના નિષ્ક્રમણાભિષેકની તૈયારીઓ કરવા માંડી.

થાવચ્ચા સાર્થવાહી વાસુદેવ પાસે આવી[૪] કહેવા લાગી:–

"હે દેવાનુપ્રિય! મારો એકનોએક પુત્ર અર્હતની પાસે પ્રવ્રજિત થવાને તૈયાર થયો છે. મારે તેનો આ છેલ્લો સત્કાર કરવાનો છે. તો તેને માટે ચામર, છત્ર અને મુગટ આપવાની મહેરબાની કરો."

તે સાંભળીને વાસુદેવે કહ્યું:–"હે દેવાનુપ્રિયે! તું નિશ્ચિત રહે. હું પોતે જ થાવચ્ચાપુત્રનો નિષ્ક્રમણસત્કાર કરીશ."

પછી કૃષ્ણવાસુદેવ ચતુરંગ સેના સાથે વિજયગંધ હસ્તીરાજ ઉપર બેસીને સાર્થવાહીને ઘેર આવ્યા અને થાવચ્ચાપુત્રને કહેવા લાગ્યા:–

"હે દેવાનુપ્રિય! તું ભોગોનો ત્યાગ શા માટે કરે છે? મારી છાયામાં રહીને તું નિરાંતે ભોગો ભોગવ. તને જે કંઈ તકલીફ હોય તે મને કહી દે. હું તે બધીનું નિવારણ કરી આપીશ."

થાવચ્ચાપુત્રે જવાબમાં વાસુદેવને કહ્યું:–"હે દેવાનુપ્રિય! જો તમે મારા જીવિતનો નાશ કરનારા મૃત્યુને રોકી શકતા હો, શરીરના સૌંદર્યનો વિનાશ કરનારી જરાને અટકાવી શકતા હો તો હું જરૂર તમારી છાયામાં રહીને આ કામભોગોને ભોગવ્યા કરું."

કૃષ્ણ બોલ્યા:–"હે દેવાનુપ્રિય! મૃત્યુ કોઈથી રોકી શકાય તેવું નથી. દેવ અને દાનવ પણ તેને રોકી શકતા

નથી. કષાયના સંસ્કારોની હયાતી સુધી મૃત્યુનો ભય રહેવાનો જ."

ત્યારે થાવચ્ચાપુત્ર બોલ્યો:–

"હે દેવાનુપ્રિય! હું મૃત્યુભય ઇચ્છતો નથી તેથી જ તેને વધારનારા વિલાસના સંસ્કારોનો ત્યાગ કરવા ઇચ્છું છું."

આ સાંભળીને વાસુદેવે આખી નગરીમાં ઘોષણા કરાવી કે જે લોકો મૃત્યુભયનો નાશ ઇચ્છતા હોય અને તે માટે વિષયકષાયોનો ત્યાગ કરવા ઉજમાળ થવા તૈયાર હોય, પરંતુ માત્ર મિત્ર, જ્ઞાતિ કે સંબંધી માણસોના યોગક્ષેમની ચિંતાથી જ અટકી રહ્યા હોય તેઓએ ખુશીથી થાવચ્ચાપુત્રની જેમ પ્રવ્રજ્યા લેવા તૈયાર થવું, કારણ કે તેમનાં સંબંધીઓના વર્તમાન યોગક્ષેમનો પાછળથી હું નિર્વાહ કરીશ.

આ ઘોષણાથી બીજા અનેક વિચારક યુવાનો પણ થાવચ્ચાપુત્ર સાથે અર્હત અરિષ્ટનેમિ પાસે ગયા. ત્યાં ગયા બાદ થાવચ્ચાપુત્ર વગેરે યુવાનોને આગળ કરીને કૃષ્ણવાસુદેવે અર્હત અરિષ્ટનેમિને કહ્યું:–"હે દેવાનુપ્રિય! આ થાવચ્ચાપુત્ર તેની માનો એકનો એક છે. તેની માતાના સ્નેહનું પાત્ર છે, અને તેના બીજા હૃદય જેવો છે, પણ તમારું પ્રવચન સાંભળ્યા બાદ તેની વૃત્તિ વિષયવિલાસાદિથી ઊઠી ગઈ છે. તે તમારી સાથે રહીને અહિંસાદિની પાંચ પ્રતિજ્ઞા સ્વીકારવા ઇચ્છે છે, તે માટે તેની માતાએ તેને આપની પાસે મોકલ્યો છે. તો હું તેની માતાની વતી આપને આ શિષ્યભિક્ષા સ્વીકારવા વિનંતિ કરું છું."

તે વખતે બીજા બધા યુવાનો માટે પણ તેમનાં માતા-

પિતાએ આપેલી અનુમતિ વાસુદેવે અર્હત પાસે પ્રગટ કરી. અર્હતે તે બધાને પણ શિષ્ય તરીકે સ્વીકાર્યા.

પછી થાવચ્ચાપુત્ર વગેરે યુવાનોએ ઈશાનખૂણામાં જઈ પોતાનાં કપડાંલત્તાં ઉતાર્યા. પોતાના દીકરાએ ઉતારેલાં કપડાં લેતી અને સ્નેહથી આંસુ સારતી થાવચ્ચા સાર્થવાહી બોલી:–" હે જાયા! આ માર્ગમાં યત્ન કરજે, પરાક્રમ કરજે, કદી પ્રમાદ ન કરીશ."

ત્યારબાદ સાર્થવાહી વગેરે બીજા લોકો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

આમ થાવચ્ચાપુત્ર વગેરે બધા યુવાનો અર્હત અરિષ્ટનેમિના અંતેવાસી થયા. તેમને અર્હતે કહ્યું:–" સંયમથી ચાલવું, બેસવું, ખાવું, પીવું, બોલવું અને સર્વ પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વો સાથે સંયમથી વર્તવું. આમાં લેશ પણ પ્રમાદ ન કરવો."

થાવચ્ચાપુત્ર વગેરે યુવાનો અર્હંતના આદેશ પ્રમાણે હંમેશાં સંયમથી વર્તવા લાગ્યા. થાવચ્ચાપુત્રે અર્હંતના સ્થવિરો પાસે સામાયિક વગેરે ચૌદે પૂર્વોનું અધ્યયન કર્યું. તથા ઇંદ્રિયદમન અને તપની સવિશેષ સાધના કરી. તેની સાથે અંતેવાસી થયેલા બધા કુમારોને અરિષ્ટનેમિ અર્હંતે તેના શિષ્ય તરીકે તેને સોંપી દીધા. પછી અર્હંતની અનુમતિથી તે બધાને સાથે લઈને, લોકોને સંયમાદિનો ઉપદેશ કરતો થાવચ્ચાપુત્ર ગામેગામ વિહરવા લાગ્યો.

સેલકપુરમાં સેલક નામે રાજા હતો. તેને પદ્માવતી રાણી અને મંડુક નામે યુવરાજ હતો. તેની રાજસભામાં અભયકુમાર જેવા પંથક વગેરે પાંચસો મંત્રીઓ હતા.

એકવાર, શિષ્યસમુદાય સાથે ફરતા ફરતા થાવચ્ચાપુત્ર અનગાર તે નગરના સુભૂમિભાગ ઉદ્યાનમાં આવી પહોંચ્યા. તેમના આવ્યાની વાત સાંભળી નગરજનો તેમજ રાજા વગેરે તેમનું ધર્મપ્રવચન સાંભળવા ગયા. ધર્મપ્રવચન પૂરું થયા બાદ રાજાએ થાવચ્ચાપુત્ર અનગારને કહ્યું:–

"હે દેવાનુપ્રિય! બીજા અનેક લોકોની જેમ વિષય-વિલાસાદિથી સર્વથા વિરક્ત થઈ પ્રવ્રજ્યા લેવાને હું શક્તિમાન નથી. પરંતુ શ્રમણોપાસકની મર્યાદામાં[૫] આવતો સંયમ હું સ્વીકારવા ઇચ્છું છું."

રાજાની સાથે તેના પાંચસો મંત્રીઓએ પણ થાવચ્ચાપુત્ર પાસે તેટલા મર્યાદિત સંયમની પ્રતિજ્ઞા લીધી. ત્યારબાદ થાવચ્ચાપુત્ર ત્યાંથી અન્યત્ર વિહરવા લાગ્યા.

સૌગંધિકા નગરીમાં સુદર્શન નામે નગરશેઠ રહેતો હતો. એક વખત પોતાના પરિવાર સાથે અનેક ઠેકાણે ફરતો ફરતો તથા સાંખ્યપ્રક્રિયાથી પોતાના આત્માને ભાવિત કરતો શુક નામે પરિવ્રાજક તે નગરમાં આવ્યો, અને પરિવ્રાજકોના ઉતારામાં ઊતર્યો. તે શુક પરિવ્રાજક ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ તેમજ ષષ્ટિતંત્ર[૬] અને સાંખ્યના સિદ્ધાંતમાં નિપુણ હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં શૌચમૂલક પાંચ યમ અને પાંચ નિયમવાળા, દશ પ્રકારના પરિવ્રાજક ધર્મનો ઉપદેશ કરતો, દાનધર્મ, શૌચધર્મ અને તીર્થાભિષેકની પ્રરૂપણા કરતો, ગેરવારંગનાં વસ્ત્રો પહેરતો, અને હાથમાં ત્રિદંડ, કુંડિકા, છત્રક, છન્નાલિક, અંકુશ, પવિત્રી અને કેસરી (પૂંજણી) રાખતો.

તેને આવેલો જાણીને સુદર્શન નગરશેઠ તથા સૌગંધિ-

કાના લોકો તેનું પ્રવચન સાંભળવા ગયા. પ્રવચન કરતાં શુક પરિવ્રાજક આ પ્રમાણે બોલ્યોઃ–

"હે સુદર્શન! અમારા ધર્મમાં શૌચશુદ્ધિની મુખ્યતા છે. તે શુદ્ધિ બે પ્રકારની છે. (૧) દ્રવ્યશુદ્ધિ અને (૨) ભાવ-શુદ્ધિ. પાણી અને માટી વડે થતી શુદ્ધિ તે દ્રવ્યશુદ્ધિ અને દર્ભ તથા મંત્રો વડે થતી શુદ્ધિ તે ભાવશુદ્ધિ.

"કંઈપણ અશુચિ થતાંજ તેને કુંવારી માટીથી લીંપ-વામાં આવે અને પછી શુદ્ધ પાણીથી ધોવામાં આવે તો તે અશુચિ શુચિ થઈ જાય છે. એ પ્રમાણે પાણીના અભિષેકથી પવિત્ર થયેલા જીવો નિર્વિઘ્ને સ્વર્ગે જાય છે."

શુકનું આ શૌચમૂલક પ્રવચન સુદર્શનને ગમ્યું અને તેણે તે સ્વીકાર્યું. ત્યારબાદ તે શેઠે તે બધા પરિવ્રાજકોનો ખાનપાન અને વસ્ત્રો વડે ઘણો સત્કાર કર્યો. શુક પરિવ્રાજક પણ પછી પોતાના પરિવાર સાથે જનપદવિહારે વિહરવા લાગ્યો.

તે અરસામાં જ પોતાના અંતેવાસીઓ સાથે ફરતા ફરતા અને સંયમપ્રધાન ધર્મની આરાધના કરતા થાવચ્ચાપુત્ર અનગાર તે નગરીમાં આવી પહોંચ્યા અને ત્યાંના નીલાશોક ઉદ્યાનમાં ઊતર્યા. શેઠ સુદર્શન[૭] અને અન્ય નગરજનો તેમનું ધર્મપ્રવચન સાંભળવા ગયા.

પ્રવચન પૂરું થયા બાદ સુદર્શન શેઠે થાવચ્ચાપુત્રને નમસ્કાર કરીને આ પ્રમાણે પૂછ્યું:–

"હે અનગાર! તમારા ધર્મમાં મુખ્ય તત્ત્વ શું છે?"

થાવચ્ચાપુત્રે કહ્યું:–

"હે સુદર્શન! અમારા ધર્મમાં વિનય (આચારશુદ્ધિ)

મુખ્ય છે. તેના અગારવિનય અને અનગારવિનય એવા બે પ્રકાર છે. પાંચ અણુવ્રત, સાત શિક્ષાવ્રત તથા ઉપાસકોની અગિયાર પ્રતિમાઓ એ અગારવિનય છે. અને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ પાંચ મહાવ્રતો[૮] અને રાત્રિભોજનનો સર્વથા ત્યાગ, કષાયોથી વિરક્તિ, દશ પ્રકારનું પ્રત્યાખ્યાન, તથા ભિક્ષુની ૧૨ પ્રતિમાઓ[૯]એ અનગાર-વિનય છે. આ બંને પ્રકારના વિનયપ્રધાન ધર્મદ્વારા આચારશુદ્ધિ કરતો પ્રાણી પરિણામે સર્વ દુ:ખથી વિમુકત થાય છે."

આટલું કહ્યા બાદ થાવચ્ચાપુત્રે સામું સુદર્શનને પૂછયું:– "હે દેવાનુપ્રિય! તમારા ધર્મમાં શું મુખ્ય છે?"

સુદર્શને જવાબ આપ્યો:–

"હે દેવાનુપ્રિય! અમારા ધર્મમાં શૌચ મુખ્ય છે." આટલું કહીને તેણે શુક પરિવ્રાજકે કહેલો શૌચપ્રધાન ધર્મ કહી સંભળાવ્યો. તે સાંભળીને થાવચ્ચાપુત્ર બોલ્યા:–

"હે સુદર્શન! કોઈ માણસ રુધિરથી ખરડાયેલા કાપડને રુધિરથી ધૂએ તો તે સાફ થાય ખરું?"

સુદર્શને જવાબ આપ્યો "ના. તે સાફ ન થાય."

થાવચ્ચાપુત્ર:–"એજ પ્રમાણે હે સુદર્શન! હિંસા, અસત્ય, અને ચૌર્ય વગેરે દોષોથી યુક્ત મનુષ્યની શુદ્ધિ હિંસા, અસત્ય અને ચૌર્યની પ્રવૃત્તિથી થતી નથી. હે સુદર્શન! કોઈ માણસ રુધિરથી ખરડાયેલા કપડાને સાજીખારમાં ચોળે અને બાફે તથા પછી શુદ્ધ પાણીથી ધૂએ તો તે કપડું સાફ થાય ખરું?"

સુદર્શન:–"હા. તે કપડું શુદ્ધ થાય ખરું."

થાવચ્ચાપુત્રઃ-"એજ પ્રમાણે, હે સુદર્શન! હિંસા, અસત્ય અને ચૌર્ય વગેરે દોષોથી યુક્ત મનુષ્યની શુદ્ધિ અહિંસા, સત્ય અને અસ્તેય વગેરે ગુણોને આચરવાથી થાય છે."

આ સાંભળીને સુદર્શન ઘણો હર્ષિત થયો. તેણે થાવચ્ચાપુત્રને નમસ્કાર કરીને કહ્યું:-

"હે ભગવાન! હું આપના ધર્મને સાંભળીને, તેને વિગતથી જાણવાની ઇચ્છાવાળો થયો છું તથા આપનો શ્રમણોપાસક થાઉં છું."

સુદર્શન શ્રમણોપાસક થયાની વાત શુકની પાસે આવી. તેથી તેણે વિચાર્યું કે હું તેની પાસે જઈ તેને શૌચમૂલક[૧૧] ધર્મની ફરીથી સમજ આપું અને તેનો સ્વીકાર કરાવું. તેથી તે સુદર્શનને ઘેર આવ્યો પરંતુ સુદર્શન તો મૌન જ રહ્યો. શુકે સુદર્શનને કહ્યું:-

"હે સુદર્શન! શૌચમૂલક ધર્મ ત્યજીને તેં વિનયમૂલક ધર્મ કોની પાસે સ્વીકાર્યો?"

સુદર્શને આસન ઉપરથી ઊઠીને, હાથ જોડીને શુક પરિવ્રાજકને આ પ્રમાણે કહ્યું:-

"હે દેવાનુપ્રિય! અરિષ્ટનેમિ અર્હતના અંતેવાસી થાવચ્ચાપુત્ર અનગાર અહીં નીલાશોક ઉદ્યાનમાં આવ્યા છે, તેમની પાસે મેં વિનયમૂલક ધર્મને સ્વીકાર્યો છે."

શુકે સુદર્શનને કહ્યું:-

"હે સુદર્શન! આપણે તારા ધર્માચાર્ય પાસે જઈએ અને તેને કેટલાક પ્રશ્નો પૂછીએ. જો તે એ પ્રશ્નોના બરાબર ઉત્તર આપશે તો તેનો હું આદર કરીશ, નહિ તો તેને એ પ્રશ્નોદ્વારાજ નિરુત્તર કરીશ."

આવું નક્કી કરીને હજાર તાપસો અને સુદર્શન શેઠ સાથે શુક પરિવ્રાજક નીલાશોક ઉદ્યાનમાં થાવચ્ચાપુત્ર પાસે ગયો. અને તેમને નીચે પ્રમાણે પ્રશ્નો પૂછવા લાગ્યો:–

"હે ભગવન્! તમને યાત્રા છે? તમને યાપનીય છે? તમને અવ્યાબાધપણું છે? તથા તમારે પ્રાસુકવિહાર છે?"

થાવચ્ચાપુત્ર બોલ્યા:–

"હે શુક! મને યાત્રા છે, યાપનીય છે, અવ્યાબાધ છે, અને પ્રાસુકવિહાર પણ છે."

શુક:–"હે ભગવન્! યાત્રા એટલે શું?"

થાવચ્ચાપુત્ર:–"હે શુક! જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને સંયમ વગેરે યોગોમાં તત્પરતા તે યાત્રા."

શુક:–"હે ભગવન્! યાપનીય એટલે શું?"

થાવચ્ચાપુત્ર:–"હે શુક! ઇંદ્રિયયાપનીય અને નોઇંદ્રિય-યાપનીય એમ યાપનીયના બે પ્રકાર છે. શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, જિહ્વા અને સ્પર્શ એ પાંચે કોઈ પણ જાતના ઉપદ્રવ વિનાની ઇંદ્રિયો મારા વશમાં છે તે મારું ઇંદ્રિયયાપનીય છે. તથા ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોના મારા સંસ્કારો કેટલાક તો ક્ષીણ થઈ ગયા છે અને કેટલાક શમી ગયા છે તે મારું નોઇંદ્રિયયાપનીય છે."

શુક:–"હે ભગવન્! અવ્યાબાધ એટલે શું?"

થાવચ્ચાપુત્ર:–"હે શુક! વાત, પિત્ત કે કફ તથા તે ત્રણેના સન્નિપાત (મિશ્રણ)થી થતા વિવિધ રોગો મને ત્રાસ નથી આપતા એ મારું અવ્યાબાધ (પણું) છે."

શુક:–"હે ભગવન્! પ્રાસુકવિહાર એટલે શું?"

થાવચ્ચાપુત્રઃ—"હે શુક! બગીચાઓમાં, ઉદ્યાનોમાં, દેવળોમાં, પરબોમાં, અને સ્ત્રી, પશુ તથા નપુંસકોથી રહિત વસ્તીઓમાં હું રહું છું એ મારો પ્રાસુકવિહાર છે."

શુકઃ—"હે ભગવન્! સરિસવયા ભક્ષ્ય છે કે અભક્ષ્ય?"

થાવચ્ચાપુત્રઃ—"હે શુક! તે ભક્ષ્ય છે તેમજ અભક્ષ્ય પણ છે. જ્યારે તેનો અર્થ સદૃશવય (સરખી ઉમરવાળા) થાય ત્યારે તે અભક્ષ્ય છે. પરંતુ જ્યારે તેનો અર્થ સર્ષપ (સરસવ) થાય ત્યારે જો નિર્દોષ રીતે પ્રાપ્ય હોય તો ભક્ષ્ય છે, નહિ તો અભક્ષ્ય છે.

"એજ પ્રમાણે કુલથ્થ વિષે સમજવું. જ્યારે તેનો અર્થ કુલસ્થ એટલે કે કુલવધૂ, કુલમાતા કે કુલપુત્રી થાય ત્યારે તે અભક્ષ્ય છે. પરંતુ જ્યારે તેનો અર્થ કળથી હોય ત્યારે જો તે નિર્દોષ રીતે પ્રાપ્ય હોય તો ભક્ષ્ય છે.

"એજ પ્રમાણે માસનું પણ સમજવું. જ્યારે તેનો અર્થ કાલમાસ એટલે કે શ્રાવણથી અષાડ સુધીના મહિના થાય અથવા તો માસાનું માપ થાય ત્યારે તે અભક્ષ્ય છે. પણ જ્યારે તેનો અર્થ માષ (અડદ) થાય ત્યારે જો તે નિર્દોષ રીતે પ્રાપ્ય હોય તો ભક્ષ્ય છે."

શુકઃ—"તમે એક છો, બે છો, અનેક છો, અક્ષત છો, અવ્યય છો, અવસ્થિત છો કે અનેક ભૂત અને ભવિષ્યત્-રૂપ છો?"

થાવચ્ચાપુત્રઃ—"દ્રવ્યની અપેક્ષાએ હું એક છું તથા જ્ઞાન અને દર્શનની અપેક્ષાએ હું બે છું. મારે અનેક અવયવો છે માટે હું અનેક છું. પ્રદેશની અપેક્ષાએ અક્ષત છું, અવ્યય છું અને અવસ્થિત છું. ઉપયોગની અપેક્ષાએ ભૂત, વર્તમાન,

અને ભવિષ્યનો જ્ઞાતા હોવાથી હું ભૂત, વર્તમાન અને ભવિષ્યતરૂપ પણ છું."

આ સાંભળીને શુક સંતુષ્ટ થયો અને થાવચ્ચાપુત્રને નમસ્કાર કરીને બોલ્યો:–

"હે ભગવન્! જ્ઞાનીએ કહેલો ધર્મ આપ મને સંભળાવો. એવી મારી વિનંતિ છે."

ત્યારબાદ થાવચ્ચાપુત્રે તેને અહિંસા, સત્ય, અને અસ્તેયાદિ સદાચારપ્રધાન ધર્મ કહી સંભળાવ્યો. તે પણ પોતાના પરિવાર સાથે તેમનો અંતેવાસી થયો. થાવચ્ચાપુત્રે તેના તે હજાર તાપસોને તેના શિષ્ય તરીકે સોંપ્યા.

શુક અનગાર સામાયિક વગેરે ચૌદ પૂર્વનો અભ્યાસ પૂરો કરી સંયમપૂર્વક ગામેગામ વિહરવા લાગ્યા. થાવચ્ચાપુત્ર પણ નીલાશોક ઉદ્યાનથી નીકળી, પોતાના પરિવાર સાથે પુંડરીક પર્વત ઉપર ગયા તથા ત્યાં પોતાનું શેષ જીવન પૂરું કરી, સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા.

શુક અનગાર ફરતા ફરતા સેલકપુર નગરના સુભૂમિભાગ ઉદ્યાનમાં આવીને ઊતર્યા. તેમના આવ્યાની વાત સાંભળીને રાજા સેલક તથા અન્ય નગરજનો તેમનું ધર્મપ્રવચન સાંભળવા ગયા. ધર્મપ્રવચન સાંભળ્યા બાદ તે રાજા બોલ્યો:–

"હે દેવાનુપ્રિય! હું આપનો અંતેવાસી થઈ વિષયકષાયોથી મુક્ત થવા ઇચ્છું છું. પરંતુ તે પહેલાં મંડૂક કુમારનો રાજ્યાભિષેક કરી મારા ૫૦૦ મંત્રીઓની સંમતિ લઈ લઉં."

શુક બોલ્યા:–"હે દેવાનુપ્રિય! તને જેમ સુખ થાય તેમ કર."

સેલક રાજાએ જઈને પોતાના પાંચસો મંત્રીઓ સમક્ષ પોતાનો સંકલ્પ વ્યક્ત કર્યો. તે મંત્રીઓએ પણ રાજાની સાથે જ પ્રવ્રજ્યા લેવાની ઇચ્છા બતાવી. પછી મંડૂકનો રાજ્યાભિષેક કરી રાજા સેલક નીકળ્યો એટલે પોતાના કુટુંબનો કારભાર પોતાના પુત્રોને સોંપીને તેના ૫૦૦ મંત્રીઓ પણ ઘર છોડીને તેની સાથે નીકળ્યા.

સેલક મુનિ સામાયિક વગેરે ૧૧ અંગો ભણ્યા અને સંયમપૂર્વક પોતાનું જીવન વિતાવતા વિહરવા લાગ્યા. શુક મુનિએ તેમને પંથક વગેરે પાંચસો શિષ્યોના ગુરુ નીમ્યા.

ત્યારબાદ શુક મુનિ પોતાના પરિવાર સાથે સેલકપુરના સુભૂમિભાગ ઉદ્યાનમાંથી નીકળી ગામેગામ ફરતા ફરતા પુંડરીક પર્વત ઉપર આવીને રહેવા લાગ્યા.

સેલક મુનિ ઉગ્ર સંયમનું આચરણ કરતા અને વધ્યુંઘટ્યું, લૂખુંસૂકું, હલકું, વિરસ તથા જેવું મળે તેવું ભોજન લેતા. તે પણ તેમને ઘણીવાર તો વખતસર કે પેટપૂરતું પણ મળતું ન હતું. આ પ્રકારના આહારથી સેલક ઋષિનું સુકુમાર શરીર પિત્તજ્વરની પીડાથી સુકાવા લાગ્યું.

ગામેગામ ફરતા ફરતા સેલક ઋષિ એક વખત સેલકપુર આવીને ત્યાંના સુભૂમિભાગ ઉદ્યાનમાં ઊતર્યા. તેમને આવ્યા જાણીને નગરજનો તેમજ મંડૂક રાજા તેમનું પ્રવચન સાંભળવા ગયા.

સેલક ઋષિનું સુકાયેલું નિસ્તેજ શરીર જોઈને મંડૂક રાજાએ તેમને કહ્યું:–"હે ભગવન્! તમે મારી યાનશાળામાં આવીને ઊતરો તો શ્રમણોને યોગ્ય ઔષધોદ્વારા કુશળ ચિકિત્સકો મારફત તમારી ચિકિત્સા કરાવું."

સેલક ઋષિએ મંડૂકની વિનંતિ માન્ય કરી અને પોતાના પરિવાર સાથે તેની યાનશાળામાં જઈને રહ્યા. રાજાએ મોકલેલા વૈદ્યોએ તેમના રોગનું નિદાન કરીને યોગ્ય ઔષધ અને પથ્યની વ્યવસ્થા કરી. તેમાં મદ્ય પણ આપવાનું હતું.

યોગ્ય ઔષધ,[૧૧] પથ્ય, અને મદ્યપાનદ્વારા સેલકનો રોગ શમી ગયો, તથા તે શરીરે હૃષ્ટપુષ્ટ અને બલવાન બન્યો.

રોગ શમ્યા પછી પણ સ્વાદમાં લુબ્ધ થયેલો સેલક ઋષિ પૌષ્ટિક ખાનપાન અને મદ્યપાન તજવાને બદલે શ્રમણત્વથી ભ્રષ્ટ, પ્રમત્ત અને કુશીલ થઈને ત્યાંનેત્યાંજ પડયો રહ્યો.

તેની સાથેના ૫૦૦ શિષ્યોએ વિચાર્યું કે આ સેલક ઋષિ વિષયવિલાસો તજી શ્રમણ થયા પરંતુ નિરોગી થયા છતાં ખાનપાન અને મદ્યનું સેવન કરતા રહી એક જગાએ પડી રહે છે. પણ નિરોગી શ્રમણે એક જગાએ પડી રહેવું એ ઉચિત નથી. માટે આપણે બધા તો તેમની અનુમતિ લઈને અહીંથી વિહાર કરીએ અને તેમની સેવાને માટે આ પંથક ઋષિને મૂકતા જઈએ.

બીજા બધા શિષ્યોના ચાલ્યા ગયા બાદ પંથક પોતાના ગુરુની ખૂબ ભક્તિથી સેવા કરવા લાગ્યો. એક વાર ચોમાસાના અંતે કાર્તિકીને દિવસે સેલક ઋષિ સારી રીતે ખાઈને તથા ખૂબ મદ્ય પીને બપોર પછી સૂતા હતા. તે વખતે ધ્યાન અને દૈવસિક પ્રતિક્રમણ કરીને, ચાતુર્માસિક પ્રતિક્રમણ કરતા પંથકે પોતાના અવિનયની માફી માગતાં ગુરુના ચરણમાં માથું નમાવ્યું. પગને માથું અડતાં જ સેલક ગુસ્સે થયા અને બોલ્યાઃ–

"એ કોણ દુષ્ટ છે જે મને સૂતેલાને જગાડે છે?"

ગુરુના વાકયથી ભય પામેલા પંથકે કહ્યું:–"હે ભગવન્! એ તો હું આપનો પંથક છું. ચોમાસું વીતી ગયું છે તેથી આ ચોમાસામાં મારાથી કંઈ અવિનય થયો હોય તેની માફી માગવા મેં આપના ચરણમાં માથું મૂકેલું. તેથી આપની નિદ્રાનો ભંગ થયો, તો હે દેવાનુપ્રિય! આપ મારા અપરાધની માફી આપો."

પંથકનું વચન સાંભળતાં જ સેલક સચેત થયો અને વિચારવા લાગ્યો કે જે વિષયવિલાસોને છોડવા હું કટીબદ્ધ થયેલો તેમાંજ હું પાછો સપડાયો છું. અને શિથિલ થઈને એક સ્થાનેજ પડી રહ્યો છું. મારું તીવ્ર તપ કે સ્વાદેંદ્રિયના જયની મારી ઉગ્ર સાધના કયાં ગયાં? અરેરે! આ શું થયું? આમ વિચારી સેલકે વાપરવા આણેલાં સેજ, સંથારો, પીઠ અને ફલક તેમના માલિકને પાછાં સોંપી દઈ બીજે દિવસે જ એ સ્થાન છોડી પંથક સાથે વિહાર કરીજવાનો નિશ્ચય કર્યો. બહાર ગયેલા શિષ્યોએ સેલકનો આ સંકલ્પ જાણ્યો એટલે તેઓ પણ તેની સાથે રહેવા પાછા આવ્યા. તે બધાએ પુંડરીક પર્વત ઉપર જઈને પોતાનું શેષ જીવન વ્યતીત કર્યું.

એ પ્રમાણે હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ સેલકની પેઠે કુશીલ થશે, શિથિલ થશે અને શ્રમણત્વથી ભ્રષ્ટ થશે તે બધાં સર્વ પ્રકારે નિંદનીય અને તિરસ્કારને પાત્ર થઈને ચોરાશીના ફેરામાંજ ફર્યા કરશે. પરંતુ જેઓ તેની પેઠે પાછાં ફરી સુશીલ થશે, તપ અને સંયમમાં ઉદ્યત થશે

અને સ્વીકારેલા શ્રમણત્વની પૂરેપૂરી રક્ષા કરશે તેઓ એની પેઠે કલ્યાણનું ભાજન થઈ નિર્વાણને પામશે.

હે જંબુ! આ પ્રમાણે શ્રમણભગવાન મહાવીરે આ પાંચમા અધ્યયનમાં વર્ણવેલું સેલકનું મનોબળ મેં તને કહી સંભળાવ્યું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૬

# તુંબડું

[ તુંબ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના પાંચમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના છઠ્ઠા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ–

"ગામેગામ ફરતા ફરતા અને તપ તથા સંયમથી આત્માને વાસિત કરતા શ્રમણભગવાન મહાવીર રાજગૃહના ગુણશિલક નામના ચૈત્યમાં આવીને ઊતર્યા. તેમને આવ્યા જાણીને રાજા શ્રેણિક તથા અન્ય પ્રજાજનો તેમનાં દર્શને આવ્યા અને તેમનું ધર્મપ્રવચન સાંભળ્યું.

એક વખત તેમના મોટા શિષ્ય, શુકલધ્યાની ઇંદ્રભૂતિ અનગારે ભગવાન મહાવીરને પૂછ્યું–

"હે ભગવન્! જીવો કયા પ્રકારે ગુરુત્વને પામે છે અને કયા પ્રકારે લઘુત્વને પામે છે?"

ભગવાન બોલ્યાઃ–

"હે ગૌતમ! જેમ કોઈ પુરુષ એક મોટા સૂકા, કાણાવિનાના, આખા તુંબડાને દાભથી વીંટે, તેના ઉપર માટીનો લેપ લગાવે, પછી તેને તડકે સૂકવે તથા એવી જ રીતે ઉપરાઉપરી આઠ વાર કરે અને ત્યારબાદ તેને ઊંડા પાણીમાં ફેંકે તો હે ગૌતમ! માટીના આઠ લેપોથી ભારે થયેલું તે તુંબડું પાણીની સપાટીની નીચે ચાલ્યું જાય છે, એજ પ્રમાણે હે ગૌતમ! જીવો હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ, અબ્રહ્મચર્ય, ક્રોધ, માન, માયા, લોભ વગેરેના કુસંસ્કારોને લીધે ભારે થાય છે. તેવા જીવો મરણ પામીને અધોગતિએ જાય છે.

"હવે હે ગૌતમ! પાણીમાં પડેલા તે તુંબડા ઉપરના લેપનો પહેલો થર કોહાઈને ઊખડી જાય છે ત્યારે તે નીચેથી જરાક ઉપર આવે છે. એ રીતે જ્યારે તેની ઉપરના બધા જ થરો ઊખડી જાય છે ત્યારે તે પોતાના મૂળ સ્વભાવને એટલે કે હલકાપણાને પામીને સપાટી ઉપર આવી જાય છે. એજ પ્રમાણે જીવો અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, ક્ષમા, મૃદુતા, સરળતા અને નિર્લોભતા વગેરેના આચરણથી હિંસા વગેરેના કુસંસ્કારોને ધીરેધીરે ઓછા કરે છે. તે રીતે જ્યારે તે સંસ્કારો છેક નિર્મૂળ થઈ જાય છે ત્યારે આત્મા પોતાના અસલ સ્વભાવમાં આવી જાય છે અને અજરામરપણું પામે છે."

હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે આ પ્રમાણે આ છઠ્ઠા અધ્યયનમાં આત્માની ઉન્નતિ થવાનાં અને અધોગતિ થવાનાં કારણો ઉદાહરણ સાથે બતાવ્યાં છે જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૭

# રોહિણી

## [ રોહિણી ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના છઠ્ઠા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના સાતમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા:–

"રાજગૃહ નગરમાં ધન્ય નામે સમૃદ્ધ અને બુદ્ધિમાન સાર્થવાહ રહેતો હતો. તેને ભદ્રા નામે ભાર્યા તથા ધનપાળ, ધનદેવ, ધનગોપ અને ધનરક્ષિત નામે ચાર પુત્રો હતા. તે પુત્રોને અનુક્રમે ઉજ્ઝિકા, ભોગવતી, રક્ષિકા અને રોહિણી નામે ચાર સ્ત્રીઓ હતી.

ધન્ય સાર્થવાહને એકવાર વિચાર થયો કે મારા કુટુંબના કામકાજમાં હું વડેરો છું, સૌને સલાહ આપું છું, બધા મને પૂછવા આવે છે અને બધાં કાર્યોનો પ્રવર્તક પણ હું જ છું. પરંતુ કદાચ હું ગ્રામાંતરે ગયો હોઉં, કામ કરવાને અસમર્થ થયો હોઉં, માંદો પડ્યો હોઉં, વિદેશ ગયો

હોઉં, વિદેશમાં જ જઈને રહ્યો હોઉં અથવા મરી ગયો હોઉં તો મારા કુટુંબનો આધાર કોણ થાય તે હું જાણતો નથી. માટે મારે તેની ખાત્રી કરી લેવી જોઈએ.

આમ વિચાર કરી પોતાની ચારે પુત્રવધૂઓની પરીક્ષા કરવા માટે તેણે બીજે દિવસે વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ તૈયાર કરાવીને પોતાનાં તેમજ તે પુત્રવધૂઓનાં સર્વ સગાંને જમવા તેડાવ્યાં. જમણ થઈ રહ્યા બાદ બધાંની સમક્ષ તેણે પોતાની એક એક પુત્રવધૂને બોલાવી અને તે દરેકને શાળના પાંચ પાંચ દાણા આપીને કહ્યું કે "હે પુત્રીઓ! તમે આ દાણા સાચવજો તથા જ્યારે હું ફરી માગું ત્યારે મને પાછા આપજો."

મોટી પુત્રવધૂ ઉજ્ઝિકાએ તે પાંચ દાણા લીધા અને "સસરાજીના કોઠારમાં શાળનાં ઘણાંય પાલાં ભરેલાં છે, એટલે જ્યારે તે દાણા પાછા માગશે ત્યારે તેમાંથી પાંચ દાણા લઈને આપી દઈશ" એમ વિચારીને કોઈ ન જાણે તેમ બહાર ફેંકી દીધા[2].

બીજી પુત્રવધૂ ભોગવતીએ એ દાણા લીધા અને "સસરા માગશે ત્યારે કોઠારમાંથી અપાશે" એમ ધારી તે દાણા સાફ કરીને ખાઈ ગઈ.[3]

ત્રીજી પુત્રવધૂ રક્ષિકાએ તે દાણા એક ચોખ્ખા કપડામાં બાંધ્યા અને રત્નના કરંડિયામાં મૂકી ઓશિકા નીચે સાચવી રાખ્યા[4] તથા દિવસમાં ત્રણવાર તેમને સંભાળવા લાગી.

સૌથી નાની રોહિણીએ[5] તે દાણા લીધા. આ પ્રમાણે પાંચ પાંચ દાણા આપવાનો મર્મ તે સમજી ગઈ. તેણે

પોતાનાં પિયરિયાંને બોલાવીને કહ્યું કે વર્ષાઋતુની શરૂઆતમાં જ તમે એક નાના ક્યારામાં આમને વાવીને ફરતી વાડ કરી સંભાળજો.

પાકનો સમય થતાં જ એના પાંચે છોડ ખૂબ ફૂલ્યા ફાલ્યા અને તેમાંથી નવઘડા ભરાય તેટલા ચોખા નીકળ્યા.

બીજે વર્ષે પણ તેણે તે ચોખા પહેલાંની માફક વવરાવ્યા અને તેમાંથી અનેક કુડવ[૬] ચોખા નીપજ્યા. એ રીતે તેણે લાગલાગટ પાંચ વર્ષ સુધી તેમનું વાવેતર કરાવ્યું. તેમાંથી અનેક ગાડાં ભરાય તેટલા ચોખા નીપજ્યા. તે તેણે પોતાનાં પિયરિયાંને ત્યાં કોઠારમાં ભરાવી રખાવ્યા.

પાંચ વર્ષ પૂરાં થયે ધન્ય સાર્થવાહે પોતાનું કુટુંબ ફરીવાર એકઠું કર્યું અને સૌને વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમથી સંતુષ્ટ કર્યાં. ત્યાર બાદ તેણે બધાંની સમક્ષ પોતાની સૌથી મોટી પુત્રવધૂ ઉજ્ઝિકાને બોલાવી અને કહ્યું:–

"હે પુત્રી! પાંચ વર્ષ પૂર્વે આ કુટુંબ સમક્ષ મેં તને શાળના પાંચ દાણા આપેલા તે તું મને પાછા આપ."

સસરાનું વચન સાંભળી ઉજ્ઝિકાએ કોઠારમાંથી શાળના પાંચ દાણા લાવીને આપ્યા.

શેઠે તેને સોગંદ દઈને પૂછ્યું કે "આ દાણા મેં આપેલા તે જ છે કે બીજા"? ઉજ્ઝિકા બોલી:–"હે તાત! તમારા કોઠારમાં ઘણી શાળ ભરી છે એમ માની મેં તે પાંચે દાણા ફેંકી દીધેલા અને આં નવા દાણા લાવી છું."

બીજી ભોગવતીએ તે પ્રમાણે પૂછતાં જણાવ્યું કે "હે તાત! હું તમે આપેલા દાણા ખાઈ ગઈ હતી. આ દાણા તો હું કોઠારમાંથી નવા લાવી છું."

ત્રીજી રક્ષિકાએ ઘરમાંથી કરંડિયો આણી તેમાં મૂકેલી દાણાની પોટલી સસરાને આપતાં કહ્યું કે "હે તાત! આપે આપ્યા હતા તે જ આ દાણા છે."

છેલ્લી રોહિણીએ કહ્યું:–"હે તાત! એ દાણા એમ નહિ આવે. આપ ગાડાં મોકલાવો તો આણી શકાશે."

શેઠે હસીને પૂછ્યું:– "એ પાંચ દાણા માટે તે ગાડાં જોઈએ?" ત્યારે તેણે તે પાંચ દાણા પોતાને પિયર મોકલાવીને પાંચ વર્ષ સુધી કરાવેલા વાવેતરની વાત કરી.

આ વાત સાંભળી અતિ સંતુષ્ટ થઈને શેઠે આખા કુટુંબની સમક્ષ કહ્યું કે "આ રોહિણીને હું ઘરનો બધો કારભાર સોંપું છું તથા આજથી તેને જ હું કુટુંબનાં બધાં કામકાજમાં સલાહકાર નીમું છું. આ રક્ષિકાને હું ઘર અને કુટુંબની બધી સંપત્તિની રખેવાળી સોંપું છું, ભોગવતીને રસોડાની અધિષ્ઠાત્રી નીમું છું અને ઉજ્ઝિકાને ઘરની સફાઈની જવાબદારી સોંપું છું."

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતે સ્વીકારેલી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહની પાંચ પ્રતિજ્ઞાઓને ઉજ્ઝિકાની જેમ ફેંકી દે છે તેઓ સંઘના તિરસ્કારને પાત્ર છે અને તેઓ અધોગતિએ જાય છે એમ જાણવું.

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતે સ્વીકારેલા પાંચે પ્રતિજ્ઞાઓને ભોગવતીની જેમ ગળી જાય છે એટલે કે તે પાંચે પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી તેમનું માત્ર આજીવિકાને માટે જ પાલન કરે છે અને તેથી મળતા આહારાદિક-

માં જ આસક્ત રહે છે તે પણ મોક્ષફળથી વંચિત થઈ પરલોકમાં દુઃખનાં ભાગી થાય છે.

હે જંબુ ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ રક્ષિકાની પેઠે પોતે સ્વીકારેલી પાંચે પ્રતિજ્ઞાઓને કાળજીપૂર્વક સાચવે છે અને સંભાળે છે તેઓ સંઘમાં પૂજનીય અને વંદનીય થાય છે તથા પોતાના મનુષ્યજીવનને સાર્થક કરે છે.

હે જંબુ ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતાની પાંચે પ્રતિજ્ઞાઓને રોહિણીની પેઠે સારી રીતે સાચવે છે તેમજ ખીલવે છે તેઓ જ સૌથી ઉચ્ચ કોટીનાં હોઈ અલભ્ય નિર્વાણપદને પામે છે.

આ પ્રમાણે હે જંબુ ! શ્રમણભગવાન મહાવીરે આ સાતમા[૭] અધ્યયનમાં શ્રમણોની જે ચાર કોટી બતાવી છે તે મેં તને કહી " એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૮

# મલ્લિ

### [ મલ્લિ ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના સાતમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના આઠમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ—

"વિદેહની રાજધાની મિથિલામાં[2] કુંભ નામે રાજા હતો. તેને પ્રભાવતી રાણી તથા મલ્લિ નામની પુત્રી અને મલ્લદિન્ન નામે પુત્ર હતાં. મલ્લિ રૂપ, લાવણ્ય અને યૌવનથી સર્વોત્કૃષ્ટ હોવા છતાં કુમારી હતી અને આજીવન કૌમારવ્રત પાળવાનો તેનો સંકલ્પ હતો. તે અનુસાર રાજકુમારી હોવા છતાં તેની રહેણીકરણી અને ખાનપાન બ્રહ્મચર્યને અવિરોધી એવાં સાદાં હતાં.

એ સમયે કોશલમાં પડિબુદ્ધિ, અંગમાં ચંદ્રચ્છાય, કાશીમાં શંખ, કુણાલમાં રૂપ્પિ, કુરુમાં અદીનશત્રુ અને પંચાલમાં જિતશત્રુ નામે રાજાઓ રાજ્ય કરતા હતા.

કોશલના રાજાએ પોતાના મંત્રી સુબુદ્ધિ પાસેથી,[૩] અંગના રાજા ચંદ્રચ્છાયે ચંપાના વહાણવટીઓ પાસેથી,[૪] કાશીના શંખરાજાએ સોનીઓ પાસેથી,[૫] કુણાલના રૂપ્પિએ પોતાના વર્ષધર પાસેથી,[૬] કુરુના અદીનશત્રુએ એક ચિતારાના ચિત્ર[૭] ઉપરથી અને પંચાલના જિતશત્રુએ પોતાની રાજધાનીમાં આવેલી એક તાપસી પાસેથી[૮] મલ્લિના અપૂર્વ લાલિત્યની કીર્તિ જાણી. તે બધાએ તે રાજકુમારી તરફ આકર્ષિત થઈને તેનું માગું કરવા પોતપોતાના દૂતો કુંભરાજા પાસે મોકલ્યા.

રાજા કુંભ પાસે આવીને તે દૂતોએ પોતપોતાના રાજાઓની માગણી કહી સંભળાવી. પરંતુ કુંભે તે બધાને નકારમાં જવાબ વાળ્યો.

આ માગાંની વાત કુમારી મલ્લિ પાસે પણ પહોંચી. તેણે વિચાર્યું કે એ બધા રાજાઓ જરૂર ગુસ્સે થઈને તેના બાપ ઉપર ચડાઈ કરશે. માટે તે બધાને શાંત કરી સંયમશીલ બનાવવા માટે તેણે એક યુક્તિ ગોઠવી.

પોતાના મહેલના એક સુંદર અને વિશાળ ઓરડાની મધ્યમાં તેણે પોતાની એક આબેહુબ સુવર્ણમૂર્તિ મુકાવી. તે મૂર્તિ અંદરથી પોલી હતી અને તેના માથા ઉપર કમળવાળું એક ઢાંકણું હતું. એ મૂર્તિને જોતાં જ સાક્ષાત્ મલ્લિ પોતે જ ન ઊભી હોય તેવો ભાસ થતો.

રાજકુમારી તે મૂર્તિના પેટમાં રોજ સુગંધી ખાદ્યો નાખ્યા કરતી. તેમ કરતાં કરતાં જ્યારે તે મૂર્તિ પૂરેપૂરી ભરાઈ ગઈ ત્યારે તેણે પેલું કમળવાળું ઢાંકણું તેના ઉપર મજબૂત રીતે બેસાડી દીધું.

આ તરફ પેલા રાજાઓએ દૂતોએ આણેલા જવાબ સાંભળીને ખૂબ ગુસ્સે થઈ કુંભ ઉપર ચડાઈ કરવાનો વિચાર કર્યો. એ જાણીને કુંભે પણ યુદ્ધની તૈયારી કરવા માંડી. થોડા દિવસમાં બન્ને પક્ષ વચ્ચે એક ભયંકર યુદ્ધ થયું. પણ કુંભ એકલો હોવાથી તેમાં ફાવી શકયો નહિ. છતાં હતાશ થયા વિના તેણે તે યુદ્ધ ચાલુ રાખ્યું અને તે દરમ્યાન મોટી સંખ્યામાં આવેલા તે પ્રબળ શત્રુઓ ઉપર વિજય કેમ કરીને મેળવવો તેની ઉદ્વેગ સાથે ચિંતા કરવા લાગ્યો.

આણી બાજુ મનુષ્યોનો સંહાર કરનારું તે ભયંકર યુદ્ધ જોઈને મલ્લિએ પોતાના પિતાને વિનંતિ કરી કે મારે ખાતર આવી ખૂનખાર લડાઈ લંબાવવાની જરૂર નથી. તમે તે બધા રાજાઓને એકવાર મારી પાસે આવવા દો. તો હું જરૂર તેમને સમજાવીને શાંત પાડીશ.

રાજા કુંભે, "રાજકુમારી મલ્લિ તમને બધાને મળવા ઇચ્છે છે" એવો સંદેશો દૂત મારફતે તે રાજાઓને પહોંચાડ્યો. રાજાઓએ આથી સંતુષ્ટ થઈને પોતાનું સૈન્ય રણક્ષેત્રમાંથી પાછું ખેંચી લીધું.

હવે જે ઓરડામાં મલ્લિની સુવર્ણમૂર્તિ ગોઠવેલી હતી તે ઓરડામાં જ તે બધાને લઈ જવામાં આવ્યા. રાજાઓ તે મૂર્તિને જ મલ્લિ સમજી તેના રૂપમાં વળી વધારે લુબ્ધ થયા. ત્યારબાદ વસ્ત્રાભૂષણોથી સજ્જ થઈને રાજકુમારી મલ્લિએ તે ઓરડામાં પ્રવેશ કર્યો ત્યારે જ રાજાઓને ભાન આવ્યું કે આ મલ્લિ નથી પણ મૂર્તિ જ છે. ત્યાં આવીને પોતાનું આસન લેતાં રાજકુમારીએ મૂર્તિ ઉપરનું ઢાંકણું ખોલી નાખ્યું.

ઢાંકણું દૂર થતાં જ અંદરથી નીકળતી તીવ્ર દુર્ગંધથી

આખો ઓરડો એકદમ ભરાઈ ગયો અને રાજાઓએ અકળાઈને પોતાને નાકે પોતાના ખેસ ઢાંકયા. તેમને તેમ કરતા જોઈને મલ્લિ નમ્રભાવે બોલીઃ—

"હે રાજાઓ! તમે તમારા ખેસ તમારે નાકે કેમ ઢાંકયા? જે મૂર્તિનું સૌંદર્ય દેખી તમે લુબ્ધ થયા હતા તે જ મૂર્તિમાંથી આ દુર્ગંધ નીકળે છે.

"મારું સુંદર દેખાતું શરીર પણ તે જ પ્રમાણે લોહી, રુધિર, થૂંક, મૂત્ર અને વિષ્ટા એમ અનેક પ્રકારની ઘૃણા ઉપજાવે તેવી વસ્તુઓથી ભરેલું છે. તેમાં જતી સારામાં સારી સુગંધીવાળી કે સ્વાદિષ્ટ વસ્તુઓ પણ દુર્ગંધરૂપ વિષ્ટા બનીને બહાર નીકળે છે. તો પછી આવી દુર્ગંધથી ભરેલા અને વિષ્ટાના ભંડારરૂપ આ શરીરના બાહ્ય સૌંદર્ય ઉપર કયો વિવેકી પુરુષ મુગ્ધ થાય?"

મલ્લિની આ માર્મિક વાણી સાંભળીને તે રાજાઓ શરમાઈ ગયા અને પોતાનું અંતર ખોલી અધોગતિના માર્ગમાંથી બચાવનાર મલ્લિને કહેવા લાગ્યાઃ—"હે દેવાનુપ્રિયે! તું જે કહે છે તે તદ્દન ખરું છે. અમે અમારી ભૂલને કારણે અત્યંત પસ્તાઈએ છીએ."

ત્યારબાદ મલ્લિએ તેમને ફરીથી કહ્યુંઃ—"હે રાજાઓ! મનુષ્યનાં કામસુખો આવા દુર્ગંધયુક્ત શરીર ઉપર જ અવલંબેલાં છે. વળી તેનું બાહ્ય સૌંદર્ય પણ સ્થાયી નથી. જ્યારે તે શરીર જરાથી અભિભૂત થાય છે ત્યારે તેની કાંતિ વિવર્ણ થઈ જાય છે, ચામડી નિસ્તેજ થઈ લબડી જાય છે, આંખો ઊંડી જતી રહે છે, ડાચું મળી જાય છે, મુખમાંથી લાળ દદડે છે અને આખું શરીર હાલતાં ચાલતાં થરથર કંપે છે. તો હે દેવાનુ-

પ્રિયો! એ પ્રકારના શરીરથી નીપજતાં કામસુખોમાં કોણ આસક્તિ રાખે અને તેમાં મોહ પામે?

"હે રાજાઓ! મને આ પ્રકારનાં કામસુખોમાં જરાપણ આસક્તિ નથી. મેં એ સર્વ સુખો તજીને દીક્ષા લેવાનું તથા આજીવંન બ્રહ્મચારી રહી, સંયમનું પાલન કરી, ચિત્તમાં રહેલી કામ, ક્રોધ વગેરે અસદ્‌વૃત્તિઓને નિર્મૂળ કરવાનું નક્કી કર્યું છે. આ વિષે તમારો શો વિચાર છે તે મને કહો."

આ વાત સાંભળી રાજાઓ અતિ નમ્રભાવે બોલ્યાઃ—"હે મહાનુભાવ! તારું કહેવું ખરું છે. અમે પણ તું જેમ કરવા ધારે છે તેમ કામસુખો તજી પ્રવ્રજ્યા લેવા તૈયાર છીએ."

મલ્લિએ તેમના વિચારને અનુમોદન આપીને, તેમને એકવાર પોતાની રાજધાનીમાં જઈ, પોતાના પુત્રોને રાજ્યભાર સોંપી, તેમની અનુમતિ લઈ, પાછા પોતાની પાસે આવવાનું કહ્યું.

આટલું નક્કી કર્યાબાદ તે આ બધા રાજાઓને લઈને પોતાના પિતા પાસે આવી. ત્યાં તે રાજાઓએ પોતે આપેલા ત્રાસ બદલ કુંભ રાજાની ક્ષમા માગી. કુંભે પણ તે બધાનો યથેષ્ટ સત્કાર કરી તેમને પોતપોતાની રાજધાનીઓ પ્રત્યે વિદાય કર્યા.

તે રાજાઓના ગયા બાદ મલ્લિએ પ્રવ્રજ્યા લીધી. તે રાજકુમારી હોવા છતાં ગામેગામ ફરવા લાગી તથા ભિક્ષા વડે મળતા લૂખાસૂકા અન્ન વડે પોતાનો નિર્વાહ કરવા લાગી. તેનું આ જાતનું સામર્થ્ય જોઈને બીજી અનેક સ્ત્રીઓ પણ તેની પાસે દીક્ષિત થઈને એ માર્ગે વળી.

પેલા રાજાઓ પણ પોતપોતાની રાજધાનીઓમાં જઈ,

પોતાના પુત્રોને રાજકારભાર સોંપી, મલ્લિ પાસે આવ્યા અને પ્રવ્રજિત થયા.

મલ્લિ તીર્થંકર થઈ અને મનુષ્યસમાજના ઉત્કર્ષ માટે વધારે ને વધારે પ્રયત્ન કરવા લાગી. આ પ્રવૃત્તિમાં પેલા છ રાજાઓ પણ તેના આજીવન સહચારી થયા.

આ પ્રમાણે મધ્યદેશમાં[૯] વિહાર કરતી મલ્લિએ પોતાનું અંતિમ જીવન બિહારમાં આવેલા સંમેત[૧૦] પર્વત ઉપર વિતાવ્યું અને અજરામરતાનો માર્ગ સાધ્યો.

હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ આ અધ્યયનમાં વર્ણવેલો છે જે મેં તને કહ્યો." એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૯

# માકંદી

[ માયંદી[૧] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના આઠમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના નવમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ–

"ચંપા નગરીમાં કોણિક નામે રાજા હતો. ત્યાં માકંદી નામે એક મોટો સાર્થવાહ રહેતો હતો. તેને ભદ્રા નામની પત્ની અને જિનપાલિત તથા જિનરક્ષિત નામે બે પુત્ર હતા. તે બંને ભાઈઓ ચતુર વેપારી તેમજ સાહસિક વહાણવટી હતા. અત્યાર આગમચ તેઓ અનેક જાતનાં કરિયાણાંથી ભરેલાં મોટાં મોટાં વહાણો લઈને અગિયાર વાર લવણસમુદ્રની સફરે ગયા હતા તથા અપાર સંપત્તિ ઘસડી લાવ્યા હતા.

એકવાર તે બંને ભાઈઓએ ફરીથી દરિયાઈ સફરે જવાનો વિચાર કર્યો અને તે માટે પોતાનાં માતપિતાની સંમતિ માગી.

માતપિતાએ કહ્યું:—

"હે પુત્રો ! હવે તો તમે આ એકઠા થયેલા અઢળક ધનનો ઉપભોગ કરો તોયે ઘણું છે. હવે વધારે દરિયાઈ સફરનું સાહસ ખેડવું રહેવા દો. તમે અનેક વાર ત્યાંથી સફળતા સાથે ક્ષેમકુશળ પાછા ફર્યા છો એ ઓછું નથી."

પરંતુ તે બંને ભાઈઓને તો દરિયાઈ સફરની ધૂન બરાબર લાગી હતી એટલે ગમે તેમ કરીને પણ માતપિતાની સંમતિ મેળવી લઈ તેઓ વહાણો સાથે સમુદ્રની સફરે ચડયા.

તેઓએ દરિયામાં થોડોક માર્ગ કાપ્યો એટલામાં તો આકાશમાં એકાએક અકાળે વાદળ ચડી આવ્યાં, મેઘ ગાજવા લાગ્યો અને પવન પ્રચંડ વેગથી ફૂંકાવા લાગ્યો. થોડીવારમાં તો વહાણો ઊછળવા તથા આમતેમ અથડાવા લાગ્યાં, તેમનાં પાટિયાં તૂટવા લાગ્યાં અને સઢ ફાટવા માંડ્યા. થોડી વારમાં તો નાવિકો, કર્ણધારો, અને વ્યાપારીઓ ગભરાયા, તથા બધે હાહાકાર થઈ રહ્યો, કૂવા તૂટી ગયા, ધજાઓ મરડાઈ ગઈ, વલયોના ચૂરેચૂરા થઈ ગયા અને તે સર્વ વહાણો કોઈ પહાડ સાથે અથડાઈ જોતજોતામાં સમુદ્રમાં ગરક થઈ ગયાં. સાથે ઘણાં કરિયાણાં અને માણસો પણ અલોપ થયાં.

ભાગ્યયોગે તે બે ભાઈઓને એક મોટું પાટિયું હાથ આવી ગયું. તેને આધારે તરતા તરતા તે બંને ભાઈઓ એક અદ્ભુત દ્વીપ પાસે આવી પહોંચ્યા. તેનું નામ રત્નદ્વીપ હતું. તે ઘણો સુંદર, દર્શનીય, પ્રાસાદિક અને અનેક વૃક્ષોથી સુશોભિત હતો. ત્યાં રત્નદ્વીપદેવતા નામે એક ભયંકર અને

દુષ્ટ દેવી પોતાના એક ભવ્ય મહેલમાં રહેતી હતી. તે મહેલની ચારે બાજુ મોટા મોટા વનખંડો હતા.

પેલા બે ભાઈઓએ બેટને કાંઠે આવી ખૂબ વિસામો લીધો. ત્યારબાદ આસપાસ ફરીને ફળો વીણી ખાધાં, શરદી દૂર કરવા નારિયેળ વીણીને તેમનું તેલ શરીરે મસળ્યું તથા પુષ્કરણીમાં નાહીને એક પૃથ્વીશિલાપટ્ટ ઉપર નિરાંતે બેઠા.

ચંપા નગરી, માતપિતાની સંમતિ, સમુદ્રની સફર, પ્રચંડ પવનનો ઉત્પાત, વહાણોનું ભાગવું, પાટિયાનું મળવું અને આ દ્વીપને કાંઠે ઊતરવું એ બધું જાણે સ્વપ્નું આવ્યું હોય એમ તેમને ભાસવા લાગ્યું.

થોડીવારમાં તો તે બે ભાઈઓના આવ્યાની વાત જાણીને તે દેવી તેમની પાસે આવી પહોંચી અને કહેવા લાગીઃ–" હે માકંદીના પુત્રો ! તમને જો જીવિત વહાલું હોય તો મારા મહેલમાં આવીને મારી સાથે વિવિધ કામસુખો ભોગવતા રહો, નહિ તો આ તીક્ષ્ણ તરવારથી તમારાં ડોકાં ઉડાવી દઈશ."

તે દેવીનાં ક્રોધયુક્ત આ વચનો સાંભળીને તે બંને ભાઈઓ અત્યંત ભય પામ્યા અને તેની ઇચ્છા અનુસાર તેના મહેલમાં રહી તેની સાથે કામક્રીડા કરવા લાગ્યા. તે દેવી પણ તેમને તે દ્વીપમાં થતાં અમૃત જેવાં મીઠાં ફળો આણી આપવા લાગી તથા તેમની સાથે તેમની પત્નીની જેમ રહેવા લાગી.

એક દિવસ લવણસમુદ્રના સુસ્થિત નામના રખવાળે શક્રના વચનથી તે દેવીને આવીને કહ્યું કે તારે આ લવણસમુદ્રમાં જે કાંઈ ઘાસ, પાંદડું, લાકડું, કચરો કે બીજું અશુચિ એવું

પડ્યું હોય તે બધું એકવીસ વાર આંટાફેરા કરીને સાફ કરવાનું છે.

તે પ્રમાણે લવણસમુદ્ર સાફ કરવાના કામે જતી તે દેવીએ તે બંને ભાઈઓને કહ્યું કે "હે દેવાનુપ્રિયો ! તમે અહીં જ રહેજો અને ક્યાંય ચાલ્યા જશો નહિ. મારા વિયોગથી અકળાઈને કદાચ ક્યાંક બહાર ફરવા જવાનો વિચાર કરો તો દક્ષિણ દિશા સિવાય બીજી બધી દિશાઓના વનખંડોમાં જજો. પૂર્વના વનખંડોમાં હંમેશાં વર્ષા અને શરદ ઋતુના દેખાવો રહે છે તથા તેમાં કેટલાય લતામંડપો, પુષ્કરણીઓ વગેરે છે. તે સર્વ ઠેકાણે તમે યથેચ્છ ફરજો તથા મઝા કરજો.

"જ્યારે ત્યાં ફરીને કંટાળો ત્યારે ઉત્તરના વનખંડોમાં જજો. ત્યાં હંમેશ શિશિર અને હેમંત ઋતુના દેખાવો રહે છે.

"ત્યાંથી પણ જ્યારે કંટાળો ત્યારે પશ્ચિમ દિશામાં જજો. ત્યાં હંમેશ વસંત અને ગ્રીષ્મ ઋતુના દેખાવો રહે છે. તે વનખંડોમાં ઘટાવાળા અનેક આંબાઓ છે તથા અશોક વગેરે ભિન્ન ભિન્ન પ્રકારનાં વૃક્ષોથી તે અત્યંત સુશોભિત છે.

"જ્યારે ત્યાંથી પણ કંટાળો ત્યારે પાછા મહેલમાં જ આવજો. પણ દક્ષિણ દિશામાં ભૂલેચૂકે પણ ન જતા. કારણ કે ત્યાં જેની દૃષ્ટિમાત્રથી પણ મૃત્યુ થાય એવો ઉગ્ર વિષવાળો એક ભયંકર દૃષ્ટિવિષ સર્પ રહે છે."

દેવીના ગયા પછી તે બંને ભાઈઓ તે તે વનખંડોમાં વારાફરતી આનંદથી ફરવા લાગ્યા. પરંતુ તે દેવીએ મોટો ભય દર્શાવીને દક્ષિણ દિશા તરફ જવાની મના કરેલી હોવાથી જ

તેમનું મન કુતૂહલથી તે દિશા તરફ જવા માટે જ ઉત્સુક રહેવા લાગ્યું.

છેવટે એક દિવસ નિશ્ચય કરીને તેઓ તે દિશા તરફ જ જવા લાગ્યા. થોડે દૂર જતાં જ ચારે બાજુથી અસહ્ય દુર્ગંધ આવવા લાગી. તેમ છતાં નાક તથા મોં કપડા વડે ઢાંકીને તેઓ આગળ ગયા. ત્યાં શૂળીમાં પરોવેલા એક પુરુષનું રડવું તેમણે સાંભળ્યું. કુતૂહલથી તેની પાસે જઈને તેઓએ પૂછ્યું:–" હે દેવાનુપ્રિય! આ વધસ્થાન કોનું છે? તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને આવી ભયંકર વેદનામાં તને કોણે નાખ્યો છે?"

તેણે જવાબ આપ્યો:–" હે દેવાનુપ્રિયો! આ વધસ્થાન આ દ્વીપની દેવીનું છે. હું કાકંદીનો[2] રહેવાસી, ઘોડાઓનો વેપારી છું. હું કેટલાય અશ્વો તથા બીજાં કરિયાણાં લઈને મોટાં વહાણોમાં લવણસમુદ્રની સફરે નીકળ્યો હતો. દુર્દૈવવશાત્ મારું વહાણ સમુદ્રમાં ખડક સાથે અથડાઈને તૂટી ગયું. માત્ર હું એકલો જ હાથમાં આવેલા એક પાટિયાને આધારે તરતો તરતો આ દ્વીપમાં આવી પહોંચ્યો તથા અહીંની દેવી સાથે ભોગવિલાસ કરતો તેના મહેલમાં આનંદપૂર્વક રહેવા લાગ્યો. એક દિવસ જરાક વાંકું પડતાં તેણે ગુસ્સે થઈને મારી આ દશા કરી છે. હે દેવાનુપ્રિયો! તમારી પણ તે શી વલે કરશે તેની મને ખબર નથી."

આ વાત સાંભળતાં જ બંને ભાઈઓ ભયથી કંપવા લાગ્યા અને આજીજી સાથે આ દ્વીપમાંથી નાસી છૂટવાનો માર્ગ તે પુરુષને પૂછવા લાગ્યા. તેણે જવાબ આપ્યો કે " હે દેવાનુપ્રિયો! પૂર્વ દિશાના વનખંડમાં શૈલક નામના

યક્ષનું એક યક્ષાયતન છે. ત્યાં તે અશ્વરૂપે રહે છે તથા પ્રત્યેક માસની ચૌદશ, આઠમ, અમાસ અને પૂનમને દિવસે આવીને મોટેથી બોલે છે કે 'કોની રક્ષા કરું ?' 'કોને તારું ?' તો તમે આ ચૌદશે તેના આયતનમાં જઈ તેની પૂજાસેવા કરો અને તેને કહો કે 'અમને તાર.' 'અમારી રક્ષા કર.'

તેના કહ્યા પ્રમાણે ચૌદશને દિવસે તે ભાઈઓએ યક્ષાયતનમાં જઈને પોતાને તારવાની અને બચાવવાની તે યક્ષને વિનંતિ કરી.

તે યક્ષે તેમને કહ્યું કે "હું તમને અવશ્ય બચાવીશ. પરંતુ ઘોડાને રૂપે જ્યારે તમને પીઠ ઉપર બેસાડીને હું લવણ-સમુદ્રમાં ચાલીશ ત્યારે તે દેવી પાછળ આવી તમને બિવડા-વવાનો કે શૃંગારભર્યા હાવભાવોથી લોભાવવાનો ખૂબ જ પ્રયત્ન કરશે. તે વખતે તમારે જરા પણ પીગળવું નહિ કે તેના સામું જોવું નહિ. કારણ કે જ્યાં સુધી તમે મારી પીઠ ઉપર રહેશો ત્યાં સુધી તમને હાથ પણ લગાડવાની કોઈની તાકાત નથી. પરંતુ જો તમે જરાય લાલચ કે ભયથી પલળીને તેની સામું જોશો કે તરત હું તમને મારી પીઠ ઉપરથી સમુદ્રમાં ફેંકી દઈશ અને તે દેવી તત્કાળ તમારો વધ કરશે."

બંને ભાઈઓ તેના કહ્યા પ્રમાણે જ દૃઢતાથી વર્તવાનું કબૂલ કરી તેની પીઠ ઉપર આરૂઢ થયા અને ચંપા તરફ વેગથી ગમન કરવા લાગ્યા.

લવણસમુદ્રને સાફ કરીને મહેલમાં આવતાં જ દેવીએ તે બંને ભાઈઓને ત્યાં ન જોયા. તે તરત જ બધી હકીકત સમજી ગઈ અને તલવાર હાથમાં લઈ તેમની પાછળ પડી. તેણે પાસે આવી તે બંને ભાઈઓને અનેક પ્રકારનો ભય

બતાવ્યો પણ જ્યારે તે જરા પણ ડગ્યા નહિ ત્યારે તેણે શૃંગારયુક્ત હાવભાવથી તેમને લોભાવવાનો પ્રયત્ન કર્યો. તેને લાગ્યું કે જિનરક્ષિત કંઈક ઢીલો છે એટલે તેને ઉદ્દેશીને તે મધુર સ્વરે બોલવા લાગીઃ–

"હે પ્રિય! હે વલ્લભ! હે કંથ! આ જિનપાલિતને તો હું નહોતી ગમતી, પણ તને તો હું અત્યંત પ્રિય હતી. તો પછી તું શા માટે મને વિનાકારણ એકલી મૂકીને ચાલ્યો જાય છે? તારા વિના આ ખારા સમુદ્રમાં મારા દિવસો શી રીતે જશે? હે કાંત! જો તું મારા ઉપર દયા નહિ કરે તો હું જરૂર અહીં પ્રાણત્યાગ કરીશ." તેનાં આવાં પ્રેમ તથા અનુનયયુક્ત મધુર વચનોથી જિનરક્ષિત ગળી ગયો અને તેની સામે જોવા લાગ્યો. આમ થતાં જ પેલા યક્ષે તેને પોતાની પીઠ ઉપરથી જોરથી સમુદ્રમાં ફેંક્યો અને પેલી દેવીએ તેને પોતાની તરવાર ઉપર જ અદ્ધર ઝીલી લઈ તત્કાળ મારી નાખ્યો.

ત્યારબાદ તે જિનપાલિતને લોભાવવા પ્રયત્ન કરવા લાગી. પરંતુ જ્યારે ઘણું કરગરવા છતાં, રડવા છતાં કે હાવભાવ બતાવ્યા છતાં તે જરા પણ ડગ્યો નહિ ત્યારે થાકીને તે પોતાના ભવન તરફ પાછી ચાલી ગઈ.

ચંપા આવી પહોંચતાં જ પેલા યક્ષે જિનપાલિતને તેની પાસેના એક બગીચામાં ઉતારી મૂક્યો.

તેણે પોતાને ઘેર જઈ પોતાનાં માતપિતાને રડતાં રડતાં પોતાના વીતકની અને જિનરક્ષિતના મૃત્યુની બધી હકીકત કહી સંભળાવી. ત્યારબાદ સમય જતાં, શોક વિસારે પડતાં બધાં સુખથી રહેવા લાગ્યાં.

## ૯–માકંદી

એક વખત ચંપા નગરીના પૂર્ણભદ્ર ઉદ્યાનમાં ભગવાન મહાવીર પધાર્યા. જિનપાલિતે તેમનું ધર્મપ્રવચન સાંભળ્યું અને પોતાના જીવનની શુદ્ધિ માટે તે માતપિતાની સંમતિ લઈને તેમનો અંતેવાસી થઈ સંયમપૂર્વક રહેવા લાગ્યો.

હે જંબુ! જિનરક્ષિત જે પ્રમાણે દેવીના હાવભાવથી મોહિત થઈ, શૈલક યક્ષની પીઠ ઉપરથી ગબડી પડીને હજારો જળચર પ્રાણીઓથી વ્યાપ્ત એવા સાગરમાં મરણ પામ્યો તે પ્રમાણે જે શ્રમણો અને શ્રમણીઓ અવિરતિથી મોહ પામીને ચારિત્ર્યથી ભ્રષ્ટ થશે તે દુઃખથી વ્યાપ્ત અને ભયંકર સ્વભાવવાળા અપાર સંસારસાગરમાં પડીને ભ્રમણ કર્યા કરશે.

તેમજ હે જંબુ! જેમ જિનપાલિત દેવીથી ક્ષોભ ન પામતાં પોતાના સ્થાને જઈ જીવિત અને સુખ પામ્યો તે પ્રમાણે જે શ્રમણો અને શ્રમણીઓ સર્વ પ્રકારના માનુષિક કામભોગોને એક વાર મૂકયા પછી ફરી ઇચ્છતાં નથી તે આ ભયંકર સંસારસમુદ્રને ઓળંગી સિદ્ધિપદને પામે છે.

હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે નવમા અધ્યયનનો આ પ્રમાણે અર્થ કહ્યો છે, જે તને હું કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૧૦

## ચંદ્રમા

[ ચંદિમા^૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના નવમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના દશમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ–

"એકવાર રાજગૃહ નગરની બહારના ગુણશિલક ચૈત્યમાં શ્રમણભગવાન મહાવીર આવીને ઊતર્યા હતા.

તેમના મોટા શિષ્ય ગૌતમે તે વખતે તેમને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યોઃ–

"હે ભગવાન ! આત્માની શુદ્ધિનો વિકાસ કેવી રીતે થાય છે અને હ્રાસ કેવી રીતે થાય છે તે મને કહો."

શ્રમણભગવાન મહાવીર બોલ્યાઃ–

"હે ગૌતમ ! વર્ણ, શીતલતા, સ્નિગ્ધતા, કાંતિ, દીપ્તિ, દ્યુતિ, છાયા, પ્રભા, ઓજસ, લેસ્યા અને મંડળની બાબતમાં કૃષ્ણપક્ષના પડવાનો ચંદ્ર પૂર્ણિમાના ચંદ્ર કરતાં હીન હોય છે.

"તે જ પ્રમાણે કૃષ્ણપક્ષના પડવાના ચંદ્ર કરતાં બીજનો ચંદ્ર હીનતર હોય છે. અને એ રીતે દરરોજ હીન થતો થતો અમાસની રાત્રે તે છેક નષ્ટ થઈ જાય છે.

"એ જ પ્રમાણે હે આયુષ્મન્ શ્રમણ! ક્ષમા, નિર્લોભતા, જિતેંદ્રિયતા, સરલતા, મૃદુતા, લઘુતા, સત્ય, તપ, ત્યાગ, અકિંચનતા અને બ્રહ્મચર્યના ગુણોથી રહિત થઈને આપણાં નિર્ગ્રંથનિર્ગ્રંથીઓ દિનપ્રતિદિન હીન, હીનતર અને હીનતમ દશાને પામતાં પામતાં છેવટે અમાસના ચંદ્રની જેમ બિલકુલ નાશ પામે છે.

"વળી હે ગૌતમ! શુક્લપક્ષના પડવાનો ચંદ્ર વર્ણ, દ્યુતિ વગેરે ગુણોની બાબતમાં અમાવાસ્યાના ચંદ્ર કરતાં અધિક હોય છે. તે જ પ્રમાણે શુક્લપક્ષમાં બીજનો ચંદ્ર પડવાના ચંદ્ર કરતાં અધિકતર હોય છે. એ રીતે વધતાં વધતાં પૂર્ણિમાનો ચંદ્ર એ બધા ગુણોથી પરિપૂર્ણ હોય છે.

"એ જ પ્રમાણે હે આયુષ્મન્ શ્રમણ! ક્ષમા વગેરે ગુણોને વધારેને વધારે ખીલવનારાં નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ છેવટે પૂર્ણિમાના ચંદ્રની પેઠે પરિપૂર્ણ થાય છે."

હે જંબુ! આ પ્રમાણે શ્રમણભગવાન મહાવીરે દશમા અધ્યયનનો અર્થ કહ્યો છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૧૧

# દાવદ્દવનાં ઝાડ

## [ દાવદ્દવ ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના દશમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના અગિયારમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ-

" એકવાર રાજગૃહ નગરની બહાર ગુણશિલક ચૈત્યમાં શ્રમણભગવાન મહાવીર આવીને ઊતર્યા.

તેમના મોટા શિષ્ય ગૌતમે તે વખતે તેમને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યોઃ-

"હે ભગવન્! કેવા પ્રકારના જીવોને આરાધક કહેવા અને કેવા પ્રકારના જીવોને વિરાધક કહેવા તે મને કહો."

શ્રમણભગવાન મહાવીરે જવાબ આપ્યોઃ-

"કોઈ સમુદ્રને કાંઠે ઘટાવાળાં, પત્ર, પુષ્પ અને ફળોથી લચેલાં તથા પુષ્કળ હરિયાળીવાળાં સુશોભિત દાવદ્દવ નામનાં

વૃક્ષો હોય છે. હવે જ્યારે કોઈ વાર દ્વીપના ઈષિત્‌પુરોવાત, પશ્ચાત્‌વાત, મંદવાત અને મહાવાત ચાલે છે ત્યારે તે વૃક્ષો-માંનાં કેટલાંક તો જેવાં હોય છે તેવાં જ સુશોભિત રહે છે, કેટલાંક જીર્ણ થઈ જાય છે, કેટલાંક કરમાઈ જાય છે અને કેટલાંક સૂકાં ઠૂંઠાં જેવાં થઈ જાય છે.

"એજ પ્રમાણે જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ બીજાં શ્રમણ અને શ્રમણીઓના કે શ્રાવક અને શ્રાવિકાઓના સંસર્ગમાં આવતાં પોતાની સહનશીલતા ગુમાવતાં નથી અને નિર્ભય રહીને સાવધાનપણે બધું સહન કરી લે છે, પરંતુ અન્ય ધર્મવાળાંઓના સંસર્ગમાં આવતાં જ ઊકળી જાય છે કે ક્ષમાને કોરે મૂકી કશું સહન કરવાની દરકાર રાખતાં નથી અને ધર્મને નિમિત્તે ક્રોધને વશ થાય છે તેઓને અંશથી વિરાધક કહ્યાં છે.

"જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ અન્ય તીર્થિકોના સંસર્ગમાં આવતાં શાંત રહે છે પણ શ્રમણ અને શ્રમણીઓ તથા શ્રાવક અને શ્રાવિકાઓના સંસર્ગમાં આવતાં જ ખળભળી ઊઠે છે, ક્રોધે ભરાય છે, યદ્વા તદ્વા બોલી નાખે છે અને સહનશીલતાને કોરે મૂકે છે તેઓને અંશથી આરાધક કહ્યાં છે.

"જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ કોઈના પણ સહવાસમાં આવતાં પોતાનો સમભાવ ગુમાવી બેસે છે અને અવિવેકને વશ થઈ વિષમભાવમાં પ્રવર્તે છે તેઓને સર્વાંશે વિરાધક કહ્યાં છે.

"અને જે શ્રમણ અને શ્રમણીઓ ગમે તેના સહવાસમાં આવતાં સમભાવે જ વર્તે છે, કદી ગુસ્સે થતાં નથી કે આકૃતિમાં, ભાષામાં કે વિચારમાં ક્રોધનો અંશ પણ આવવા દેતાં નથી તેવાં ક્ષમાશીલ શ્રમણ શ્રમણીઓને સર્વાંશે આરાધક કહ્યાં છે."

હે જંબુ! જીવોની આરાધકતાનો પાયો તેમની સહન-

શીલતા ઉપર છે અને વિરાધકતાનું મૂળ તેમના ક્રોધી સ્વભાવમાં છે એ અર્થ શ્રમણભગવાન મહાવીરે આ અગિયારમા અધ્યયનમાં કહ્યો છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

સારઃ—

આ અધ્યયનમાં આરાધક અને વિરાધકનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. આરાધક એટલે ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલનાર અને વિરાધક એટલે તે પ્રમાણે નહિ ચાલનાર.

જે મનુષ્ય પોતે માનેલાં સ્વજનો સાથે કે અન્ય ધર્મવાળાઓ સાથે કોઈ પ્રકારની અથડામણમાં આવે છે તેને આમાં સ્પષ્ટ શબ્દમાં વિરાધક કહ્યો છે. અને જે બધા સાથે સમભાવથી વર્તે છે તેને આરાધક કહ્યો છે. અન્ય તીર્થિકો (અન્ય સંપ્રદાયવાળાઓ) સાથે અથડામણમાં આવવાનું નિમિત્ત માત્ર સાંપ્રદાયિક અસ્મિતા સિવાય બીજું કાંઈ કળી શકાતું નથી. ભગવાન જાણતા હતા કે આ એક જ કારણથી એક ધર્મને માનનારા પણ ભિન્ન ભિન્ન સંપ્રદાયવાળા અને જુદાજુદા ધર્મને માનનારા એ બધા પોતપોતાને સાચા માનીને તે પ્રમાણે વર્તશે તો નહિ, પણ લડશે જરૂર. એવા લડનારાઓને તેમણે વિરાધક કહીને ખાસ વખોડયા છે. આથી સ્પષ્ટ માલમ પડે છે કે જિનપ્રવચનમાં પરસ્પર મતભેદને અંગે જૈનોએ પરસ્પર ધર્મકલહ કરવો એ ભગવાનની ચોખ્ખી વિરાધના છે. તેમજ બીજાં પ્રવચનોની સાથે, તેમને મિથ્યા કહીને કલહ કરવો એ પણ વિરાધના જ છે. ભગવાનના કહ્યા પ્રમાણે જે પુરુષ સ્વ કે પરધર્મી સાથે સહિષ્ણુતાથી વર્તે છે તેજ આરાધક કહેવાય છે.

૧૨

# પાણી

[ ઉદગ-જ્ઞાય ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના અગિયારમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના બારમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ—

"ચંપા નગરીમાં જિતશત્રુ નામે રાજા હતો. તેને ધારિણી નામે સ્ત્રી અને અદીનશત્રુ નામે યુવરાજ પુત્ર હતો. તેના રાજ્યની ધુરા સુબુદ્ધિ નામે શ્રમણોપાસક અમાત્યના હાથમાં હતી.

ચંપાની બહાર એક મોટી ખાઈ હતી. તેનું પાણી સડેલા મુડદા જેવું ગંધાતું, જોવું કે અડકવું ન ગમે તેવું ગંદું અને અસંખ્ય કીડાઓથી ખદબદતું હતું.

એકવાર જિતશત્રુ રાજા અનેક મોટા રાજાઓ, ધનાઢ્યો અને સાર્થવાહો સાથે ભોજન લીધા પછી ભોજનની સામગ્રીનાં વખાણ કરતો તેઓને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—

"હે દેવાનુપ્રિયો ! આપણે લીધેલા ભોજનનો રસ ઉત્તમોત્તમ હતો. તેનો વર્ણ, ગંધ અને સ્પર્શ પણ એવો જ સુંદર હતો. ભોજન દીપક, તર્પક, અત્યંત આસ્વાદવાળું તથા આપણા બત્રીસે કોઠાઓને ઠંડક વાળે એવું આહ્લાદક હતું. અમાત્ય સુબુદ્ધિ સિવાય ત્યાં બેઠેલી મંડળીએ રાજાની હામાં હા મેળવી. પણ સુબુદ્ધિએ કહ્યું:–" એમાં શું નવાઈ છે ? એ તો પુદ્ગલ–પરમાણુઓનો સ્વભાવ છે. કેટલીક વાર સારાં અને મધુર અવાજવાળાં પરમાણુઓ કાનને ન ગમે તેવા કઠોર અવાજવાળાં થઈ જાય છે અને કાનને ન ગમે તેવા અવાજ-વાળાં પરમાણુઓ ઉત્તમ, મધુર અવાજવાળાં પણ બને છે.

"જે અણુઓ આંખને અત્યંત પ્રસન્નતા આપનારાં હોય છે તે કોઈ વાર જોવાં પણ ન ગમે તેવાં થઈ જાય છે અથવા તેથી ઊલટું પરિણામ પણ આવે છે.

"સુગંધી અણુઓ કેટલીક વાર માથું ફાટી જાય તેવાં દુર્ગંધ-યુક્ત પણ થઈ જાય છે અને દુર્ગંધી અણુઓ માથાને તર કરે તેવી સુવાસ પણ આપવા લાગે છે.

"જીભને સ્વાદિષ્ટ લાગનારાં પરમાણુઓ કેટલીક વાર બે-સ્વાદ પણ બની જાય છે અને ચાખવાં પણ ન ગમે તેવાં અણુઓ અત્યંત મધુર પણ થઈ જાય છે.

"જે અણુઓનો સ્પર્શ કરવાનું આપણને વારંવાર મન થાય તે જ અણુઓ કેટલીક વાર અડકવાં પણ ન ગમે તેવાં થઈ જાય છે જ્યારે કેટલીક વાર તેથી ઊલટું પરિણામ પણ આવે છે.

"એટલે કે અમુક ઘણું સરસ છે અને અમુક ઘણું જ ખરાબ છે એ કાંઈ નવાઈનો વિષય નથી.

"કેટલીક વાર સરસ વસ્તુ સંયોગવશાત્ બગડી પણ જાય છે અને ખરાબ વસ્તુ સુધરી પણ જાય છે. એ તો માત્ર પરમાણુઓના સ્વભાવ અને સંયોગની વિચિત્રતા છે."

સુબુદ્ધિની આ હકીકત જિતશત્રુને ગમી નહિ. પણ તે આ વિષે વધુ ચર્ચા ન કરતાં ચૂપ રહ્યો.

એક વાર જિતશત્રુ રાજા ઘોડેસ્વાર થઈને મોટા પરિવાર સાથે નગર બહાર, તે ખાઈના અત્યંત ગંદા પાણી પાસે થઈને ફરવા નીકળ્યો. ત્યાં તે પાણીની અસહ્ય દુર્ગંધથી તેને નાક દાબવું પડયું. થોડે આગળ જઈને રાજાએ બધા સમક્ષ એ પાણીની નિંદા શરૂ કરી. તેણે કહ્યું:–

"એ ખાંઈના પાણીનો રંગ ઘણો જ ખરાબ છે અને ગંધ તો સાપના સડેલા મુડદા જેવો છે. એટલા ઉપરથી જ તેના સ્વાદ અને સ્પર્શની પણ અટકળ કરી શકાય છે."

રાજાની આ વાત પણ અમાત્ય સિવાય બીજા બધાએ કબૂલ રાખી. માત્ર અમાત્યે કહ્યું:–"હે સ્વામી! મને તો તમારી આ વાતમાં કંઈ નવાઈ લાગતી નથી. મેં પહેલાં કહ્યું હતું તે પ્રમાણે એ તો બધું પરમાણુઓના સ્વભાવની વિચિત્રતામાં જ રહેલું છે."

જિતશત્રુએ સુબુદ્ધિને કહ્યું:–

"હે દેવાનુપ્રિય! તારો અભિપ્રાય બરાબર નથી. મને તો તારું કથન દુરાગ્રહ ભરેલું જ લાગે છે. જે સારી વસ્તુ છે તે સારી જ છે અને ખરાબ વસ્તુ છે તે ખરાબ જ છે. તેમનો તે સ્વભાવ પલટાઈ જાય એવું તે કંઈ બનતું હશે?"

રાજાના કથન ઉપરથી સુબુદ્ધિને લાગ્યું કે વસ્તુમાત્ર પરિવર્તનશીલ છે એ વાત રાજા જાણતો નથી. માટે મારે

પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવી રાજાને ભગવાન મહાવીરે કહેલું વસ્તુનું સ્વરૂપ બરાબર સમજાવવું જોઈએ.

ભગવાન મહાવીરે કહ્યું છે કે વસ્તુમાત્ર દ્રવ્ય પર્યાય ઉભયરૂપ છે. દ્રવ્ય વિનાના પર્યાયો અને પર્યાયો વિનાનું દ્રવ્ય હોઈ શકે જ નહિ. પર્યાય એટલે પરિણામ–ફેરફાર. આ હકીકત રાજાના ધ્યાનમાં આવે માટે મારે ખાઈના આ ગંદા પાણીને જ સ્વચ્છ કરી બતાવવું જોઈએ.

આમ વિચાર કરી ઘેર પાછા ગયા બાદ, સુબુદ્ધિએ બજારમાંથી નવ કોરા ઘડાઓ મંગાવ્યા તથા પોતાનાં માણસોદ્વારા તે ઘડાઓમાં ખાઈનું ગંદું પાણી બરાબર ગળીને ભરાવી મંગાવ્યું. ત્યારબાદ તેણે તે ઘડાઓ બરાબર બંધ કરી સાત દિવસ રાખી મૂકયા. ત્યારબાદ બીજા નવા ઘડાઓ મંગાવી, તે પાણી તેમાં ફરી ગળીને નંખાવ્યું અને તે દરેકમાં તાજી રાખ નંખાવી. સાત દિવસ બાદ ફરી નવા ઘડા મંગાવી તેણે તે પ્રમાણે જ ફરી કરાવ્યું. આમ સાત અઠવાડિયાં સુધી તેણે તે પાણી વારંવાર ફેરવાવ્યા કર્યું તથા તેમાં તાજી રાખ નંખાવ્યા કરી.

સાતમે અઠવાડિયે એ પાણીનો વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ સ્વચ્છમાં સ્વચ્છ પાણી જેવો થયો. તે ઇંદ્રિયો અને ગાત્રોને આહ્લાદ આપે તેવું, પથ્ય, હલકું અને સ્ફટિક જેવું નિર્મળ થયું. એ ઉત્તમ પાણીને વધુ ઉત્તમ બનાવવા સુબુદ્ધિએ તેમાં સુગંધી વાળો, મોથ વગરે ઉદકસંભારણીય દ્રવ્યો ભેળવ્યાં અને રાજાના પાણિયારીને એ પાણી લઈ જઈ, ભોજન વખતે રાજાને આપવાની સૂચના કરી.

જમ્યા પછી રાજાએ એ પાણી પીને તેનાં ખૂબ વખાણ કર્યાં અને સાથે જમનારા બધા રાજાઓ, મિત્રો વગેરેને કહ્યું

કે "હે દેવાનુપ્રિયો! આપણે જે પાણી અત્યારે પીધું એ ઉત્તમોત્તમ છે. શું એનો સ્વાદ! શું એનો રંગ! શી એની ગંધ! અને કેવી એની હિમ કરતાંયે વધારે શીતલતા! હું તો તેને ઉદકરત્ન કહું છું."

વખાણ કરતાં કરતાં રાજાએ પાણિયારીને પૂછ્યું કે "આ પાણી તેં ક્યાંથી મેળવ્યું? પાણિયારી બોલ્યોઃ–"મહારાજ! એ પાણી સુબુદ્ધિને ત્યાંથી આવેલું છે." રાજાએ સુબુદ્ધિને બોલાવીને પૂછ્યુંઃ–"હે દેવાનુપ્રિય! તું આવું સરસ પાણી ક્યાંથી લાવ્યો?"

સુબુદ્ધિએ જવાબ આપ્યોઃ–"મહારાજ! એ પાણી પેલી ગંધાતી ખાઈનું જ છે."

રાજાએ વિસ્મય સાથે પૂછ્યું કે "શું આ પેલી ગંદી ખાઈનું પાણી છે?"

સુબુદ્ધિ બોલ્યોઃ–"મહારાજ! એ તેનુંજ પાણી છે. જિનભગવાને કહ્યું છે કે વસ્તુમાત્ર પરિણમનશીલ છે. જ્યારે તમે ભોજનનાં વખાણ કર્યાં અને પાણીની નિંદા કરી ત્યારે મેં તમને જિનભગવાનનો સિદ્ધાંત સમજાવવા પ્રયત્ન કરેલો પણ તમારા માન્યામાં તે વાત આવી નહિ. તેથી મેં ખાઈના ગંધાતા પાણી ઉપર પ્રયોગ કરીને તમને તે પ્રત્યક્ષ કરી બતાવ્યો."

આમ થવા છતાં રાજાને સુબુદ્ધિ ઉપર વિશ્વાસ ન આવ્યો. તેથી તેણે પોતાની દેખરેખ નીચે, કોઈથી ફોડી ન શકાય તેવાં ખાસ અંગત માણસોદ્વારા એ પાણી મંગાવી સુબુદ્ધિના કહેવા પ્રમાણે એ પ્રયોગ ફરી કરી જોયો. ત્યાર બાદ

તેને પાકી ખાત્રી થઈ કે સુબુદ્ધિનું કહેવું પૂરેપૂરું ખરું છે. તેણે ફરી વાર સુબુદ્ધિને બોલાવીને પૂછ્યું કે "વસ્તુના સ્વરૂપને લગતો આવો સત્ય સિદ્ધાંત તેં ક્યાંથી મેળવ્યો ?"

સુબુદ્ધિ બોલ્યો:–

"મહારાજ ! જિનભગવાનના વચનથી હું એ સિદ્ધાંત સમજ્યો છું. તેથી જ કોઈ સુંદર વસ્તુ જોઈને હું ફુલાતો નથી તેમ જ નઠારી વસ્તુ જોઈ ગભરાતો નથી. વસ્તુના પર્યાયોનું યથાર્થ ભાન થવાથી મુમુક્ષુ પોતાનો સમભાવ ટકાવી બરાબર મધ્યસ્થ રહી શકે છે અને કષાયોની ચીકાશમાં પડતો નથી."

સુબુદ્ધિની વાત સાંભળીને રાજાને એ સિદ્ધાંત સમજવાની તીવ્ર ઇચ્છા થઈ.

સુબુદ્ધિએ તેને પદાર્થના સ્વરૂપ પરત્વેનો જિનભગવાનનો સિદ્ધાંત બરાબર સમજાવ્યો. તેમજ સદાચાર પરત્વે જિને કહેલો ચાતુર્યામ ધર્મ[૨] તથા ગૃહસ્થ ધર્મની બરાબર સમજ આપી.

રાજા તે વાત સાંભળી ઘણો પ્રસન્ન થયો તથા સુબુદ્ધિને કહેવા લાગ્યો:–"હે દેવાનુપ્રિય ! તારું કહેવું મને બરાબર ગમ્યું છે. એમાં મારો પાકો વિશ્વાસ છે. હવે હું પદાર્થનું યથાર્થ સ્વરૂપ સમજ્યો છું તથા આચારશુદ્ધિ માટે જિને કહેલા ગૃહસ્થધર્મને મારી પ્રવૃત્તિમાં ઉતારવાનો છું."

એક વાર ચંપા નગરીની બહાર પૂર્ણભદ્ર ચૈત્યમાં કેટલાક જિનાનુયાયી સ્થવિરો આવીને ઊતર્યા. સુબુદ્ધિએ રાજાની સંમતિ લઈ તે સ્થવિરોના અંતેવાસી થવાનો વિચાર કર્યો. પરંતુ રાજાએ તેને કહ્યું કે "થોડાં વરસ પછી આપણે બંને સાથે જ જિનભગવાનના સ્થવિરોના અંતેવાસી થઈશું."

સુબુદ્ધિએ રાજાની તે વાત સ્વીકારી અને એ બંને બાર વરસ સુધી ગૃહસ્થધર્મમાં રહ્યા. ત્યાર બાદ ચિત્તવૃત્તિનો પરિપાક થયે રાજાએ પોતે જ સુબુદ્ધિને બોલાવીને કહ્યું કે "હવે આપણે આ અદીનકુમારને ગાદી સોંપી, તથા કુટુંબની સંમતિ મેળવી, બંને સાથે જ પેલા સ્થવિરોના અંતેવાસી થઈએ."

એ પ્રમાણે કુમારનો રાજ્યાભિષેક કર્યા બાદ તે બંનેએ પ્રવ્રજ્યા લીધી અને જીવનશુદ્ધિનો માર્ગ સ્વીકાર્યો. બંને જણાએ અગિયાર અંગોનું અધ્યયન કર્યું, મનુષ્યમાત્રમાં મૈત્રીભાવ પ્રગટાવવા ઉગ્ર પ્રયત્ન કરી ચિત્તમાં સમભાવ કેળવ્યો તથા શરીર અને ઇંદ્રિયોને પોતાના વશમાં આણ્યાં. એ પ્રમાણે કેટલાંય વર્ષો સુધી સંયમ અને તપનું આચરણ કરતા તે, છેવટે કાળ કરી, સિદ્ધ બુદ્ધ અને મુક્ત થયા.

આ પ્રમાણે હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે પોતાનું મંતવ્ય બીજાને બરાબર સમજાવવાની પદ્ધતિ આ અધ્યયનમાં વર્ણવી બતાવી છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૧૩

# દેડકો

[મંડુક્ક ૧]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના બારમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના તેરમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ–

"રાજગૃહ નગરની બહાર ગુણશિલક નામેં ચૈત્ય હતું. તે નગરમાં શ્રેણિકરાજા રાજ્ય કરતો હતો. તે સમયે ગામેગામ ફરતા ફરતા સંયમ અને તપથી આત્માને વાસિત કરતા શ્રમણભગવાન મહાવીર પોતાના ચૌદ હજાર શ્રમણો સાથે ત્યાંના ગુણશિલક ચૈત્યમાં આવીને ઊતર્યા.

ત્યાં એકવાર સૌધર્મકલ્પના દર્દુરાવતંસક નામના વિમાનમાં રહેનારો દર્દુર નામનો તેજસ્વી દેવ તેમની ભક્તિ કરવા આવ્યો.

તે દેવનું દિવ્ય તેજ જોઈને ભગવાનના મોટા શિષ્યે તેમને પૂછ્યુંઃ–"હે ભગવન્! એ દેવે એવું અદ્ભુત તેજ શાથી મેળવ્યું?"

ભગવાન બોલ્યાઃ–"હે ગૌતમ! આ નગરમાં પહેલાં મોટી રિદ્ધિવાળો અને વ્યવહારકુશળ નંદ નામે એક મોટો મણિયાર રહેતો હતો. તે વખતે એક વાર ફરતો ફરતો હું આ નગરમાં આવી ચડ્યો. નંદ મણિયારે મારું પ્રવચન સાંભળી મારી પાસે શ્રમણોપાસકનો ધર્મ સ્વીકાર્યો.

પછી દિવસ જતાં અસંયમીઓના સહવાસને કારણે તે ધીરે ધીરે પોતાના સંયમમાં શિથિલ થવા લાગ્યો. એક વાર જેઠ માસમાં નિર્જળો અઠ્ઠમ ( ત્રણ ઉપવાસ ) સ્વીકારીને તે પોતાની પૌષધશાળામાં રહ્યો હતો. છેલ્લે દિવસે તેને અત્યંત તૃષા અને ક્ષુધા લાગી. પણ તે અસંયત અને આસક્ત થયો હોવાથી ભૂખ અને તરસ વખતે સમભાવ ટકાવી રાખવાને બદલે અત્યંત વ્યાકુળ થઈ ગયો.

તે વખતે તેને વિચાર આવ્યો કે જેઓ લોકોને પીવા માટે કે નાહવા માટે વાવો, પુષ્કરણીઓ અને તલાવડીઓ ખણાવે છે તેઓને ખરેખર ધન્ય છે. હું જેમ અત્યારે તૃષાથી પીડાઉં છું તેમ અનેક પ્રવાસીઓ આવા સખત તાપમાં તરસથી તરફડતા હશે. તેઓને માટે એ વાવો અને તલાવડીઓ આશીર્વાદ સમાન છે.

આમ વિચાર કરતાં તેણે નિશ્ચય કર્યો કે આવતી કાલે સવારે જ એક મોટું ભેટણું લઈ હું રાજા પાસે જઈને તેની સંમતિ મેળવી એક મોટી પુષ્કરણી ખોદાવીશ.

સવાર થતાં જ તે પ્રમાણે તેણે રાજા પાસે જઈને તેને વિનંતિ કરીઃ–"હે મહારાજ! આપ અનુમતિ આપો તો નગરની બહાર, વૈભાર પર્વત પાસે, વાસ્તુશાસ્ત્રીઓ બતાવે તે

જગ્યાએ હું એક મોટી પુષ્કરણી ખોદાવવાની ઇચ્છા રાખું છું."

રાજાએ તેમ કરવાની તેને ઘણી ખુશીથી રજા આપી.

ત્યાર બાદ તેણે વૈભાર પર્વતની પાસે સમચોરસ, સરખા કાંઠાવાળી, અનેક જાતનાં પુષ્પોથી સુગંધિત અને પુષ્પોની ગંધથી છકેલા ભમરા તથા સારસ વગેરે અનેક જળચર પંખીઓના અવાજોથી ગુંજાયમાન એવી મોટી પુષ્કરણી બંધાવી.

તેની ચારે દિશામાં તેણે ઘટાદાર વૃક્ષોની ગાઢ છાયાવાળા અને સુગંધિત પુષ્પોવાળી લતાઓથી બહેકતા ચાર વનખંડો તૈયાર કરાવ્યા.

ત્યાર બાદ પૂર્વના વનખંડમાં તેણે અનેક સ્તંભોથી સુશોભિત અને અત્યંત મનોહર એવી એક મોટી ચિત્રસભા બંધાવી. તેમાં પ્રેક્ષકોને પ્રસન્ન કરે તેવાં અનેક પ્રકારનાં લાકડાનાં રમકડાં, પુસ્તની બનાવટો, વિવિધ જાતનાં ચિત્રો, માટીની અનેક પ્રકારની સજાવટો, જુદી જુદી જાતનાં ગૂંથણકામ, તથા વીંટીને, ભરીને અને સમૂહ કરીને તૈયાર કરેલા દેખાવો વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યા હતા.

તે પ્રત્યેકની સમજ આપનારા નિપુણ કારીગરો, તેમજ વિવિધ પ્રકારનાં ગાયનવાદન કરનારા ગાયકો તથા કુશળ નટોને ત્યાં પગાર આપીને રોકવામાં આવ્યા હતા. શ્રમથી કંટાળીને નગર બહાર વિહાર કરવા આવનાર લોકો તે સભામાં નિરંતર બિછાવી રખાતાં આસનો ઉપર બેસીને પ્રસન્નતાપૂર્વક તે દેખાવો જોતા, સંગીત સાંભળતા અને નાટકોનો રસ લઈ પોતાનો શ્રમ દૂર કરતા.

દક્ષિણના વનખંડમાં અનેક જળયંત્રોથી શોભિત, વિશાળ, ભવ્ય, ઊંચી, તથા સહેલાઈથી સ્વચ્છ થઈ શકે તેવી એક પાકશાળા તૈયાર કરાવી હતી. તેમાં ખાન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારની વિપુલ ભોજનસામગ્રી તૈયાર કરવા પાકશાસ્ત્રમાં પ્રવીણ રસોઇયાઓને રોકેલા હતા. તે રસોઇયાઓ ત્યાં આવનારા શ્રમણો, બ્રાહ્મણો, અતિથિઓ, કૃપણ લોકો અને માગણોને તે ભોજનસામગ્રી છૂટે હાથે આપતા. ત્યાં આવનાર કોઈ ભૂખ્યું ન જાય તેવી નંદ મણિયારની ખાસ આજ્ઞા હતી.

પશ્ચિમના વનખંડમાં ચારેકોરથી વિપુલ પ્રકાશ અને સ્વચ્છ હવા આવી શકે તેવું એક મોટું ઔષધાલય બંધાવ્યું હતું. ત્યાં અનેક વૈદ્યો, વૈદ્યપુત્રો, રોગની પરીક્ષા કરનારા અનુભવીઓ અને તર્કથી રોગને સમજનારા ચતુર માણસોને રોકવામાં આવ્યા હતા. તેઓ ત્યાં આવનાર સર્વ રોગીઓ, ગ્લાનો, દુર્બલો અને અનેક વ્યાધિથી પીડાયેલા લોકોની નિદાનપૂર્વક ચિકિત્સા કરતા હતા. ચિકિત્સા ઉપરાંત રોગીઓના ઉપચાર અને ખાનપાનની પણ ત્યાં સંભાળભરી વ્યવસ્થા હતી.

ઉત્તરના વનખંડમાં નંદ શેઠે એક મોટી આલંકારિક-સભા બનાવરાવી હતી. ત્યાં આવનારા લોકોને સ્વચ્છ કરનારા અનેક આલંકારિકપુરુષો (હજામો) રાખવામાં આવ્યા હતા. કેટલાય શ્રમણો, અનાથો, ગ્લાનો, રોગીઓ અને દુર્બલો તે સભાનો લાભ લઈ સ્વચ્છ થતા.

રાજગૃહમાં આવતા કે રહેતા અનેક મુસાફરો, કાસદિયાઓ, કાવડિયાઓ અને કારીગરો, ઘાસ, પાંદડાં અને

લાકડાંના ભારા લઈ જનારા અનેક અનાથ કે સનાથ લોકો તે નંદા પુષ્કરણીમાં નાહવા, પાણી પીવા અને પાણી લઈ જવા વારંવાર આવતા તથા કેટલાક તો ત્યાં આવીને માત્ર જળક્રીડા કરતા.

પુષ્કરણીકાંઠે ઊભા કરેલા કેળના મંડપોમાં, લતાકુંજોમાં અને પક્ષીઓના અવાજથી કલકલિત અનેક પ્રકારની પુષ્પોની પથારીઓમાં સાયંવિહારે નીકળેલા રાજગૃહવાસીઓ આરામ કરતા.

એ પુષ્કરણીને લીધે આખા રાજગૃહમાં અને તેની ચારે બાજુ નંદ મણિયાર ખૂબ જ પ્રસિદ્ધ થયો. જ્યાં જઈને સાંભળો ત્યાં લોકો તેના જ ગુણ ગાતા અને કહેતા:–" ધન્ય છે નંદ મણિયારને ! સફળ છે એનો મનુષ્યજન્મ ! અને ધન્ય છે તેનાં માતપિતાને ! "

આવી ચારે દિશામાં ફેલાયેલી પોતાની કીર્તિ સાંભળીને શ્રમણોપાસકની મર્યાદાથી ચ્યુત થયેલો તે નંદ મણિયાર અધિકાધિક પ્રસન્ન થયો અને પોતાનું નામ અમર થયું જાણી ખૂબ ફુલાતો સુખે સુખે રહેવા લાગ્યો.

એમ કેટલાક દિવસો વહી ગયા બાદ એક વાર નંદ મણિયારનું શરીર સોળ[2] રોગોથી એકીસાથે ઘેરાયું. શ્વાસ, ખાંસી, જ્વર, દાહ, શૂલ, ભગંદર, હરસ, અજીર્ણ, આંખનું શૂળ, માથાનું શૂળ, અરુચિ, આંખ અને કાનની વેદના, ખરજ, જલોદર, અને કોઢ એમ સોળે રોગોથી તે હેરાન હેરાન થઈ ગયો.

તેણે રાજગૃહમાં ઘોષણા કરાવી કે જે કોઈ વૈદ્ય નંદ

મણિયારના એક પણ રોગને શમાવશે તેને મોંમાગ્યું નાણું આપવામાં આવશે. આ ઘોષણા તેણે ફરી ફરી બે ત્રણ વાર કરાવી. તેને કારણે કેટલાય વૈદ્યો અને વૈદ્યપુત્રો, ચિકિત્સાને લગતાં શસ્ત્રો, પાત્રો, શસ્ત્રોને તીક્ષ્ણ કરવાની સલ્લીઓ, કરિયાતા વગેરેની સળીઓ, ગોળીઓ અને અનેક પ્રકારનાં ઓસડવેસડ લઈને આવ્યા.

તેઓએ આવીને નંદ મણિયારનું શરીર તપાસ્યું, નિદાન વિષે અંદર અંદર પડપૂછ કરી, કેટલાય લેપો, ખરડો, ચીકણાં પીણાં, વમન અને વિરેચનના ઉપચારો, નાસો, ડાંભો, અપસ્નાનો, (ચીકાશ દૂર કરવા માટેનાં સ્નાનો) અનુવાસના,[૩] બસ્તીકર્મો, નિરૂહ,[૪] શિરાવેધો,[૫] તક્ષણો,[૬] પ્રક્ષણો,[૭] શિરોવેષ્ટનો,[૮] તર્પણો[૯] અને પુટપાકો[૧૦] વગેરે ઉપાયોની સૂચના કરી તથા ઔષધ તરીકે કેટલાય પ્રકારની છાલો, વેલો, મૂળો, કંદો, પત્રો, પુષ્પો, ફૂલો, બીજો, સળીઓ વગેરે ચીંધી. પણ તેઓના એક પણ ઉપચારથી નંદના શરીરને જરાય શાંતિ ન વળી.

નંદ મણિયાર આટલા રોગોથી પીડાયેલો હતો છતાં તેનું મન તો પોતાની પુષ્કરણીમાં જ આસક્ત હતું. આખર વખતે પણ તે તેમાંથી મન પાછું ફેરવી શકયો નહિ.

પરિણામે તે પોતાની જ પુષ્કરણીમાં એક દેડકા તરીકે જન્મ્યો. ત્યાં ચારે બાજુ ફરતો તે દેડકો મોટો થઈ પુષ્કરણીમાં આમતેમ ખેલવા કૂદવા લાગ્યો.

પુષ્કરણીએ આવેલા લોકો નંદનું નામ લઈ તેની ખૂબ પ્રશંસા કરતા અને કહેતાઃ–" ધન્ય છે નંદને ! ધન્ય છે

નંદની ઉદારતાને!"

એક વાર આ શબ્દો પેલા દેડકાને કાને પડ્યા. તે સાંભળતાં જ તેને યાદ આવ્યું કે આ શબ્દો તેણે પૂર્વે પણ ક્યાંક સાંભળ્યા છે. વધારે વિચાર કરતાં તેને પોતાના પૂર્વ જન્મનું બરાબર સ્મરણ થયું. તે સમજ્યો કે શ્રમણભગવાન મહાવીર પાસે સ્વીકારેલી શ્રમણોપાસકની મર્યાદામાં શિથિલ થઈને મરતી વખતે આ પુષ્કરણીમાં આસક્ત રહેવાને કારણે જ હું આ દેડકાની દશાને પામ્યો છું.

આ વાત સમજાતાં જ તે અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેણે પોતાની બુદ્ધિથી ફરી વાર શ્રમણોપાસકની મર્યાદા સ્વીકારી અને જીવન સુધી એ જન્મમાં પણ બની શકે તેટલો સંયમ પાળવાનો સંકલ્પ કર્યો.

અત્યાર સુધી તે મરજીમાં આવે ત્યારે પાણીમાં ફરતાં બીજાં નાનાં જીવડાંને મારી ખાતો અને રમત માટે પણ પાણીમાં આમ તેમ ફરી અનેક જંતુઓને ત્રાસ આપતો. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રમણોપાસકની મર્યાદા સ્વીકાર્યા બાદ તેણે પોતાની તમામ હિંસક પ્રવૃત્તિ બંધ કરી.

અને તે પણ એટલે સુધી કે બે બે દિવસના એકાંતરે ઉપવાસ કરવા છતાં ખોરાકમાં તે માત્ર પાણી જ લેતો અને તેમાં પણ એક પણ જંતુ ના આવે તેની પૂરેપૂરી સંભાળ રાખતો.

એક વાર તેણે પુષ્કરણીમાં નાહવા આવેલા લોકો પાસેથી સાંભળ્યું કે "ભગવાન મહાવીર ગુણશિલક ચૈત્યમાં પધાર્યા છે." એ વાત સાંભળી તે મારાં દર્શન કરવાને ઉત્સુક

થયો અને ધીરે ધીરે બહાર આવી પોતાની પ્લુત ગતિથી મારા ઉતારા તરફ આવવા નીકળ્યો.

તે વખતે હે ગૌતમ! રાજા શ્રેણિક ભંભાસાર પણ પોતાના મોટા પરિવાર સાથે મને વાંદવા આવતો હતો. એ દેડકો રસ્તામાંજ તેની સવારીમાં સપડાઈ ગયો અને એક ઘોડાના બચ્ચાના ડાબા પગ નીચે સખત દબાતાં જ તેનાં આંતરડાં બહાર નીકળી ગયાં. હવે તેનાથી આગળ ચાલી શકાય તેમ રહ્યું નહિ એટલે તે ઠેકાણે જ "સર્વ વીતરાગ પુરુષોને તથા મારા ધર્માચાર્ય શ્રમણભગવાન મહાવીરને મારા નમસ્કાર હો." એમ પોતાની ભાષામાં બોલ્યો.

તે વખતે તેને સ્પષ્ટ સ્મૃતિ થઈ કે તેણે શ્રમણભગવાન મહાવીરની સમક્ષમાં હિંસા, અસત્ય વગેરે દોષોનો શ્રમણોપાસકની મર્યાદામાં આવે તેટલો જ ત્યાગ સ્વીકાર્યો હતો. પણ હવે તેણે સંકલ્પ કર્યો કે "હું તે દોષોનો શ્રમણોની મર્યાદામાં આવે એવો ત્યાગ સ્વીકારું છું અને હવે હું વધારે જીવું કે ન જીવું તો પણ કોઈપણ પ્રકારના ભોજનનો તેમ જ આ દેહની મૂર્છાનો સંપૂર્ણ ત્યાગ કરું છું."

તે દેડકો એવો સંકલ્પ કરતો કરતો તે ઠેકાણે જ અવસાન પામ્યો અને ત્યાંથી સમભાવ, સંયમ અને અનાસકિતથી વિશુદ્ધ થયેલી ચિત્તવૃત્તિને કારણે દર્દુર[1]નામે તેજસ્વી તેમજ દિવ્ય શક્તિ અને પુરુષાર્થવાળો દેવ થયો."

એ પ્રમાણે હે જંબુ! આસક્તિ અને અનાસકિતનું પરિણામ બતાવનારું આ તેરમું અધ્યયન ભગવાન મહાવીરે કહ્યું છે તે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૧૪

# અમાત્ય તેયલિ

## [ તેયલિ[1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના તેરમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના ચૌદમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ-

"તેયલિપુર નગરમાં કનકરથ નામે રાજા હતો. તેને પદ્માવતી નામે રાણી હતી તથા સામ, દામ, ભેદ અને દંડ એ ચારે પ્રકારની રાજનીતિમાં કુશળ એવો તેયલિપુત્ર નામે અમાત્ય હતો.

તે નગરમાં મૂષિકારદારક નામે એક સોની રહેતો હતો. તેને ભદ્રા નામની સ્ત્રી અને રૂપ, યૌવન તથા લાવણ્યમાં ઉત્કૃષ્ટ એવી પોટ્ટિલા નામે પુત્રી હતી.

## ૧૪–અમાત્ય તેયલિ

એક વાર તે પોટ્ટિલા પોતાના આવાસની અગાસી ઉપર પોતાની સખીઓ સાથે સોનાના દડાથી રમતી હતી. તે વખતે અશ્વારૂઢ થઈ, મોટા પરિવાર સાથે અશ્વવાહનિકા માટે નીકળેલા તેયલિપુત્રે તેને દૂરથી જોઈ. તેના રૂપ ઉપર મુગ્ધ થઈને તેણે તેને લગતી ખાસ હકીકત પોતાનાં માણ-સોને પૂછી લીધી અને ઘેર પાછા ગયા બાદ તે સોનીને ત્યાં તેની કન્યાનું માગું કરવા પોતાનાં માણસો મોકલ્યાં તથા કહેવરાવ્યું કે જે શુલ્ક જોઈએ તે લઈને પણ તારી કન્યા મને પરણાવ.

તે સોનીએ ઘણી ખુશીથી આવેલા માણસોના સ્વાગત સાથે મંત્રીનું કહેવું સ્વીકાર્યું અને પોતે જાતે મંત્રીને ઘેર તે વાત કહેવા ગયો. પછી વિવાહાર્થી તેયલિપુત્ર પોટ્ટિલા સાથે એક પાટ ઉપર બેઠો. બંનેએ સ્નાન કર્યું તથા હોમ કર્યો. ત્યારબાદ કુટુંબીઓને જમાડીને વિદાય કર્યા પછી અમાત્ય તેયલિપુત્ર પોટ્ટિલા સાથે સુખે સુખે રહેવા લાગ્યો.

રાજા કનરથ રાજ્ય તેમજ અંતઃપુરમાં અત્યંત આસક્ત હતો. તેની એ આસક્તિ એટલી બધી હતી કે પોતાનો એક પણ પુત્ર રાજ્યને લાયક ન રહે તે માટે તે પોતાને થતા દરેક પુત્રનાં અંગપ્રત્યંગો છેદી નાખતો. તેની રાણીએ વિચાર કર્યો કે આ રાજા એવો દુષ્ટ છે કે તે મારા એક પણ દીક-રાને ગાદીનો વારસ નહિ થવા દે. તેથી તેણે અમાત્ય સાથે મળીને પોતાના હવે થનારા એક પુત્રને બચાવી લેવાની ગોઠવણ કરી.

યોગ્ય વખતે રાણીને પુત્ર થયો. અગાઉથી ગોઠવ્યા

મુજબ તેણે તે પુત્રને પોતાની ધાત્રીદ્વારા અમાત્યને ત્યાં છૂપી રીતે મોકલી આપ્યો. તેજ વખતે પોટ્ટિલાએ એક મરેલી છોકરીને જન્મ આપ્યો હતો. તે છોકરીને છોકરાને સ્થાને રાણી પાસે મૂકવામાં આવી.

રાણીને પ્રસવ થયો છે એવું જાણતાં જ રાજા તેની પાસે ત્વરાથી આવી પહોંચ્યો. પણ મૂએલી છોકરી જોઈને ત્યાંથી પાછો ચાલ્યો ગયો.

હવે પેલો રાજપુત્ર અમાત્યને ત્યાં મોટો થવા લાગ્યો. તેનું નામ મોટી ધામધૂમ સાથે કનકધ્વજ રાખવામાં આવ્યું.

વખત જતાં અમાત્યને પોટ્ટિલા ઉપર અભાવ થયો. તેથી તે ઘણી ખિન્ન થઈ. પણ અમાત્યે તેના ખેદનું નિવારણ કરતાં કહ્યું કે "હે દેવાનુપ્રિયે! તારે ખેદ કરવાનું કારણ નથી. તું મારા રસોડામાં આવતા તમામ શ્રમણો, બ્રાહ્મણો અને ઇતર માગણોને નિરંતર દાન દીધા કર."

ત્યારથી પોટ્ટિલા તે પ્રમાણે કરતી સુખેથી રહે છે. એવામાં વખત જતાં સુવ્રતા નામની બ્રહ્મચારિણી, બહુશ્રુત અને બહુપરિવારવાળી આર્યા ગામેગામ ફરતી ફરતી ત્યાં આવી. તથા સંયમ અને તપથી પોતાના આત્માને વાસિત કરતી થોડો વખત ત્યાં રહી. તે આર્યાનો એક સંઘાટક ભિક્ષા સમયે અમાત્યના ઘરમાં આવ્યો. પોટ્ટિલાએ તેને ઘણા આદરથી ભિક્ષા આપી અને વિનંતિ કરી:–

"હે આર્યાઓ! હું પહેલાં અમાત્યને અત્યંત ઇષ્ટ હતી પણ હવે હું તેને ગમતી નથી. તો એવું કાંઈ ચૂર્ણ, મંત્ર, કામણ કે વશીકરણ છે વા કોઈ ઔષધી છે કે જેનાથી

હું ફરીવાર તેને ઇષ્ટ થાઉં?"

આ વાત સાંભળીને પોતાના બંને કાન દાબીને તે આર્યાઓ બોલીઃ–"હે દેવાનુપ્રિયે ! અમે તો શ્રમણનિર્ગ્રંથીઓ તથા બ્રહ્મચારિણીઓ છીએ. તારું આવું કથન તો અમારાથી સાંભળી પણ ન શકાય. પણ જો તારી ઇચ્છા હોય તો અમે તને કેવળીએ જણાવેલા ધર્મનો ઉપદેશ કરીએ."

પોટ્ટિલાએ તેમ કરવાની ઇચ્છા જણાવતાં, તે શ્રમણીઓએ તેને શ્રમણોપાસિકાનો ધર્મ કહી સંભળાવ્યો. પોટ્ટિલાએ તેને સમજીને તેનો સ્વીકાર કર્યો. હવેથી શ્રાવિકાધર્મને પાળતી પોટ્ટિલા કોઈ સંત કે સતી પોતાને ત્યાં આવી ચડે તો ખૂબ આદરથી યોગ્ય ભિક્ષા આપતી સુખેથી રહે છે.

એક વાર પોટ્ટિલાને વિચાર આવ્યો કે હું મારા ચિત્તની શુદ્ધિ માટે હંમેશાં તે સુવ્રતા આર્યા પાસે રહું તો ઠીક. તે માટે તે અમાત્ય તેયલિપુત્રની અનુમતિ લેવા ગઈ.

અમાત્યે કહ્યુંઃ–

"તું આર્યાઓની અંતેવાસિની થયા બાદ જ્યારે કાળ કરીશ ત્યારે જરૂર કોઈ સદ્‌ગતિમાં જઈશ. ત્યાંથી તું આવીને મને બોધ આપવાની કબૂલાત આપે તો હું તને આર્યાઓની અંતેવાસિની થવાની રજા આપું."

પોટ્ટિલાએ તેની તે વાત સ્વીકારી. ત્યાર બાદ અમાત્ય અને પોટ્ટિલા બંને સુવ્રતા આર્યા પાસે ગયાં. પોટ્ટિલાને આગળ કરીને અમાત્યે તે આર્યાને કહ્યુંઃ– "હે દેવાનુપ્રિયે ! આ પોટ્ટિલા મારી સ્ત્રી છે. તે પોતાની ચિત્તશુદ્ધિ માટે તમારી સહવાસિની થવા ઇચ્છે છે. તો હું તમને આ શિષ્યાની ભિક્ષા

આપું છું, તમે તેનો સ્વીકાર કરો. "

આર્યાએ તેને સ્વીકારીને તથા પ્રવ્રજિત કરીને પોતાના સંઘમાં રાખી. તે પોટ્ટિલા અગિયાર અંગોને ભણી અને ઉગ્ર સંયમ તથા તપ આચરતી આચરતી વિશિષ્ટ ચિત્તશુદ્ધિ સાથે રહેવા લાગી. વખત જતાં મૃત્યુ સમય નજીક આવ્યો જાણીને તે તપ અને સંયમમાં વધારે ઉદ્યત થઈ. છેવટે કાળ કરીને તે દેવયોનિમાં ઉત્પન્ન થઈ.

રાજા કનકરથ અવસાન પામ્યો. પ્રજાએ તેની પાછળ લૌકિક કાર્ય કરીને તેને સ્થાને હવે ગાદી કોને આપવી એ વિષેનો વિચાર અમાત્ય પાસે મૂકયો. અમાત્યે પોતાને ત્યાં રહેલા રાજપુત્ર કનકધ્વજનો નિર્દેશ કર્યો અને તેને પોતાને ત્યાં કેમ રાખેલો તે બધું વિગતવાર કહી સંભળાવ્યું.

કનકધ્વજનો રાજ્યાભિષેક થયો. કનકધ્વજની માતા પદ્માવતીએ તેને કહ્યું કે " હવે તારે આ અમાત્યને જ પિતા તરીકે સમજવાના છે. તેમના પ્રતાપથી જ તું આ સિંહાસન ઉપર આવી શકયો છે. " હવે કનકધ્વજ, અમાત્ય તેયલિપુત્ર ઉપર બહુ પ્રીતિ રાખતો પોતાનો રાજકારભાર ચલાવે છે.

પોટ્ટિલાને દેવયોનિમાં ગયા બાદ પોતે અમાત્ય સાથે કરેલી શરત યાદ આવી. તેણે અનેક પ્રકારે અમાત્યને ધર્મબોધ કરાવવાનો પ્રયત્ન કર્યો પણ તેની સુખશીલતાને કારણે તેને સમજાવવામાં તે પોટ્ટિલદેવ સફળ નીવડયો નહિ. છેવટે તેણે મંત્રીને જ્ઞાન આપવા તેની અને રાજાની વચ્ચે વિરોધ ઊભો કર્યો. તેથી કરીને હંમેશની માફક જ્યારે મંત્રી રાજા પાસે આવ્યો ત્યારે રાજાએ તેનો જરાય આદર ન કર્યો. જે રાજા

પોતાને ઘણા સન્માન અને આદરથી રોજ બોલાવતો તેને આજે આમ બદલાયેલો જોઈને અમાત્ય ઘણો ખેદ પામ્યો તથા રાજા પોતાને અકાળ મોતે મરાવી નખાવશે તે શંકાથી અત્યંત ભયભીત થયો.

તે જલદીથી પોતાને ઘેર પાછો આવ્યો. પરંતુ ત્યાં પણ તેનાં માતપિતા કે સેવકોએ તેનો આદર ન કર્યો. હવે તો તેણે મરવાનો વિચાર કરીને કાલકૂટ વિષ ખાધું પણ તેને તેની કશી અસર ન થઈ. પોતાની તરવારને ડોક ઉપર ચલાવી તે પણ નિષ્ફળ ગઈ. ગળાફાંસો ખાવા ગયો ત્યારે ફાંસો જ તૂટી ગયો. મોટી શિલાને ડોક સાથે બાંધી ઊંડા પાણીમાં પડ્યો પણ મર્યો નહિ. છેવટે તે ઘાસની ગંજીમાં આગ નાખી તેમાં પેઠો પણ અગ્નિ બુઝાઈ ગયો.

પછી તે લમણે હાથ દઈને ઊતરેલે મોંએ પોતાની આ દુર્દશાનો વિચાર કરવા લાગ્યો. તે વખતે પેલો પોટ્ટિલદેવ પોટ્ટિલાના રૂપે તેની સામે હાજર થયો અને બોલ્યો:–

"હે તેયલિ! આગળ મોટો ખાડો છે, પાછળ ગાંડો હાથી ચાલ્યો આવે છે, બંને બાજુએ ઘોર અંધારું છે, વચ્ચે બાણો વરસે છે, ગામ સળગ્યું છે અને રણ ધગધગે છે. તો હે તેયલિ! હવે ક્યાં જવું?"

તેયલિ બોલ્યો:–"જેમ ભૂખ્યાનું શરણ અન્ન છે, તરસ્યાનું શરણ પાણી છે, રોગીનું શરણ ઔષધ છે અને થાકેલાનું શરણ વાહન છે તેમ જેને ચારે બાજુ ભય છે તેનું શરણ પ્રવ્રજ્યા છે. પ્રવ્રજિત થયેલા ક્ષાંત, દાંત અને જિતેંદ્રિયને કશો ભય હોતો નથી."

દેવે કહ્યું:–"હે તેયલિ! જ્યારે તું આ સમજે છે ત્યારે શા માટે ભય કરે છે?"

આ સાંભળીને તેયલિને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું. તેને યાદ આવ્યું કે પહેલાં તે મહાવિદેહ ક્ષેત્રની, પુષ્કલાવતી વિજયમાં, પુંડરીકિણી રાજધાનીમાં મહાપદ્મ રાજા હતો. ત્યાં તે સાંસારિક ભોગવિલાસોને છોડીને સ્થવિરોના સંઘમાં રહેલો. ત્યાંથી મરીને તે મહાશુક્લ કલ્પમાં દેવ થયો હતો અને ત્યાંથી તે અહીં અમાત્ય થયો છે.

તેણે નિશ્ચય કર્યો કે હવે પણ તેણે એવા જ પ્રકારના સંત સ્થવિરોના સહવાસમાં રહી, ચિત્તશુદ્ધિને અર્થે સંયમ આદરવો જોઈએ. આમ વિચારી તે તેયલિપુરના પ્રમદવન નામના ઉદ્યાનમાં જઈને ઉગ્ર સંયમી તરીકે રહેવા લાગ્યો. આ રીતે સંયમ, તપ અને ત્યાગપૂર્વક રહેતાં રહેતાં તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત જેવું જીવન ગાળવા લાગ્યો.

હવે રાજા કનકધ્વજને ખબર પડી કે અમાત્ય તેયલિપુત્ર તો ઉદ્યાનમાં એક યોગીની પેઠે રહે છે. પોતે વિના અપરાધે તેનો અનાદર કર્યો હોવાથી તે તેની પાસે જઈને વારંવાર ક્ષમા માગવા લાગ્યો. મંત્રી હવે સમભાવી થયેલો હતો એટલે તેણે એ રાજાને સમભાવપ્રધાન ધર્મનો ઉપદેશ કર્યો.

રાજાએ પણ શ્રમણોપાસકની મર્યાદામાં આવે તેટલો ધર્મ સ્વીકાર્યો. પછી તેયલિપુત્ર યોગી સંયમનો ઉપદેશ દેવાને ગામેગામ ફરતો ફરતો અંતે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયો.

## ૧૪–અમાત્ય તેયલિ

હે જંબુ ! ચારે બાજુ ભયથી ઘેરાયેલા મનુષ્યો પણ આસક્તિ છોડીને ભાગ્યે જ ધર્માભિમુખ થવાનો પ્રયત્ન કરેછે એ હકીકત આ પ્રમાણે શ્રમણભગવાન મહાવીરે આ ચૌદમા અધ્યયનમાં સમજાવેલી છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

# ૧૫

# નંદીફલ

## [ નંદીફલ ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના ચૌદમા અધ્યયનનો અર્થ જાણ્યો, તો હવે તેના પંદરમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ–

"ચંપામાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો અને ત્યાંથી ઈશાન ખૂણામાં આવેલી જંગલદેશની રાજધાની અહિચ્છત્રામાં[૨] કનકકેતુ નામે રાજા રાજ્ય કરતો હતો. ચંપામાં ધન્ય નામે સમૃદ્ધ અને વ્યાપારકુશળ એવો એક સાર્થવાહ રહેતો હતો. એક વાર તે સાર્થવાહે વાણિજ્ય માટે અહિચ્છત્રા તરફ જવાનો વિચાર કર્યો.

તે માટે તેણે અનેક પ્રકારનાં કરિયાણાંનાં મોટાં મોટાં ગાડાં ભરાવ્યાં, તથા પ્રયાણની તૈયારી પહેલાં ચંપામાં તેણે ઘોષણા કરાવી કે "જે કોઈ ચરક,[૩] ચીરિક,[૪] ચર્મખંડિક,[૫] ભિચ્છુંડ,[૬] પંડુરગ,[૭] ગૌતમ,[૮] ગોવ્રતી,[૯] ગૃહિધર્મી,[૧૦] ધર્મચિંતક,[૧૧] અવિરુદ્ધ,[૧૨] વિરુદ્ધ,[૧૩] વૃદ્ધ,[૧૪] શ્રાવક,[૧૫] વૃદ્ધ શ્રાવક, રક્તપટ[૧૬] અને નિર્ગ્રંથ વગેરેના પાસંડના પરિવ્રાજક કે ગૃહસ્થ, ધન્ય સાર્થવાહની સાથે અહિચ્છત્રા આવવા ઇચ્છતા હોય, તે ઘણી ખુશીથી આવી શકે છે.[૧૭] ધન્ય સાર્થવાહ જેની પાસે છત્ર નહિ હોય તેને છત્ર આપશે, જોડા વિનાનાને જોડા આપશે, કુંડી વિનાનાને કુંડી આપશે, ભાતા વિનાનાને ભાતું આપશે, રસ્તામાં જેને જે કંઈ તોટો પડશે તે પૂરો કરશે અને જે કોઈ બિમાર થશે અથવા બીજા કોઈ કારણથી અશક્ત થશે તો તેને સહાય આપશે. માટે જેને આવવું હોય તેણે ખુશીથી આવવું."

આ ઘોષણા તેણે ચંપામાં બે ત્રણ વાર કરાવી. અહિચ્છત્રા જનારા બધા પ્રવાસીઓ ધન્યના સાર્થમાં આવ્યા. ધન્યે જેને જે જે જોઈતું હતું તે તે આપ્યું અને કહ્યું કે "તમે બધા ચંપાના અગ્રોદ્યાનમાં મારી રાહ જુઓ. હું અમુક દિવસે અહીંથી પ્રયાણ કરીશ."

પછી શુભ નક્ષત્ર, તિથિ અને કરણનો યોગ આવ્યે, પોતાની જ્ઞાતિમાં મોટું જમણ આપીને, જ્ઞાતિજનોની અનુમતિથી, કરિયાણાંનાં અનેક ગાડાંઓ સાથે ધન્યે ચંપાથી નીકળી અહિચ્છત્રા તરફ પ્રયાણ કર્યું.

નાની નાની મજલો કરતો ધન્ય બધા સાર્થ સાથે

અંગદેશની વચ્ચે થઈને સરહદ ઉપર આવી પહોંચ્યો. ત્યાં પડાવ નાખ્યા બાદ ભવિષ્યના પ્રવાસમાં રાખવાની સાવચેતીની જાણ માટે તેણે પોતાના સાર્થમાં નીચે પ્રમાણે ઘોષણા કરાવીઃ—

"હવે પછીના પ્રવાસમાં વૃક્ષોથી ગીચ એવી એક મોટી અટવી આવનાર છે. તેમાં પત્ર, પુષ્પ અને ફળોથી શોભતાં નંદીફળ નામનાં વૃક્ષો આવશે. તે વર્ણ, રસ, ગંધ, સ્પર્શ અને છાયાથી ઘણાં મનોહર હોય છે. પરંતુ જે કોઈ તેમની છાયામાં વિસામો લે છે કે તેમનાં ફળફૂલ ચાખે છે તેનું અકાળ મૃત્યુ થાય છે. માટે કોઈ પ્રવાસીએ તે વૃક્ષોની છાયામાં વિસામો લેવો નહિ કે તેમનું ફળફૂલ ચાખવું નહિ."

આ ઘોષણા તેણે આબાળવૃદ્ધને પહોંચે તેવી રીતે બે ત્રણવાર કરાવી અને તેનું પાલન થાય તે માટે પોતાનાં માણસો મારફત બરાબર ચોકસાઈ રખાવી.

પરંતુ સાર્થનાં કેટલાંય માણસો ધન્યની આ ઘોષણા તરફ લક્ષ્ય ન રાખીને તે વૃક્ષની છાયા અને ફળફૂલોથી આકર્ષાઈ અકાળ મૃત્યુ પામ્યાં. પરંતુ જેઓએ તે ઘોષણાને ધ્યાનમાં રાખી તેઓ તે ઝાડોથી દૂર જ રહ્યાં.

એ રીતે પ્રવાસ કરતો ધન્ય અહિચ્છત્રા આવી પહોંચ્યો તથા મોટું નજરાણું લઈને રાજાને મળ્યો. રાજાએ તેના કરિયાણાની જકાત માફ કરવાનો હુકમ કર્યો. ધન્ય ત્યાંનો સર્વ વેપાર પૂરો કરીને, પાછાં તે દેશનાં કરિયાણાંઓથી પોતાનાં ગાડાં ભરીને, સુખે સુખે ચંપામાં આવી પહોંચ્યો.

એક વાર તે નગરીમાં કેટલાક સંતસ્થવિરો આવ્યા.

પરિપક્વ વયના અને અનુભવી ધન્યે તેમની પાસે ધર્મપ્રવચન સાંભળ્યું. તેથી તેની ભોગાકાંક્ષા અને ધનોપાર્જનની વૃત્તિ શમી. તે પોતાના મોટા પુત્રને બધો કારભાર સોંપી, કુટુંબની અનુમતિ લઈ, તે સ્થવિરોનો અંતેવાસી થયો.

ત્યાર બાદ તે ધન્ય શ્રમણ પોતાના સુખભોગના જૂના સંસ્કારો તોડવા માટે ઉગ્ર સંયમ અને તપ આચરવા લાગ્યો, પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ અનુભવાય તેવું સાત્ત્વિક જીવન ગાળવા લાગ્યો, પોતાની શારીરિક હાજતો માટે કોઈને જરા પણ ત્રાસ ન થાય તેવી કાળજી રાખવા લાગ્યો અને ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, સૂતાં અને જાગતાં અહિંસા તથા સત્યનું જ મનન અને આચરણ કરવા લાગ્યો.

સ્થવિરો પાસે તે સામાયિક વગેરે અગિયાર અંગો ભણ્યો અને પોતાનું છેલ્લું જીવન અત્યંત સમભાવપૂર્વક ગાળતો રહેવા લાગ્યો. અંતે વિદેહાવસ્થા પામીને તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયો.

હે આયુષ્યમાન શ્રમણો ! ધન્યના સાર્થમાં જે પ્રવાસીઓએ તેની પેલી ઘોષણા ન માની, તેઓ જેમ અકાળ મૃત્યુથી મૂઆ, તેમ જે નિર્ગ્રંથનિર્ગ્રંથીઓ વીતરાગ પુરુષોએ કહેલા સંયમનો સ્વીકાર કરીને પણ કામગુણોમાં લલચાઈને ફસાઈ જાય છે તથા શ્રમણત્વથી ભ્રષ્ટ થાય છે, તેઓ શ્રમણ અને શ્રમણીસંઘમાં નિંદનીય થાય છે એટલું જ નહિ પણ તેઓ સંસારના અંતને પામવાને બદલે તેમાં જ રખડ્યા કરે છે.

પરંતુ જે નિર્ગ્રંથનિર્ગ્રંથીઓ ધન્યની ઘોષણાને સ્વીકારીને ચાલનારા પ્રવાસીઓની જેમ પોતાના સંયમમાં વધારે ને

વધારે ઉજમાળ થશે, કામગુણોથી અત્યંત દૂર રહેશે, મનથી પણ તેમની પ્રાર્થના નહિ કરે અને તેવી પ્રાર્થનાની વૃત્તિને રોકવા અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ અને બ્રહ્મચર્યના પાલનમાં ક્ષણે ક્ષણે ઉદ્યત રહેશે તેઓ સમસ્ત લોકમાં વંદનીય અને પૂજનીય થઈ થોડા જ વખતમાં સંસારનો પાર પામી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

હે જંબુ! પ્રવાસીનું ઉદાહરણ આપીને આ પંદરમા અધ્યયનમાં શ્રમણભગવાન મહાવીરે સંયમીઓને જે ચેતવણી આપી છે તે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૧૬

# અપરકંકા નગરી

[ અવરકંકા ૧ ]

શ્રમણભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના પંદરમા અધ્યયનનો અર્થ જાણ્યો, તો હવે તેના સોળમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું. આર્ય સુધર્મા બોલ્યાઃ—

"ચંપા નગરીમાં વેદવેદાંગાદિ શાસ્ત્રોમાં પ્રવીણ એવા સોમ, સોમદત્ત અને સોમભૂતિ નામના ત્રણ બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા. તેમને અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી નામે ભાર્યાઓ હતી.

તે ત્રણે ભાઈઓ એટલા બધા સમૃદ્ધ હતા[૨] કે કાંઈ પણ ઉદ્યોગ કર્યા સિવાય બેઠાબેઠ ખાધા કરે તો પણ સાત પેઢી પહોંચે તેટલું ધન તેમની પાસે હતું.

એક વાર તેમને વિચાર થયો કે આપણી પાસે આટલું બધું ધન છે ત્યારે આપણે જુદી જુદી રસોઈ ન કરતાં વારા-ફરતી એક એકને ઘેર જમીએ અને સુખથી રહીએ.

એ પ્રમાણે એક વાર નાગશ્રીનો વારો આવ્યો. તેણે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એમ ચાર પ્રકારનું વિપુલ ભોજ-ન તૈયાર કર્યું. પરંતુ ચૂકથી શરદ ઋતુની કડવી દૂધીનું શાક બનાવ્યું. રસોઈ તૈયાર થઈ ગયા બાદ તેને આ વાતની ખ-બર પડી.

તેણે વિચાર્યું કે જો મારી દેરાણીઓ અને દિયરો આ ઝેર જેવું શાક ખાશે તો મારી નિંદા થશે, મારે શરમાવું પડશે અને કુટુંબનો સ્નેહ તૂટી જશે. માટે જો કે તે શાક બનાવવામાં તેલ, મસાલા વગેરે ઘણું વપરાયું છે, તો પણ તેને એક જગ્યાએ સંતાડી રાખી, શરદ ઋતુની બીજી મીઠી દૂધીનું તેવું જ સુંદર શાક બનાવીને તે સૌને જમાડું.

ઘેર આવીને બધા ભાઈઓ જમીને પોતપોતાને કામે લાગ્યા અને પછી ભોજાઈઓ પણ જમીને પોતપોતાને કામે લાગી.

એવામાં ચંપાની બહારના સુભૂમિભાગ નામના ઉદ્યા-નમાં બહુ પરિવારવાળા, બહુશ્રુત અને સત્ય સંયમના ધારક ધર્મઘોષ નામે સ્થવિર ફરતા ફરતા આવીને ઊતર્યા હતા. તેમનો શિષ્ય ધર્મરુચિ અનગાર ઊંચ, નીચ અને મધ્યમ કુળમાં [૩] ભિક્ષા માટે ફરતો ફરતો નાગશ્રીને ઘેર આવ્યો.

માસોપવાસી તે સ્થવિરને આવતો જોઈને નાગશ્રી ઘણી ખુશી થઈ અને ઊઠીને પેલું કડવી દૂધીનું બધું શાક તેને આપ્યું.

ભિક્ષા લઈને પાછા ફરેલા ધર્મરુચિએ પોતાની ભિક્ષા લઈ જઈને ગુરુને બતાવી. ગુરુ ગંધથી તે શાકને પારખી ગયા અને બોલ્યા કે "તેલથી લદબદ અને અનેક મસાલાથી સંયુક્ત આ શાક તું ખાઈશ તો તારું અકાળ મૃત્યુ થશે, માટે તેને ન ખાતાં કોઈ નિર્જીવ જગામાં પરઠવી દે[૪] અને બીજી ભિક્ષા મેળવીને પારણું કર."

ધર્મરુચિ તે શાકને પરઠવવા માટે ઉદ્યાનની પાસેના ભાગમાં ગયો. પહેલાં તો તેણે એક ટીપું લઈને ચોખ્ખી જમીન ઉપર મૂક્યું. ત્યાં તો તેના ગંધથી ઊભરાયેલી હજારો કીડીઓ તે ટીપાને ચાખતાં વેંત જ મરી ગઈ.

આ જોઈને ધર્મરુચિને વિચાર આવ્યો કે જો બધું જ શાક આમ પરઠવીશ તો કોણ જાણે કેટલાય લાખ કીડીઓ અહીં મરી જશે. માટે એને હું જ ખાઈ જાઉં એ વધારે સારું છે.

એમ વિચારી કીડીઓ ઉપરની અનુકંપાને લીધે તે બધું શાક તે પોતે જ ગળી ગયો. તે શાક ખાવાથી તેના શરીરમાં દુઃસહ વેદના ઊપડી આવી અને તે ત્યાંથી ઊઠવાને પણ અશક્ત થઈ ગયો. જીવનનો અંત આવ્યો જાણીને તે ત્યાં બેઠો બેઠો જ મનથી અરહંતોને અને પોતાના ધર્માચાર્ય ધર્મઘોષને વારંવાર પ્રણામ કરવા લાગ્યો તથા તેમની પાસેથી સ્વીકારેલી હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય અને મૂર્છાના ત્યાગની પ્રતિજ્ઞાઓ વારંવાર યાદ કરવા લાગ્યો અને તેમ કરતો કરતો જ ત્યાં અવસાન પામ્યો.

ધર્મરુચિને ગયે ઘણો વખત થયો જાણીને આચાર્યે

બીજા શ્રમણોને તેની ભાળ કાઢવાનું કહ્યું. શ્રમણો શોધતા શોધતા તેનું શબ પડયું હતું ત્યાં આવ્યા, અને તેનાં ઉપકરણો ભેગાં કરી, પાછા જઈને તેમણે પોતાના ગુરુને તેના અવસાનની વાત કરી. ગુરુએ તેમને તેના અવસાનનું કારણ સમજાવ્યું.

ધર્મઘોષના શિષ્યોએ ધર્મરુચિના અવસાનની વાત ચંપામાં ઠેર ઠેર ફેલાવી દીધી અને સાથે સાથે નાગશ્રીને વગોવવી શરૂ કરી. આવી વાત ફેલાતાં જ ચંપાના લોકો નાગશ્રી ઉપર ગુસ્સે થયા અને તેની વારંવાર નિર્ભર્ત્સના કરી તેને મારવા લાગ્યા એટલું જ નહિ પણ તેના પતિ પાસે તેને ઘરમાંથી જ કઢાવી મૂકી.

તે બિચારી તિરસ્કાર પામતી આમતેમ ચંપામાં રખડવા લાગી. કોઈ તેને આંગણે ન આવવા દે તેમજ ઓટલે પણ ન બેસવા દે. તેના શરીર ઉપર માત્ર એક ફાટેલું કપડું તથા હાથમાં રામપાતર અને એક ફૂટલો ઘડો હતાં. તેની આસપાસ માંખો ગણગણતી હતી, તેના વાળ છૂટા હતા તથા તેનો દેખાવ બિહામણો હતો. લોકો ઘરને ઉમરે જે બલિ મૂકતા તે ખાઈને જ તે શરીર નભાવતી.

આમ કરતાં કરતાં તેના શરીરમાં ૧૬ રોગો દાખલ થયા. રોગોથી પીડાતી અને ઝૂરતી તે મરીને દુર્ગતિમાં ગઈ. ત્યાંથી અનેક વાર તેવા જ જન્મોમાં ફરતી ફરતી તે એકવાર ચંપાનગરીમાં રહેતા સાગરદત્ત સાર્થવાહને ત્યાં ભદ્રા ભાર્યાની કૂખે દીકરી થઈને જન્મી.

તે ઘણી સુકોમળ હોવાથી માતપિતાએ તેનું નામ સુકુમાલિકા રાખ્યું. તેની રક્ષા માટે પાંચ ધાત્રીઓની વ્યવસ્થા

કરવામાં આવી હતી.

આમ અનેક પ્રકારનાં લાલનપાલનમાં ઊછરતી તે સુકુમાલિકા, પહાડની કંદરાઓમાં ચંપાની વેલ વધે તેમ દિવસે દિવસે મોટી થવા લાગી. હવે તો તે બાલિકા મટીને યુવતી પણ થઈ અને તેનું રૂપ, યૌવન તથા લાવણ્ય સર્વોત્કૃષ્ટ થયાં.

એ જ નગરીમાં જિનદત્ત સાર્થવાહનો સાગર નામે એક યુવાન, સુરૂપ અને સુકુમાર પુત્ર રહેતો હતો. તેણે એક વાર રસ્તા ઉપર જતાં જતાં ઘરની અગાશી ઉપર સખીઓ સાથે સોનાના દડાથી રમતી સુકુમાલિકાને જોઈ. તેને જોઈને તે તેના ઉપર આસક્ત થયો.

ઘેર પાછા ફર્યા બાદ તેણે પોતાના પિતાને સુકુમાલિકાનું માગું કરવા તેના પિતા પાસે મોકલ્યો. તેણે જઈને તેના પિતાને કહ્યું કે "હે દેવાનુપ્રિય! જો તમને યુક્ત લાગતું હોય, પાત્રતા દેખાતી હોય, શ્લાઘા ભાસતી હોય અને સરખો સંયોગ જણાતો હોય તો મારા સાગરને તમારી સુકુમાલિકા આપો. તમે માગો તેટલું શુલ્ક પણ આપવા હું તૈયાર છું."

સુકુમાલિકાના પિતાએ જણાવ્યું:–"હે દેવાનુપ્રિય! જો તમારો પુત્ર મારે ત્યાં ઘરજમાઈ રહે તો જ હું તેને મારી પુત્રી આપું. કારણ કે મને મારી પુત્રી એટલી બધી વહાલી છે કે તેના વિના એક ક્ષણ પણ હું રહી શકતો નથી."

સાગરના પિતાએ પાછા આવીને આ હકીકત સાગરને કહી સંભળાવી. સાગરે તેનો કશો વિરોધ ન કર્યો. એથી સારાં તિથિનક્ષત્રનો યોગ થયે, વિધિપૂર્વક જ્ઞાતિભોજન કરાવીને

તથા સાગરને શણુગારીને જિનદત્ત સાર્થવાહ સાગરદત્તને ઘેર મોટી ધામધૂમ સાથે ગયો. સાગરદત્તે પણ તેનો વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમથી સત્કાર કર્યો તથા પોતાની પુત્રીનું સાગર સાથે લગ્ન કર્યું.

પાણિગ્રહણ સમયે સુકુમાલિકાનો પાણિસ્પર્શ સાગરને તરવાર જેવો તીક્ષ્ણ, અગ્નિ જેવો દાહક અને અત્યંત અનિષ્ટ લાગ્યો. તે સ્પર્શથી મુહૂર્ત સુધી તો તે પરવશ જેવો થઈ ગયો. લગ્ન થઈ રહ્યા બાદ રાત્રે જ્યારે તે તેણીની સાથે એક પથારીએ સૂતો ત્યારે પણ તેના અંગનો સ્પર્શ તેને તરવારની ધાર જેવો તીક્ષ્ણ, અગ્નિ જેવો દાહક અને અત્યંત અનિષ્ટ લાગ્યો. આથી તે ઊઠી જુદી પથારીમાં જઈને સૂઈ ગયો.

મુહૂર્ત પછી જાગીને સુકુમાલિકાએ જોયું તો પોતાની પથારીમાં સાગર ન હતો તેથી તે ઊઠીને સાગરની પથારીમાં જઈને તેની સાથે સૂઈ ગઈ. ત્યાં પણ સાગરને તેનો સ્પર્શ અત્યંત અસહ્ય લાગવાથી, કોઈ માણસ જેમ મારાથી નાસી છૂટે તેમ ત્વરાથી સુકુમાલિકાનું ઘર છોડીને તે પોતાને ઘેર ચાલી આવ્યો.

સવાર થતાં સુકુમાલિકાની માતાએ દાસીને વરવહુ માટે શયનગૃહમાં મુખશોધનિકા મૂકી આવવાનું કહ્યું. મુખશોધનિકા મૂકવા ગયેલી દાસીએ શોક કરતી એકલી સુકુમાલિકાને જોઈ પણ સાગરને ન જોયો. તેણે આવીને સુકુમાલિકાના પિતા સાગરદત્તને સાગરના ચાલ્યા જવાની વાત કહી.

તે સાંભળીને ક્રોધે ભરાયેલો સાગરદત્ત જિનદત્તને ત્યાં જઈ કહેવા લાગ્યો:–“ હે દેવાનુપ્રિય ! આ શું યુક્ત છે કે

કાંઈ પણ દોષ બતાવ્યા સિવાય, પતિવ્રતા સુકુમાલિકાને છોડીને ઘરજમાઈ રહેવાને બંધાયેલો સાગર તારે ત્યાં ચાલ્યો આવે?"

જિનદત્તે પોતાના પુત્ર સાગરને ઠપકો આપ્યો તથા તેને સસરાને ત્યાં પાછા જઈને રહેવાનો આગ્રહ કર્યો. પરંતુ સાગરે કહ્યું:–" હું પહાડથી પડી જાઉં, ઝાડે ફાંસો ખાઈને મરી જાઉં, મરુભૂમિમાં જઈને વગર પાણીએ દેહ પાડું, પાણીમાં ડૂબી જાઉં, અગ્નિમાં બળી જાઉં, ઝેર ખાઉં, મારા શરીરને જંગલી પશુઓ કે ભૂતરાક્ષસોને અર્પણ કરું, શસ્ત્રોથી ચિરાઈ જાઉં, ગીધો વડે ફોલાઈ જાઉં, પરદેશમાં ચાલ્યો જાઉં કે સંન્યાસી થઈ જાઉં એ કબૂલ છે પણ સાગરદત્તને ઘેર તો હું જવાનો નથી." આ હકીકત ભીંત પાછળ રહેલા સાગરદત્તે સાંભળી. તેને એમ થયું કે જાણે જમીનમાં પેસી જાઉં. તે શરમાઈને પોતાને ઘેર પાછો આવ્યો અને સુકુમાલિકાને ખોળામાં બેસાડી આશ્વાસન આપવા લાગ્યો કે " હે પુત્રી! સાગરે તને છોડી તેથી શું થયું? હું તને એવા જ બીજાને આપીશ કે જેને તું ઇષ્ટ અને પ્રિય થઈ પડીશ. માટે તું કશી જ ચિંતા ન કર."

ત્યાર બાદ એક વાર સાગરદત્તે અગાશી ઉપરથી એક ચીંથરેહાલ, હાથમાં રામપાતર અને ફૂટેલા ઘડાવાળો દ્રમક (ભિખારી) જોયો. પોતાનાં માણસોદ્વારા તેણે તેને ઘેર તેડાવી મંગાવ્યો, તથા નવરાવી, ધોવરાવી, વસ્ત્રાભૂષણથી શણગારીને મિષ્ટભોજન જમાડી તૃપ્ત કર્યો. ત્યાર બાદ સાગરદત્તે તેને કહ્યું:–

" આ મારી પ્રિયપુત્રીને તને સ્ત્રી તરીકે સોંપું છું. તું અને એ બંને કલ્યાણવાળાં થાઓ."

તે દ્રમકે શેઠની એ વાત સ્વીકારી અને પહેલી જ રાતે તે સુકુમાલિકાની સાથે એક પથારીમાં સૂતો. પરંતુ ઘડીક સૂતો ત્યાં તો સાગરની પેઠે તેને પણ સુકુમાલિકાનો સ્પર્શ તરવારની અણીની જેમ ભોંકાવા લાગ્યો અને અગ્નિની પેઠે બાળવા લાગ્યો. તેથી મોતથી નાસી છૂટે તેમ તે ત્યાંથી પોતાનું રામપાતર અને ફૂટેલો ઘડો લઈ નગરમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારે શેઠને આ વાતની ખબર પડી. સાગરદત્ત સુકુમાલિકાને ખોળામાં બેસાડી કહેવા લાગ્યો:–" હે પુત્રી ! તું ખેદ ન કરીશ. આ કોઈ તારાં પૂર્વજન્મનાં પાપનું જ ફળ છે અને તે તારે વગર ખેદે ભોગવવું જ જોઈએ. માટે કાંઈ પણ શોકચિંતા કર્યા વિના હવેથી તું આપણે ત્યાં આવતા શ્રમણ, બ્રાહ્મણ કે દુ:ખી માણસોને ખાનપાન આપતી અને દાનધર્મ આચરતી સુખેથી રહે."

વખત જતાં એક દિવસ તે ગામમાં બ્રહ્મચારિણી, બહુશ્રુત અને બહુપરિવારવાળી ગોપાલિકા નામની આર્યા ગામેગામ ફરતી ફરતી આવી પહોંચી તથા સંયમ અને તપથી આત્માને વાસિત કરતી થોડો વખત ત્યાં રહી. તે આર્યાનો એક સંઘાટક ભિક્ષા સમયે સાગરદત્તના ઘરમાં આવ્યો.

સુકુમાલિકાએ તેને ઘણા આદરથી ભિક્ષા આપ્યા બાદ વિનંતિ કરી કે " હે આર્યાઓ ! પહેલાં હું સાગરને અત્યંત ઇષ્ટ હતી પણ હવે તેને ગમતી નથી, એટલું જ નહિ પણ બીજા જે કોઈને હું વરું છું તેને પણ ગમતી નથી. તો હું સાગરને ફરી ઇષ્ટ થાઉં એવો કોઈ મંત્ર, ચૂર્ણ કે ઔષધિ મને બતાવો તો ઘણી કૃપા થશે. તમે બહુશ્રુત છો અને

અનેક પ્રયોગોનાં જાણકાર છો."

આર્યાઓએ આ વાત સાંભળતાંજ પોતાના કાન ઢાંકયા અને કહ્યું:-" હે દેવાનુપ્રિયે ! અમે તો બ્રહ્મચારિણી તપસ્વિનીઓ છીએ. તારું આ વાકય અમારે સાંભળવું પણ ન જોઈએ. અમારું કામ તો સંયમ અને શીલનો પ્રચાર કરવાનું છે. જો તું ઇચ્છે તો સંયમ અને શીલને આચારમાં આણવાની પદ્ધતિ તને બતાવીએ."

પછી આર્યાઓના ઉપદેશથી સુકુમાલિકા શ્રાવિકા થઈ અને પિતાની સંમતિ લઈને ગોપાલિકા આર્યા પાસે પ્રવ્રજિત થઈ. હવે સુકુમાલિકા આર્યા ખાવામાં, પીવામાં, ઊઠવામાં, બેસવામાં, બોલવામાં અને ચાલવામાં પોતાનાં સંયમશીલને બરાબર સાચવે છે અને ઉગ્રતપ તથા બ્રહ્મચર્યનું સેવન કરતી ગામેગામ વિહરે છે.

એકવાર તેણે પોતાની ગુરુણી ગોપાલિકા આર્યાને કહ્યું કે "જો આપની અનુમતિ હોય તો હું ચંપાની બહાર સુભૂમિભાગ ઉદ્યાનમાં રહીને બબ્બે ઉપવાસ કરતી સૂર્યાભિમુખ ઊભી રહી ધ્યાન કરવા ઇચ્છું છું."

ગુરુણીએ કહ્યું:-" હે આર્યે ! આપણે બ્રહ્મચારિણી શ્રમણીઓ છીએ. આપણે એકલાં ગામ બહાર જઈ શકીએ નહિ એટલું જ નહિ પરંતુ ગામમાં પણ ફરતી વંઢીવાળા ઉપાશ્રયમાં જ વસ્ત્રથી શરીરને ઢાંકીને બંને પગ પૃથ્વી ઉપર ભેગા રાખી આતાપના લઈ શકીએ."

ગુરુણીનું આ વાક્ય સુકુમાલિકાને ગમ્યું નહિ. એટલે તે તો પોતાની ઇચ્છા પ્રમાણે સુભૂમિભાગ ઉદ્યાનમાં જઈને ધ્યાન ધરવા લાગી.

હવે તે ઉદ્યાનની પાસે એક સ્વૈરચારિણી ટોળી રહેતી હતી. તે ટોળી એક દિવસ દેવદત્તા ગણિકાને લઈને સુભૂમિભાગ ઉદ્યાનમાં વિહાર કરવા આવી. ટોળીના એક પુરુષે દેવદત્તાને ખોળામાં બેસારી, બીજાએ તેને માથે છત્ર ધર્યું, ત્રીજાએ માથા ઉપર પુષ્પનો મુગટ મૂકચો, ચોથો પગે અળતો લગાવવા લાગ્યો અને પાંચમો ચામર ઢોળતો ઊભો રહ્યો.

તે ટોળીની અને ગણિકાની બધી રતિક્રીડા સુકુમાલિકાએ જોઈ. તે જોતાં જ તેના સર્વ કામસંસ્કારો તાજા થયા. તેણે વિહ્વળ થઈને સંકલ્પ કર્યો કે જો આ મારા આકરા તપ અને બ્રહ્મચર્યનું કંઈ ફળ હોય તો હું ભવિષ્યમાં આ ગણિકાની પેઠે જ પાંચ જણથી સેવાતી અને સુખભોગ ભોગવતી થાઉં.

હવે તો તેને કામસંસ્કારોના ઉદયથી પોતે સ્વીકારેલા શ્રમણીપણા ઉપર પણ ઘૃણા આવવા લાગી. તે વારંવાર પોતાના હાથ, પગ, માથું, મોઢું, સ્તન, કક્ષા અને ગુહ્યાંગોને ધોતી તથા બેસવાના, સૂવાના અને સ્વાધ્યાય કરવાના સ્થાને પહેલાં પાણી છાંટ્યા વિના પગ પણ ન મૂકતી.

ગુરુણીએ તેને કહ્યું:–"હે દેવાનુપ્રિયે! આપણે સંયમશીલ બ્રહ્મચારિણી છીએ, માટે તમારે આમ કરવું ન કલ્પે. તમે એ વિષે વિચાર કરો અને પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ થાઓ."

પણ સુકુમાલિકાએ તેનું કહેલું ધ્યાન ઉપર ન લીધું અને અંતે તે શ્રમણીવર્ગમાં તિરસ્કાર અને નિંદા પામી. એક વાર તેને વિચાર આવ્યો કે જ્યારે હું શ્રાવિકા હતી ત્યારે સ્વતંત્ર હતી. તે વખતે આ બધી શ્રમણીઓ મારી પ્રશંસા

કરતી અને મારો આદર કરતી. હવે હું જ્યારે મુંડ થઈને પ્રવ્રજિત થઈ છું ત્યારે પરવશ હોવાને લીધે આ શ્રમણીઓ મારું અપમાન કરી મારો તિરસ્કાર કરે છે. માટે આવતી કાલે જ સવારના અહીંથી નીકળી આ લોકોથી અળગી થઈ ને હું જુદા ઉપાશ્રયમાં રહીશ.

સુકુમાલિકા સ્વચ્છંદી હતી તેથી તેને કોઈએ અટકાવી નહિ. એટલે તે જુદા ઉપાશ્રયમાં જઈ ને નિરંકુશપણે રહેવા લાગી. ત્યાં તે પોતાનાં સંયમ અને શીલમાં ઘણી પાછી પડી અને એ રીતે કેટલોક વખત પસાર થયા બાદ કાળધર્મ પામી તે ઈશાનકલ્પમાં ઘણા લાંબા આયુષ્યવાળી સુકુમાલિકા નામની દેવી થઈ.

ત્યાંથી તે પંચાલ દેશના કાંપિલ્ય[૫] નગરમાં દ્રુપદ[૬] રાજાને ઘેર ચુલણીની કુક્ષીએ પુત્રી તરીકે અવતરી. માતાપિતાએ તેનું નામ દ્રૌપદી રાખ્યું. તેને ધૃષ્ટદ્યુમ્ન નામનો એક યુવરાજ ભાઈ પણ હતો.

દ્રૌપદી દિવસ જતાં યુવતી થઈ. એક વાર તે નાહીધોઈ, વિભૂષિત થઈને રાજાને પગે લાગવા સભામાં આવી. પુત્રીને ખોળામાં બેસારી તેના માથા ઉપર હાથ મૂકી રાજાએ તેને કહ્યું કે "હે પુત્રી તને હું મારી મરજીમાં આવે ત્યાં પરણાવું તો કદાચ તું દુઃખી પણ થાય અને મને મનમાં જીવનભરનું શલ્ય રહી જાય. માટે તેમ ન કરતાં હું તારે માટે સ્વયંવર કરું જેથી તું તારી ઇચ્છા પ્રમાણે વર પસંદ કરી શકે." એમ કહીને આશીર્વાદ આપી રાજાએ પુત્રીને વિદાય કરી.

ત્યારબાદ રાજાએ કૃષ્ણવાસુદેવ, સમુદ્રવિજયપ્રમુખ

દશ દશાર્હ, બળદેવપ્રમુખ પાંચ મહાવીર, ઉગ્રસેનપ્રમુખ ૧૬,૦૦૦ રાજાઓ, પ્રદ્યુમ્નપ્રમુખ સાડાત્રણ કોડી રાજકુમારો, શાંબપ્રમુખ ૬૦,૦૦૦ દુર્દાન્ત બળવાનો, વીરસેનપ્રમુખ ૨૧,૦૦૦ વીરપુરુષો, મહસેન પ્રમુખ ૫૬,૦૦૦ પરાક્રમી પુરુષો તથા અનેક રાજાઓ, ઈશ્વરો, તલવરો, માંડળિકો, કૌટુંબિકો, ઇભ્યો, શેઠશાહુકારો, સેનાપતિઓ અને મોટા મોટા સાર્થવાહો વગેરેને સ્વયંવરમાં બોલાવવા દૂતને દ્વારિકા જવાનો હુકમ કર્યો.

દૂત તૈયાર થઈ, કવચ પહેરેલા, આયુધ અને પ્રહરણો વાળા અનેક પુરુષોને સાથે લઈને. તથા ઘોડાજોડેલા રથમાં બેસી, પંચાલદેશની વચ્ચે થઈ તેની સરહદ ઉપર આવ્યો. ત્યાંથી સૌરાષ્ટ્ર દેશમાં દાખલ થઈ દ્વારિકામાં કૃષ્ણવાસુદેવની ઉપસ્થાનશાળામાં આવીને તેણે કૃષ્ણને દ્રુપદનો સંદેશો કહી સંભળાવ્યો.

કૃષ્ણે તેની હકીકત સાંભળીને પોતાના બધા સમુદાયને ભેગો કરવા સુધર્મા સભામાં રહેલી સામુદાયિક ભેરી વગાડાવી. ભેરી સાંભળીને સમુદ્રવિજય વગેરે કૃષ્ણ પાસે આવ્યા. આવેલા બધા લોકોને કૃષ્ણે પોતાની સાથે દ્રૌપદીના સ્વયંવરમાં આવવા તૈયાર થવાની સૂચના કરી. તે મુજબ બધા તૈયાર થઈ કૃષ્ણ સાથે સૌરાષ્ટ્રની વચ્ચે થઈ, સરહદ વટાવી, પંચાલના કંપિલપુરમાં મોટી ધામધૂમથી આવી પહોંચ્યા. તેમની સાથે અનંગસેના વગેરે હજારો ગણિકાઓ પણ હતી.

દ્રુપદરાજાએ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ એ પાંચે પુત્રો સહિત પાંડુરાજાને, સો ભાઈઓવાળા દુર્યોધનને, ગાંગેય, વિદુર, દ્રોણ, જયદ્રથ, કલીબ અને અશ્વ-

ત્થામાને સ્વયંવરમાં બોલાવવા બીજો દૂત હસ્તિનાપુરમાં મોકલ્યો. ત્રીજા દૂતને અંગરાજ કર્ણ, સેલ્લક, અને નંદી રાજાને બોલાવવા ચંપામાં મોકલ્યો. ચોથાને પાંચસો ભાઈઓવાળા, દમઘોષના પુત્ર શિશુપાળને બોલાવવા શુક્તિમતી મોકલ્યો. પાંચમાને દમદંતને બોલાવવા હસ્તિશીર્ષ મોકલ્યો. છઠ્ઠાને ધરરાજાને બોલાવવા મથુરા મોકલ્યો. સાતમાને જરાસંધના પુત્ર સહદેવને બોલાવવા રાજગૃહ મોકલ્યો. આઠમાને ભેસગના પુત્ર રુકિમને બોલાવવા કૌંડિન્ય નગરમાં મોકલ્યો. અને સો ભાઈઓ સાથે કીચકને બોલાવવા નવમાને વિરાટ નગરમાં મોકલ્યો. તે ઉપરાંત દશમા દૂતને બીજાં અનેક ગામ તથા નગરના રાજાઓને બોલાવવા સૂચના કરી.

એ બધા રાજાઓ દ્રુપદના આમંત્રણથી ધામધૂમ સાથે કંપિલપુરમાં આવી પહોંચ્યા. રાજા દ્રુપદે તેઓનું સ્વાગત કરીને તેમને યોગ્ય ઉતારા આપ્યા.

કંપિલ નગરીની બહાર ગંગા નદીને કાંઠે રાજા દ્રુપદે એક મોટો સ્વયંવરમંડપ તૈયાર કરાવ્યો હતો. તેમાં સ્તંભો ઉપર ક્રીડા કરતી અનેક પૂતળીઓ ગોઠવી હતી, શોભા વધારે તેવા અનેક સ્તંભો ઊભા કર્યા હતા અને તેને બની શકે, તેટલો સુંદર અને આકર્ષક બનાવવામાં આવ્યો હતો.

સ્વયંવરમાં આવેલા બધા રાજાઓને રાજા દ્રુપદ તેમના ઉતારામાં જ હરરોજ વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, સુરા, મદ્ય, માંસ, સીધુ અને પ્રસન્ના તથા અનેક પ્રકારનાં પુષ્પો, વસ્ત્રો, ગંધો, માલ્યો અને અલંકારો મોકલાવ્યા કરે છે અને તે બધા તેમનો ઉપભોગ કરતા, ગાનતાન સાંભળતા,

નાટકો જોતા અને અનેક પ્રકારના વિલાસો કરતા આનંદથી રહે છે.

ત્યાર બાદ એક દિવસ દ્રુપદ રાજાએ ઘોષણા કરાવી કે "આવતી કાલે સવારના પહોરમાં દ્રૌપદીનો સ્વયંવર થશે. માટે બધા રાજાઓએ દ્રુપદ ઉપર કૃપા કરીને નાહીધોઈ, વિભૂષિત થઈને પોતપોતાના વૈભવ સાથે વહેલા પધારવું અને દ્રૌપદીની વાટ જોતા, પોતપોતાના નામથી અંકિત થયેલા આસન ઉપર મંડપમાં બેસવું."

દ્રુપદ રાજાએ મંડપમાં ચારે બાજુ ફૂલની માળાઓ લટકાવરાવી, અનેક પ્રકારના સુગંધી ધૂપોથી ભરેલાં ધૂપધાણાં મુકાવ્યાં, અને વધારાના પ્રેક્ષકો માટે પગથિયાંના આકારે માંચાઓ એક ઉપર એક ગોઠવાવ્યા.

વખત થતાં બધા રાજાઓ મંડપમાં આવી પહોંચ્યા. રાજા દ્રુપદ પણ આવીને બધાઓનો સત્કાર કરી, કૃષ્ણ વાસુદેવને શ્વેત ચામર ઢોળતો ઊભો રહ્યો.

દ્રૌપદી નાહી, બલિકર્મ કરી, મંદિરને યોગ્ય શુદ્ધ વસ્ત્રો બદલી, જિનગૃહમાં ગઈ. ત્યાં તેણે જિન પ્રતિમાને જોતાં જ પ્રણામ કર્યા, લોમહસ્તક લઈને પ્રતિમાઓને પરામર્શી અને સૂર્યાભદેવની પેઠે પ્રતિમાઓની પૂજા કરી ધૂપ કર્યો. ત્યારબાદ ડાબા જાનુને ઊંચો કરી, જમણો જાનુ નીચે સ્થાપી, ત્રણ વાર માથું નમાવી, પ્રતિમાની સ્તુતિ કરતી બોલીઃ—

"नमोत्थु णं अरिहंताणं, भगवंताणं जाव संपत्ताणं"

પછી તે અંતઃપુરમાં ગઈ તથા સર્વાલંકારવિભૂષિત થઈને પોતાના ભાઈ ધૃષ્ટદ્યુમ્નથી હંકાતા અશ્વરથમાં બેસી,

અનેક દાસદાસીઓ તથા પોતાની ક્રીડાપિકા ધાત્રી અને લેખિકા દાસી સાથે સ્વયંવરમંડપમાં આવી.

આવતાં વેંત જ તેણે નમ્રતાપૂર્વક બધા રાજાઓને પ્રણામ કર્યાં. પછી હાથમાં દર્પણવાળી ધાત્રીને સાથે લઈને તે સ્વયંવ-રમાં ગજગતિથી ફરવા લાગી. દર્પણમાં જે રાજાનું પ્રતિ-બિંબ પડતું તે રાજાનાં વંશ, નામ, ગોત્ર, સત્ત્વ, સામર્થ્ય, પરાક્રમ, લાવણ્ય, શાસ્ત્રાભ્યાસ, માહાત્મ્ય, રૂપ, યૌવન, કુલ અને શીલ તે ધાત્રી દ્રૌપદીને વર્ણવી બતાવતી.

તે પ્રમાણે દર્પણમાં પડતાં રાજાઓનાં પ્રતિબિંબ જોતી તથા ધાત્રીએ કહેલું વર્ણન સાંભળતી સાંભળતી દ્રૌપદી હજારો રાજકુમારોને વટાવીને જ્યાં પાંડવો હતા ત્યાં આવી.

તેણે પાંચે પાંડવોને પાંચ વર્ણનાં પુષ્પની વરમાળાથી આવેષ્ટિત પરિવેષ્ટિત કર્યા અને કહ્યું:–" આ પાંચ પાંડવને હું વરી."

તરતજ બધા લોકોએ "ઠીક કર્યું," "ઠીક કર્યું." એવી ઘોષણા કરી. ત્યારબાદ બીજા બધા રાજાઓ પોતપો-તાને ઉતારે પાછા ચાલ્યા ગયા.

પછી ધૃષ્ટદ્યુમ્ન પાંચ પાંડવ અને દ્રૌપદીને અશ્વરથમાં બેસાડી દ્રુપદના રાજમહેલમાં લાવ્યો. રાજા દ્રુપદે પાંચ પાંડવો અને દ્રૌપદીને પાટ ઉપર બેસાડી અભિષેક કરાવ્યો, હોમ કરાવ્યો, અને પાંચે પાંડવો સાથે દ્રૌપદીનું પાણિગ્રહણ કરાવ્યું તથા પ્રીતિદાનમાં અનેક દાસદાસીઓ સાથે વિપુલ ધન આપ્યું.

ત્યાર બાદ દ્રુપદ રાજાએ વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ તૈયાર કરાવીને આવેલા રાજાઓને ખૂબ આદરથી

જમાડયા અને વિદાય કર્યા. તે વખતે પાંડુરાજાએ તે બધા જ રાજાઓને પાંડવો અને દ્રૌપદીના પાણિગ્રહણ ઉત્સવ વખતે હસ્તિનાપુરમાં આવવા વિનંતિ કરી.

પાંડુ રાજાએ હસ્તિનાપુરમાં સાત સાત માળના ઊંચા પાંચ મહેલો તૈયાર કરાવ્યા અને તે તૈયાર થયે પોતાના પાંચ પુત્રો અને દ્રૌપદીને લઈને મોટા પરિવાર સાથે તે કંપિલપુરથી નીકળી હસ્તિનાપુર આવ્યો.

ત્યાં તેણે ગામ બહાર એક મોટો મંડપ કરાવ્યો. યોગ્ય વખતે નોતરેલા બધા રાજાઓ આવી પહોંચ્યા. દ્રુપદની પેઠે પાંડુએ પણ તેમનો સારી રીતે સત્કાર કર્યો તથા તે બધાની સમક્ષમાં તેણે પાંચ પાંડવો અને દ્રૌપદીને સાથે પાટ ઉપર બેસાડી અભિષેક કરાવ્યો. ત્યાર બાદ આવેલા રાજાઓને ઘણા આદર સાથે વિસર્જિત કર્યા.

હવે પાંચે પાંડવો દ્રૌપદી સાથે સુખવિલાસથી રહેવા લાગ્યા. એવામાં એક વાર મૃગચર્મના ઉત્તરાસંગવાળા, હાથમાં દંડ અને કમંડલુ ધારણ કરનારા, જટાધારી, જનોઈ, ગણેત્રિકા, મુંજમેખલા ને વલ્કલ પહેરનારા, કચ્છપી વીણા વગાડનારા, કજિયાખોર, મધ્યસ્થ અને ગાંધર્વપ્રિય એવા કચ્છુ નારદ કજિયાની શોધમાં પાંડુરાજાના મહેલમાં આકાશમાંથી ઊતરીને આવી પહોંચ્યા.

નારદને આવતા જોઈને પાંચે પાંડવો, કુંતી અને પાંડુરાજાએ આસનથી ઊઠી, સાત આઠ પગલાં નારદની સામે જઈ તેમની પ્રદક્ષિણા કરી, વંદન અને નમનથી તેમનો સત્કાર કર્યો તથા જમીન ઉપર પાણી છાંટી તેમને બેસવા માટે

દર્ભ ઉપર આસન પાથર્યું.

આ આસને બેસીને નારદે રાજાનું, રાજકુટુંબનું અને અંતઃપુરનું કુશળમંગળ પૂછ્યું. તે વખતે નારદને અસંયત તથા પાપથી અવિરત સમજીને દ્રૌપદીએ તેમનો આદર ન કર્યો, તેમનું સંમાન ન કર્યું અને પાંડવોની પેઠે તેમની ઉપાસના પણ ન કરી.

નારદને મનમાં વિચાર આવ્યો કે પાંચ પાંડવોમાં અનુબદ્ધ થયેલી દ્રૌપદી, રૂપ અને લાવણ્યના જોસમાં મારો આદર તથા ઉપાસના નથી કરતી. માટે મારે ઋષિના અનાદરનું ફળ તેને બતાવવું જોઈએ.

હવે નારદ પાંડુને કુશળમંગળ પૂછીને પૂર્વ દિશા તરફ લવણસમુદ્રની વચ્ચેના માર્ગ ઉપર આકાશમાં વિહરવા લાગ્યા. તે વખતે ધાતકીખંડ દ્વીપમાં, પૂર્વના દક્ષિણાર્ધ ભરતની અપરકંકામાં પદ્મનાભ નામે રાજા હતો. તેને સાતસો રાણીઓ અને સુનાભ નામે યુવરાજ પુત્ર હતો.

તે રાજા બધી રાણીઓ સાથે અંતઃપુરમાં સિંહાસન ઉપર બેઠો હતો. તે વખતે નારદ ઋષિ તેના ભવનમાં આકાશથી ઊતર્યા. પદ્મનાભે પાંડુની પેઠે તેમનો આદર કર્યો અને બેસવાનું દર્ભાસન આપ્યું.

નારદે રાજાને કુશળમંગળ પૂછ્યા. પછી રાજાએ તેમને કહ્યું કે "હે દેવાનુપ્રિય! તમે ગામેગામ ઘરેઘરના માહિતગાર છો. તો તમે કહો કે મારા જેવું અંતઃપુર તમે ક્યાંય જોયું?"

નારદ થોડું હસ્યા અને લાગ જોઈને બોલ્યાઃ–"હે રાજા! તું તો કૂવાનો દેડકો છે. હસ્તિનાપુરના રાજા પાંડુના

પુત્રોની ભાર્યા દ્રૌપદીના પગના અંગૂઠાના સોમા ભાગ બરાબર પણુ તારું અંતઃપુર નથી." આટલું કહી પદ્મનાભનું કુશળ પૂછી નારદ આકાશમાં વિહરવા લાગ્યા.

નારદની વાત સાંભળીને રાજા પદ્મનાભ દ્રૌપદીના રૂપ-લાવણ્યમાં મોહ પામ્યો. તેણે પૌષધશાળામાં જઈ પોતાના પૂર્વના મિત્ર દેવને બોલાવવા અભયકુમારની પેઠે વિશિષ્ટ તપ અને સંકલ્પ ધારણ કર્યાં. તેનાં તપ અને સંકલ્પના બળથી ખેંચાઈ આવેલા દેવને તેણે કહ્યું:–"હે દેવાનુપ્રિય! હું દ્રૌપદીને ઇચ્છું છું. માટે તું તેને અહીં ઉપાડી લાવ."

દેવ બોલ્યો:–"પાંચ પાંડવોને મૂકીને દ્રૌપદી બીજા કોઈ પણ સાથે રાજીખુશીથી એક ક્ષણ પણ રહેવાની નથી એ વાત ચોક્કસ છે. પણ માત્ર તારી મરજી છે તેટલાજ કારણે હું દ્રૌપદીને અહીં ઉપાડી લાવીશ." આમ કહીને તે દેવ લવણસમુદ્રની વચ્ચે થઈને, હસ્તિનાપુર જઈ, અગાસીમાં યુધિષ્ઠિર સાથે સુખે સૂતેલી દ્રૌપદીને ઉપાડી ઝપાટાબંધ પદ્મનાભના ભવનમાં લાવ્યો અને ત્યાંની અશોકવનિકામાં તેને રાખી, દ્રૌપદી લાવ્યાની ખબર પદ્મનાભને આપીને પોતાને સ્થાને પાછો ચાલ્યો ગયો.

ઘડી બેઘડીમાં તો દ્રૌપદી જાગી ઊઠી. પોતે જ્યાં હતી તે સ્થાન તેને ખૂબ અપરિચિત લાગ્યું. તેને એમ થયું કે આ મારું ભુવન કે મારી અશોકવનિકા નથી. મને કોઈ દેવે, દાનવે, કિંપુરુષે, કિંનરે, મહોરગે કે ગંધર્વે કોઈ બીજા રાજાની અશોકવનિકામાં લાવીને મૂકી દીધી છે.

દ્રૌપદી આમ શોચ કરતી હતી તેવામાં રાજા પદ્મનાભ

બનીઠનીને તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો:-“ હે દેવાનુ-પ્રિયે! તું શો વિચાર કરે છે? તને મેં મારે માટે અહીં તેડી મંગાવી છે માટે મારી સાથે રહીને તું આનંદ કર.”

દ્રૌપદીએ યુક્તિથી જવાબ આપ્યો કે “ ભારતવર્ષની દ્વારિકામાં મારા સ્વામીનો ભાઈ કૃષ્ણ વાસુદેવ રહે છે. તે જો છ મહિનાની અંદર મારી કંઈ ભાળ ન કાઢે તો હે રાજા! પછીથી તું કહીશ તેમ હું કરીશ.”

દ્રૌપદીનું વચન સાંભળીને પદ્મનાભે તેને કન્યાઓના અંતઃપુરમાં મૂકી અને ઝાઝી કનડગત ન કરી. ત્યાં દ્રૌપદી આંતરે આંતરે બબ્બે ઉપવાસ અને પારણે પારણે આયંબિલનું ઉગ્ર તપ કરતી રહેવા લાગી.

આ તરફ યુધિષ્ઠિર જાગ્યો અને દ્રૌપદીને ન જોતાં વિહ્વલ થઈને આમ તેમ તપાસ કરવા લાગ્યો. મહેલમાં ક્યાંય તેની ભાળ ન મળતાં તેણે પાંડુને તે વાતની ખબર કહી. પાંડુએ પણ હસ્તિનાપુરને ખૂણે ખૂણે દ્રૌપદીની તપાસ માટે ઘોષણા કરાવી અને કહ્યું કે જે તેની ભાળ આપશે તેને તે ઇચ્છે તેટલું ધન આપવામાં આવશે.

પરંતુ જ્યારે હસ્તિનાપુરમાં તેનો કશો પત્તો લાગ્યો નહિ ત્યારે પાંડુએ કુંતીને દ્વારકામાં કૃષ્ણ પાસે દ્રૌપદીની શોધ કરાવવા જવાનું કહ્યું. કુંતી નાહીધોઈ, બલિકર્મ કરી, હાથી ઉપર બેસી દ્વારિકા તરફ જવા નીકળી અને ત્યાંના અગ્રોદ્યાનમાં જઈ પહોંચીને પોતાના આવ્યાની ખબર તેણે કૃષ્ણને કહેવરાવી.

કૃષ્ણ આવીને પોતાની ફોઈને પગે પડયો અને તેને પોતાના આવાસમાં લઈ ગયો. ત્યાં ગયા બાદ આવવાનું

પ્રયોજન પૂછતાં કુંતીએ દ્રૌપદીના ગુમ થવાની વાત જણાવી.

કૃષ્ણે કહ્યું:–"ફોઈ તમે જરા પણ ચિંતા ન કરશો. દ્રૌપદીની ભાળ પાતાળમાં, અસુરોનાં ભવનોમાં, અર્ધભરતમાં કે બીજે ગમે ત્યાં મેળવ્યા પછી જ હું જંપીશ." આમ આશ્વાસન આપીને તેણે કુંતીને પાછી હસ્તિનાપુર વિદાય કરી.

ત્યારબાદ કૃષ્ણે પણ પાંડુની પેઠે દ્વારિકામાં દ્રૌપદીની ભાળ મેળવવા ખૂણે ખૂણે ઘોષણા કરાવી પણ ક્યાંય તેનો પત્તો ન ખાધો.

હવે એકવાર કૃષ્ણ પોતાના અંતઃપુરમાં હતો તે વખતે નારદ આકાશમાંથી ત્યાં ઊતર્યા. કૃષ્ણે પાંડુની પેઠે તેમનો સત્કાર કર્યો અને પૂછ્યું:–"હે દેવાનુપ્રિય! તમે ગામેગામ ઘરે ઘરે ફરો છો. તમે ક્યાંય દ્રૌપદી હોવાની વાત સાંભળી છે." ?

નારદે જવાબ આપ્યો:–"હે રાજા! હું અપરકંકામાં ગયેલો ત્યારે ત્યાં પદ્મનાભના ભવનમાં જેવી પૂર્વે જોઈ હતી તેવી દ્રૌપદીને જોઈ હતી."

કૃષ્ણે નારદને કહ્યું કે "હે દેવાનુપ્રિય! આ બધું તમારું જ કામ લાગે છે!"

દ્રૌપદીના સમાચાર મળતાં જ કૃષ્ણે તે ખબર પાંડુને હસ્તિનાપુર મોકલી અને ચતુરંગી સેના સાથે તૈયાર થઈ રહી પોતાની વાટ જોવાનું પાંડવોને કહેવરાવ્યું.

ત્યાર બાદ કૃષ્ણે દ્વારિકામાં સંનાહિકા ભેરી વગડાવી

અને પોતાના બધા પરાક્રમી યોદ્ધાઓને તૈયાર થવાની સૂચના આપી.

એમ અનેક વીર પુરુષો અને મોટી સેનાથી વીંટળાયેલો કૃષ્ણ વાસુદેવ હાથી ઉપર બેસીને હસ્તિનાપુર આવી પહોંચ્યો તથા પાંડવોને સાથે લઈને અપરકંકા તરફ ચાલ્યો.

રસ્તામાં પડાવ નાખી, કૃષ્ણે પૌષધશાળામાં જઈને લવણસમુદ્રના અધિષ્ઠાતા સુસ્થિત દેવને ત્રણ દિવસના[૯] તપ અને સંકલ્પથી પોતાની પાસે બોલાવ્યો તથા તેને પોતે અપરકંકા શા માટે જાય છે તે વાત કહી સંભળાવી અને વચ્ચે માર્ગમાં આવતા લવણસમુદ્રને પાર કરવા તેમાં માર્ગ કરી આપવાની સૂચના કરી.

તે દેવે કૃષ્ણને કહ્યું:–"હે દેવાનુપ્રિય! તું કહે તો હું જ દ્રૌપદીને અહીં ઉપાડી લાવું અને પદ્મનાભ રાજાને તેની સેના સહિત લવણસમુદ્રમાં ફેંકી દઉં."

કૃષ્ણે જવાબ આપ્યો:–"હે દેવાનુપ્રિય! તારે એટલી બધી તકલીફ લેવાની જરૂર નથી. માત્ર અમારા છ રથ જઈ શકે તે માટે લવણસમુદ્રમાં માર્ગ કરી આપ એટલું ઘણું છે.

પછી પોતાની બધી સેનાને પાછી વાળીને કૃષ્ણ તથા પાંડવોએ લવણસમુદ્રમાં પોતાના રથો ઉતાર્યા અને તેની વચ્ચે થઈને ઝપાટાબંધ તેઓ અપરકંકાના અગ્રોદ્યાનમાં પહોંચી ગયા.

ત્યાં રથ ઊભા રાખીને કૃષ્ણે પોતાના દારુક સારથીને ભાલામાં ભરાવેલા લેખ સાથે પદ્મનાભ પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે "કાં તો દ્રૌપદીને પાછી આપ કે યુદ્ધ માટે તૈયાર થા."

દૂતે ત્યાં જઈને પોતા તરફથી રાજાને પ્રણામ કરીને કૃષ્ણનો સંદેશો કહેવા ભાલામાં ભરાવેલો લેખ આગળ ધર્યો અને દ્રૌપદીને પાછી આપવાની કે યુદ્ધ માટે તૈયાર થવાની હાકલ કરી.

પદ્મનાભ તે સાંભળી ખૂબ ગુસ્સે થયો અને રાજનીતિશાસ્ત્રમાં દૂત અવધ્ય હોવાથી તેને ન મારતાં તેનું અપમાન કરીને પાછલે દરવાજેથી તેને કાઢી મૂક્યો અને કહ્યું:–"તારા કૃષ્ણને કહેજે કે હું પોતે જ યુદ્ધ માટે સજ્જિત થઈને બહાર આવું છું."

ત્યાર પછી પદ્મનાભે પોતાની સેના તૈયાર કરાવી તથા પોતે પોતાના મુખ્ય હસ્તી ઉપર બેસી યુદ્ધ માટે કૃષ્ણ હતા ત્યાં ગયો. તેને દૂરથી આવતો જોઈને વાસુદેવે પાંડવોને પૂછ્યું:– "છોકરાઓ! તમે લડશો કે મારી લડાઈ જોશો?"

પાંડવોએ કૃષ્ણને પોતાની લડાઈ જોવાનું કહ્યું. પદ્મનાભે ઝપાટાબંધ પાંડવોને હંફાવીને વિખેરી નાખ્યા તથા તેમના રથો અને તે ઉપરના વિજયધ્વજો તોડીફાડીને ફેંકી દીધા.

હારેલા પાંડવો વીલે મોંઢે કૃષ્ણ પાસે પાછા આવ્યા. તેણે પૂછ્યું:–"તમે શું ધારીને તેની સામે થયા હતા?"

પાંડવોએ જવાબ આપ્યો:–"અમે તો ખાસ કંઈ વિચાર કર્યા વિના માત્ર તમારી અનુમતિ લઈ ને તેની સામે થયા હતા."

કૃષ્ણે કહ્યું:—"એથી જ તો તમે હાર્યા છો. તમે જ રાજા છો અને પદ્મનાભ નથી એવા સંકલ્પથી જો તમે લડ્યા

હોત તો તે ક્યારનોય નાસી ગયો હોત. હવે હું પોતે રાજા છું અને એ રાજા નથી એવા દૃઢ સંકલ્પથી લડું છું તે તમે જુઓ."

એમ કહીને કૃષ્ણ પદ્મનાભની સામે ગયો. જતાં વેંત જ તેણે રિપુની સેનાનો નાશ કરનારો પોતાનો પાંચજન્ય શંખ ફૂંક્યો. તેના અવાજથી પદ્મનાભના સૈન્યનો એક તૃતીયાંશ ભાગ તો નાસી જ ગયો. પછી કૃષ્ણે પોતાનું ધનુષ્ય લીધું, દોરી ચડાવી અને ટંકારવ કર્યો એટલામાં વળી બીજો તૃતીયાંશ ભાગ નાસી ગયો.

પોતે ઘણો અશક્ત છે અને સૈન્ય ઘણું થોડું છે એમ સમજીને પદ્મનાભ અપરકંકાના દરવાજા બંધ કરીને તેમાં પેસી ગયો. કૃષ્ણે અપરકંકા તરફ જઈને નરસિંહરૂપ[૧૦] ધારણ કરી મોટા અવાજથી પોતાના પગ પછાડ્યા. તે અવાજથી રાજ-કિલ્લા, ગોપુર વગેરે ખખળીને પડી ગયું.

અપરકંકાને ભોંયભેગી થયેલી જોઈને ભય પામેલો પદ્મ-નાભ દ્રૌપદીને શરણે ગયો. દ્રૌપદીએ તેને કહ્યું કે "મને અહીં આણતાં તેં કૃષ્ણ જેવા વીર પુરુષને વિફરાવેલો છે એ નહિ જાણેલું?" હજુ પણ તું આમ કર–નાહી, ભીને કપડે, વસ્ત્રના છેડા છૂટા રાખી, અંતઃપુર સાથે ઉત્તમ નજરાણાં લઈ, મને આગળ કરીને તું કૃષ્ણને શરણે જા. કારણ કે ઉત્તમ પુરુષો હંમેશાં શરણે આવેલા ઉપર કૃપાવંત હોય છે."

પદ્મનાભે દ્રૌપદીના કહ્યા પ્રમાણે જઈને કૃષ્ણને દ્રૌપદી પાછી સોંપી. કૃષ્ણે પદ્મનાભને ઠપકો આપતાં કહ્યું કે "હે પદ્મનાભ! મારી બેન દ્રૌપદીને અહીં લાવતાં તેં નહિ જાણેલું

કે તેં મૃત્યુ જ નોતર્યું હતું? છતાં હવે તારે મારાથી બીવાનું કારણુ નથી."

એમ કહી કૃષ્ણે પદ્મનાભને પોતાની રાજધાનીમાં પાછા જવાની રજા આપી તથા પોતે દ્રૌપદીને સાથે લઈને પાંડવો પાસે આવ્યો. એ બધા, ત્યારબાદ, લવણુસમુદ્રની વચ્ચે થઈને જંબુદ્રીપના ભરતમાં પાછા જવા નીકળ્યા.

એ વખતે ધાતકીખંડદ્રીપના પૂર્વાર્ધ ભરતમાં ચંપાનો રાજા કપિલ નામે વાસુદેવ હતો. એકવાર એ ચંપામાં મુનિ સુવ્રત અર્હત ફરતા ફરતા આવીને ત્યાંના પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા.

જે વખતે કૃષ્ણ વાસુદેવે અપરકંકામાં પોતાનો પાંચજન્ય શંખ ફૂંક્યો તે વખતે આ કપિલ વાસુદેવ મુનિ સુવ્રત અર્હતની પાસે ધર્મપ્રવચન સાંભળતો હતો. તેણે તે શંખનાદ સાંભળ્યો એટલે તેને વિચાર થયો કે ધાતકીખંડના ભરતમાં મારા જેવો કોઈ વાસુદેવ થયો કે શું? આવો શંખનો શબ્દ વાસુદેવ સિવાય બીજા કોઈનો હોઈ શકે નહિ.

પણ તેની શંકાનું નિરાકરણ કરતાં મુનિ સુવ્રત અર્હતે કહ્યું કે એ શબ્દ તો અપરકંકાના રાજા પદ્મનાભના પંજામાં સપડાયેલી પાંચ પાંડવોની ભાર્યા દ્રૌપદીને છોડાવવા આવેલા દ્વારિકાના વાસુદેવ કૃષ્ણના શંખનો છે. તારા જેવો બીજો વાસુદેવ અહીં ઊભો થયો નથી. એક સાથે એકજ ક્ષેત્રમાં બે વાસુદેવ કદી થતા પણ નથી અને એક બીજાને જોઈ પણ શકતા નથી.[૧૧] તો પણ તું લવણુસમુદ્રની વચ્ચે થઈને પસાર થતા કૃષ્ણ વાસુદેવના રથના ધજાગરાને જોઈ શકીશ.

કપિલ વાસુદેવ, મુનિ સુવ્રત અર્હંતને પ્રણામ કરી, હસ્તી ઉપર બેસી લવણસમુદ્રના વેલાકુળે (કિનારે) આવ્યો અને દૂરથી કૃષ્ણ વાસુદેવના ધજાગરાને જોઈને તેણે પોતાનો પાંચજન્ય શંખ વગાડ્યો. કૃષ્ણે પણ સામો પોતાનો શંખ વગાડ્યો. આ રીતે બંને પોતપોતાના શંખના શબ્દદ્વારા મળ્યા.

કપિલ વાસુદેવે અપરકંકાના રાજા પદ્મનાભને, દ્રૌપદીને સતાવવા બદ્દલ ઠપકો આપ્યો અને તેને દેશવટો આપી તેની જગાએ તેના પુત્રને અપરકંકાની ગાદીએ બેસાડ્યો.

પાંડવો અને વાસુદેવ મુસાફરી કરતા કરતા ગંગા નદી પાસે આવ્યા. ત્યાં વાસુદેવે પાંડવોને કહ્યું કે "તમે ગંગાને ઊતરી જાઓ. હું આ લવણસમુદ્રના માલિક સુસ્થિત દેવને મળીને આવું છું."

પાંડવો ત્યાંની એક નાવદ્વારા ગંગા ઊતરી ગયા. પછી કૃષ્ણ વાસુદેવ ગંગાને હાથથી તરી શકે છે કે નહિ એ જાણવાના કૌતુકથી તેમણે તે નાવ સંતાડી દીધી અને કૃષ્ણની વાટ જોતા સામે કાંઠે બેઠા.

સુસ્થિતને મળી આવીને કૃષ્ણે ગંગા ઊતરવા માટે નાવની તપાસ કરી પણ તેને ક્યાંય મળી નહિ. ત્યારે તેણે એક હાથમાં ઘોડા અને સારથી સાથે રથ ઉપાડ્યો અને બીજે હાથે સાડી બાસઠ જોજન પહોળી ગંગાને તે તરવા લાગ્યો. પરંતુ અધવચ આવતાં તે થાકી ગયો અને પરસેવાથી રેબઝેબ થઈ ગયો. તેણે મનમાં ને મનમાં આવી વિશાળ ગંગાને હાથથી તરી જનાર પાંડવોનાં વખાણ કર્યાં. પણ પાંડવોનું આ બળ જોતાં તેઓ પદ્મનાભ સાથે યુદ્ધમાં

કેમ કરીને હારી ગયા તે તેને સમજાયું નહિ.

જેમતેમ કરીને તેણે મહા મુસીબતે ગંગા પાર કરી. તથા થોડો થાક ખાઈ પાંડવો પાસે આવી તેમની સમક્ષમાં તેણે તેમનાં ખૂબ વખાણ કર્યાં. પાંડવોએ તો નિખાલસ દિલથી સ્પષ્ટ કહી દીધું કે અમે ગંગાને હાથથી તર્યા નથી પણ નાવથી તર્યા છીએ. આ તો તમારું બળ જોવા અમે હોડી સંતાડી દીધી હતી.

આ વાત સાંભળતાંજ કૃષ્ણને ઘણો ગુસ્સો ચઢ્યો અને ભવાં ચડાવીને તે બોલ્યોઃ–"જ્યારે મેં એકલાએ દ્રૌપદીને બચાવી ત્યારે તમે મારું બળ ન જાણી શકયા કે અત્યારે મને આમ હેરાન કર્યો?"

ગુસ્સામાં ને ગુસ્સામાં કૃષ્ણે એક લોહદંડથી પાંડવોના બધા રથો ચૂરી નાખ્યા અને તેમને દેશનિકાલ થવાની આજ્ઞા આપી. તે પ્રસંગના સ્મારક તરીકે તેણે ત્યાં રથમર્દન નામનો કોટ બંધાવ્યો.

પછી કૃષ્ણ પોતાના શિબિરમાં આવી પહોંચ્યા અને સૈન્યને સાથે લઈ દ્વારકાં પાછા ગયા.

પાંડવોએ હસ્તિનાપુરમાં આવીને પોતાના પિતાને કૃષ્ણે તેમને કરેલી દેશનિકાલની આજ્ઞાની વાત કરી તથા તેનું કારણ પણ કહી સંભળાવ્યું. પાંડુએ પણ તેમને ખૂબ ઠપકો આપ્યો.

પછી પાંડુએ કુંતીને બોલાવીને કૃષ્ણ પાસે દ્વારકાં મોકલી અને તેની સાથે કહેવરાવ્યું કે તમે દેશનિકાલ કરેલા પાંડવો કયી દિશામાં અને કયા ખૂણામાં જાય? તમારું સા-

ગ્રાજ્ય તો આખા દક્ષિણાર્ધ ભરતમાં છે.

કુંતીએ કહેલી વાત સાંભળીને વાસુદેવે કહ્યું કે દક્ષિણ સમુદ્રને કાંઠે તેઓ પાંડુમથુરા[૧૨] વસાવે અને મારી નજરે કદી ન પડે તે રીતે રહે.

પાંડવો હસ્તિનાપુરથી નીકળી કૃષ્ણના કહ્યા પ્રમાણે પાંડુમથુરા વસાવી સુખે સુખે રહેવા લાગ્યા. વખત જતાં દ્રૌપદી સગર્ભા થઈ અને નવ મહિના પૂરા થયે તેણે એક સુંદર અને સુકુમાર પુત્રને જન્મ આપ્યો.

જાતકર્માદિ સંસ્કારો પૂરા થયા પછી બારમે દિવસે દ્રૌપદીએ અને પાંડવોએ મળીને તેનું નામ પાંડુસેન પાડ્યું. દિવસ જતાં પાંડુસેન મોટો થયો અને ૭૨ કળામાં નિપુણ થઈ ભોગસમર્થ યુવરાજ થયો.

તે વખતે ત્યાં ધર્મઘોષ નામે સ્થવિર ફરતા ફરતા આવી પહોંચ્યા. પાંડવોએ તેમની પાસે ધર્મશ્રવણ કર્યું. તેમની વિષયવૃત્તિ મંદ થઈ અને ચિત્તશુદ્ધિ માટે તેઓ ઉત્સુક થયા. ત્યારબાદ દ્રૌપદીની અનુમતિ[૧૩] લઈને અને પાંડુસેનને રાજ-ગાદી સોંપીને તેઓ તે ધર્મઘોષ સ્થવિરના સહચારી થયા અને ચૌદે પૂર્વોનો અભ્યાસ કરીને ઉગ્ર સંયમ તથા તપ, શીલ, સત્ય, અહિંસા અને બ્રહ્મચર્ય પાળતા, ગામેગામ પાંડુ-મથુરાની આસપાસ ફરવા લાગ્યા.

પાંડુસેનની અનુમતિથી દ્રૌપદીએ પણ પોતાની ચિત્ત-શુદ્ધિ માટે સુવ્રતા આર્યા પાસે પ્રવ્રજ્યા સ્વીકારી. તે પોતાની ગુરુણી પાસે ૧૧ અંગો ભણી અને ઉગ્ર તપ, સંયમ તથા શીલ સાથે ત્યાંજ પાંડુમથુરાની આસપાસ વિહરવા લાગી.

તે વખતે અરિષ્ટનેમિ અર્હત સૌરાષ્ટ્ર દેશમાં તપ અને સંયમથી આત્માને વાસિત કરતા વિહરતા હતા. લોકો પાસેથી તેમના સૌરાષ્ટ્રવિહારની વાત સાંભળીને યુધિષ્ઠિર વગેરે પાંચે અનગારોએ ત્યાં જવાનો વિચાર કર્યો.

પોતાના ગુરુની અનુમતિથી તેઓ પાંડુમથુરાના સહસ્રામ્ર વનથી નીકળીને, ગામેગામ ફરતા ફરતા, હથ્થકપ્પ[૧૪] નગરની બહારના સહસ્રામ્ર વનમાં આવીને ઊતર્યા.

ત્યાં યુધિષ્ઠિર સિવાયના ચાર અનગારોએ નગરમાં ભિક્ષા લઈને પાછા આવતાં સાંભળ્યું કે અરિષ્ટનેમિ અર્હત તો ઉજ્જયંત શૈલના[૧૫] શિખર ઉપર જઈને કાળધર્મ પામ્યા છે. એટલે તેમણે પાંચે જણે ભેગા થઈને શત્રુંજય[૧૬] પર્વત ઉપર જવાનો વિચાર કર્યો. તેમણે આણેલો આહાર યોગ્ય સ્થળે પરઠવી દીધો અને તે પહાડ ઉપર જઈને તેઓ તપ કરતા રહેવા લાગ્યા. તથા તપ, સંયમ, ત્યાગ, અનાસક્તિ વગેરે ગુણોને સંપૂર્ણપણે ખીલવીને, કાળ કરી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયા.

દ્રૌપદી આર્યા પણ શુદ્ધ ભાવે બહુ સમય સુધી સંયમને પાળતી બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થઈ. ત્યાંથી મહાવિદેહવાસ પામીને તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

હે જંબુ! તપની પાછળ જો આસક્તિ હોય તો તે ગમે તેવું ઉગ્ર હોય છતાં ચિત્તશુદ્ધિ કરી શકતું નથી, એ વસ્તુ દ્રૌપદીનું દૃષ્ટાંત આપીને આ સોળમા અધ્યયનમાં ભગવાન મહાવીરે સમજાવેલી છે તે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

૧૭

# ઘોડાઓ

[ આઈણ્ણ[1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના સોળમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના સત્તરમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો, એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા:—

"હત્થિસીસ[2] નગરમાં કનકકેતુ નામે રાજા હતો. ત્યાં કેટલાય સમૃદ્ધ અને વ્યવહારચતુર વહાણવટી વાણિયાઓ રહેતા હતા. એકવાર તે વહાણવટીઓ વહાણો ભરી વેપાર કરવા લવણસમુદ્રને પ્રવાસે ઊપડ્યા.

સમુદ્રમાં કેટલાંય યોજનો ગયા પછી મોટી આંધી ઊપડી અને આગળ કહેલા માકંદિપુત્રોની જેમ તેમની હોડીઓ

ડોલવા તથા ભમવા લાગી. વહાણના નિજામા હતબુદ્ધિ થઈ ગયા અને વહાણો ક્યાં લઈ જવાં તેનો વિચાર ન કરી શક્યા.

તે વખતે કેટલાક કુક્ષિધારો, કર્ણધારો, ગબ્ભિલ્લકો અને વહાણવટીઓ તે નિજામાને કહેવા લાગ્યા. "હવે શું કરવું? આ વહાણો તૂટું તૂટું થઈ રહ્યાં છે."

કોઈને કાંઈ સૂઝ ન પડી એટલે ભય પામેલા તેઓએ ઇંદ્ર, સ્કંદ, રુદ્ર, શૈવ, વૈશ્રમણ, ભૂત, યક્ષ, રાક્ષસ વગેરેની માનતાઓ કરી. એવામાં ગભરાટ ઓછો થવાથી નિજામાએ કહ્યું કે આપણે કાલિકદ્વીપની પાસે આવ્યા છીએ.

તેઓએ દ્વીપને કાંઠે વહાણો આણીને લંગર નાખ્યાં અને નાની હોડીઓદ્વારા તેઓ કાલિકદ્વીપમાં ઊતર્યા. તે દ્વીપમાં હિરણ્ય, સુવર્ણ, રત્ન અને વજ્રની કેટલીય ખાણો અને ઘોડાઓ તેમની નજરે ચડ્યાં.

ઘોડાઓ તે વહાણવટી વાણિયાઓને જોઈને તેમના ગંધથી ભય પામી, ત્યાંથી અનેક યોજન દૂર જંગલમાં નાસી ગયા. વાણિયાઓ ત્યાંની ખાણોમાંથી હિરણ્ય, સુવર્ણ, રત્ન, વજ્ર વગેરે લઈને હોડીઓદ્વારા તેમનાં વહાણમાં ભરવા લાગ્યા.

અનુકૂળ પવન શરૂ થતાં, લાકડાં, પાણી વગેરે જરૂરી સામગ્રી વહાણમાં ભરી લઈને ત્યાંથી નીકળી તેઓ ગંભીર-પોતવહન ઉપટ્ટનમાં આવી પહોંચ્યા અને ત્યાં તેમણે વહાણોનાં લંગર નાખ્યાં.

નાની હોડીઓદ્વારા વહાણમાં ભરેલું સોનું, રૂપું વગેરે કિનારે ઉતારીને, ગાડાંમાં ભરી તેઓ ત્યાંથી હત્થિસીસ નગરના

અશ્વોદ્યાનમાં આવી પહોંચ્યા અને મોટા નજરાણા સાથે રાજાને મળ્યા.

દરેક ગામ, આકર અને નગરો વગેરે તરફ ફરનારા અને વારંવાર લવણસમુદ્રની સફરે જનારા તેઓને, રાજાએ, તેમણે જોયેલી કોઈ નવીન વાત સંભળાવવાનું કહ્યું.

તેઓએ કાલિકદ્વીપમાં જોયેલા ઘોડાને લગતી વાત રાજાને કહી. રાજાએ તે ઘોડાઓ લાવી આપવા તે વહાણવટીઓને પોતાનાં માણસો સાથે તે દ્વીપમાં ફરી મોકલ્યા.

તેમની સાથે વીણા, વલ્લકી, ભ્રામરી, કચ્છપી, ભંભા, ષડ્ભ્રામરી વગેરે વીણા અને શ્રોત્રેંદ્રિયને ઉત્તેજક બીજાં વાદ્યોનાં ગાડાં મોકલ્યાં; ચક્ષુરેંદ્રિયને ઉત્તેજક અનેક પ્રકારની લાકડાંની રંગબેરંગી બનાવટો તથા એવા જ ગૂંથેલા, ભરેલા અને મઢેલા અનેક પ્રકારના દેખાવોનાં ગાડાં મોકલ્યાં; ઘ્રાણેંદ્રિયને ઉત્તેજક એવા સુગંધી કોષ્ઠ, તમાલપત્ર જેવાં સુગંધી પત્ર, ચુવા, તગર, એલચી, હિબેર, ચંદન, કુંકુમ, ઊશીર, ચંપક, મરુઆ, દમણક, જાઈ, જૂઈ, મલ્લિકા, નવમલ્લિકા, વાસંતિકા, કેતકી, કપૂર અને પાટલના પુટોનાં ગાડાં મોકલ્યાં; સ્વાદેંદ્રિયને તૃપ્ત કરનાર ખાંડ, ગોળ, સાકર, મચ્છંડિકા, પુષ્પોત્તર, [4]પદ્મોત્તર વગેરે સ્વાદુ પદાર્થોનાં ગાડાં મોકલ્યાં; સ્પર્શેંદ્રિયને ઉત્તેજક અનેક પ્રકારનાં, સુંવાળા સ્પર્શવાળાં કોયત્રય, કંબલ, પ્રાવરણ, નવતય, મલય અને મસૂરનાં વસ્ત્રો તથા અનેક પ્રકારના સુંવાળા પથ્થરો વગેરેનાં ગાડાં મોકલ્યાં તથા લાકડાં, ઘાસ, પાણી, ચોખા, ઘઉંનો લોટ, અને ગોરસ વગેરે મુસાફરીને યોગ્ય પદાર્થોનાં ગાડાં મોકલ્યાં.

આ બધા પદાર્થો તેમણે હોડીઓદ્વારા વહાણમાં ભર્યા અને ઘોડા લેવા તેઓ કાલિકદ્વીપ તરફ ઊપડયા. ત્યાં પહોંચીને એ ઘોડાઓ જ્યાં જ્યાં બેસતા, સૂતા, ઊભા રહેતા અને આળો-ટતા ત્યાં ત્યાં જઈને તેમને આકર્ષવા તે રાજપુરુષોએ વીણાઓ વગેરે વગાડવી શરૂ કરી તથા તે દરેક ઠેકાણે પેલા આંખને ગમે તેવા દેખાવના પદાર્થો, નાકને ગમે તેવા સુગંધી પદાર્થો, ખાંડ વગેરે સ્વાદુ વસ્તુઓ અને મલય, મસૂર વગેરે સુંવાળા પદાર્થો ગોઠવી દીધા.

વીણાઓ વગેરેના મધુર અવાજથી તે ઘોડાઓ, તે માણસો પાસે આવીને ચૂપચાપ બેસી ગયા, સુગંધીઓ સૂંઘવા લાગ્યા, અને વીરડામાં ભરેલાં ખાંડ વગેરેથી સ્વાદિષ્ટ કરેલાં પાણી પીવા લાગ્યા.

ઘોડાઓને આમ લુબ્ધ થયેલા જાણીને તે લોકોએ તેમને ગળે અને પગે બાંધીને પકડી લીધા તથા નાની હોડીઓમાં ઉતારી વહાણમાં ચડાવ્યા અને ત્યાંથી હત્થિસીસ પાછા ફરી કનકકેતુ આગળ તેમને રજૂ કર્યા.

કનકકેતુએ તે વહાણવટીઓનું બધું દાણ માફ કર્યું અને અશ્વમર્દકોને તે ઘોડાઓ કેળવવા માટે સોંપ્યા.

તે લોકોએ તેમનાં મોં, નાક, કાન, વાળ, ખરી અને કાંડાં બાંધીને, ચોકડાં ચડાવીને, તંગ ખેંચીને, આંકીને તથા વેલ, નેતર, લતા અને ચાબૂક વગેરેના પ્રહારોદ્વારા સારી રીતે કેળવીને તેમને રાજા પાસે આણ્યા.

એ પ્રમાણે હે આયુષ્યમાન શ્રમણ ! જે શ્રમણો અને શ્રમણીઓ સત્ય, અહિંસા, વગેરેની સત્પ્રતિજ્ઞાઓ સ્વીકારીને

પેલા ઘોડાઓની પેઠે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધમાં આસક્ત થાય છે, રાગ કરે છે, ગૃદ્ધ થાય છે, મોહ પામે છે અને તેમને પ્રાપ્ત કરવા તરફડે છે તેઓ તે ઘોડાઓની પેઠે અસહ્ય દુઃખ પામે છે અને સંસારચક્રમાં ફર્યા કરે છે. તેઓ શ્રમણો, શ્રમણીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓમાં નિંદનીય થાય છે તથા વગોવાય છે.

જે મનુષ્યો શ્રોત્રેંદ્રિયને વશ થઈને મધુર શબ્દોમાં રાગ કરે છે તે તેતરની પેઠે પાશમાં બંધાય છે.

જે મનુષ્યો ઘ્રાણેંદ્રિયને આધીન થઈ અનેક પ્રકારના સુગંધોમાં આસક્ત થાય છે તેઓ મદારીના હાથમાં સપડાયેલા સાપની પેઠે અત્યંત કઠોર વધબંધ પામે છે.

જે માણસો સ્વાદેંદ્રિયને વશ થઈ અનેક પ્રકારનાં લિજ્જત-દાર ખાનપાનમાં ગૃદ્ધ બને છે, તેઓ ગલ ગળેલા મત્સ્યની પેઠે તરફડીને મરણ પામે છે.

જે મનુષ્યો સ્પર્શેંદ્રિયને વશ ન કરતાં અનેક જાતના સ્પર્શોથી લલચાય છે તેઓ અંકુશથી વીંધાતા હાથીની પેઠે પરાધીન થઈને મહાવેદના પામે છે.

શ્રમણે મધુર કે અમધુર શબ્દોને કાનમાં પ્રવેશ કરતા અટકાવવા કાનમાં પુમડાં ન નાખતાં સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.

શ્રમણે સારાં કે નઠારાં રૂપો પોતાની આંખો સામે આવતાં તે આંખો ઉપર દ્વેષ કરવાને બદલે સમભાવ કેળવ-વાનો પ્રયત્ન કરવો.

શ્રમણે સુગંધ કે દુર્ગંધનાં અણુઓ નાક પાસે આવતાં

નાક ચડાવવાને બદલે સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.

શ્રમણે જીભ ઉપર સારા કે નરસા રસો આવતાં મોં મરડવાને બદલે સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.

શ્રમણે શરીરને સારા કે નરસા સ્પર્શોનો પ્રસંગ પડે ત્યારે હૃષ્ટ કે તુષ્ટ ન થતાં સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.

હે જંબુ! એ પ્રમાણે આ સત્તરમા અધ્યયનમાં અશ્વના ઉદાહરણદ્વારા ભગવાન મહાવીરે આપણને સમભાવ કેળવવાની શિક્ષા આપી છે તે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૧૮

# સુંસુમા

[ સુંસુમા[1] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના સત્તરમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના અઢારમા અધ્યયનનો શો અર્થ છે તે જણાવો, એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ-

"રાજગૃહમાં ધન્ય નામે સાર્થવાહ તેની ભદ્રા નામે ભાર્યા સાથે રહેતો હતો. તેને ધન, ધનપાળ, ધનદેવ, ધનગોપ અને ધનરક્ષિત એ પાંચ છોકરાઓ ઉપરાંત એક સુંસુમા નામની પુત્રી હતી.

તેને ત્યાં ચિલાત નામે એક દાસપુત્ર હતો. તે ચિલાત સુંસુમાને રમાડતો અને સંભાળતો. ચિલાત તોફાની હતો તેથી

તે તેની સાથે રમવા આવતાં છોકરાંઓના કોડાઓ, લાખના લખોટાઓ, મોઈ, દંડા, ઢીંગલીઓ અને કપડાં લઈ લેતો. કેટલીકવાર કોઈનાં ઘરેણાં પણ લઈ લેતો. કોઈની સાથે ઝઘડતો કે કોઈને મારતો પણ ખરો.

છોકરાંનાં માબાપો આ ફરિયાદ ધન્ય સાર્થવાહ પાસે વારંવાર લાવતાં અને તે પણ ચિલાતને તેમ ન કરવા વારંવાર કહ્યા કરતો. પણ ચિલાત ધન્યનું કહ્યું માનતો જ નહિ. તેથી એકવાર ગુસ્સે થઈને તેણે ચિલાતને ઘરમાંથી કાઢી મૂક્યો.

તે ચિલાત રાજગૃહની શેરીઓ, રસ્તાઓ, દેવળો, ચોરાઓ, પરબો, જુગારખાનાંઓ, વેશ્યાવાડો અને દારૂનાં પીઠાંઓમાં ફરવા લાગ્યો.

આ રીતે ફરતો ફરતો તે સ્વચ્છંદી, દારૂડિયો, માંસાહારી, જુગારી અને વ્યભિચારી થયો.

રાજગૃહની પાસે અગ્નિખૂણામાં, પહાડના એક વિષમ ભાગમાં, વાંસની ગીચ ઝાડીથી વીંટળાયેલી સિંહગુહા નામની એક ચોરપલ્લી હતી. તેમાં અનેક ખંડો હતા પણ દરવાજો એક જ હતો. કોઈ અજાણ્યો ત્યાં ન જઈ શકે તે માટે તેની આસપાસ મોટા મોટા ખાડાઓની એક ખાઈ હતી. તેની ચારે બાજુ ક્યાંય પાણીનું નામ ન હતું પણ તેની અંદર પાણીની ઉત્તમ વ્યવસ્થા હતી. આમ તે મોટામાં મોટી સેનાથી પણ ન તોડી શકાય એવી મજબૂત હતી.

ત્યાં વિજય નામે અધાર્મિક, અધર્મકેતૂ, શૂર, શબ્દવેધી, સાહસિક અને જેના ત્રાસથી ગામ તથા નગર ત્રાસી ગયાં

છે એવો ચોર સેનાપતિ રહેતો હતો.

તેના તાબામાં પાંચસો ચોર હતા. કેટલાય ચોરો, પારદારિકો, ગંઠિયાઓ, સંધિછેદકો, ખાતર પાડનારાઓ, રાજદ્રોહીઓ, દેવાદારો, બાળહત્યારાઓ, વિશ્વાસઘાતીઓ, જુગારીઓ અને ખંડરક્ષકો તથા બીજા એવા કેટલાય દુષ્ટ લોકો તેના આશ્રયે રહેતા હતા.

તે વિજય ચોરે રાજગૃહના અગ્નિખૂણા તરફનાં ગામ નગરો લૂંટીને, ગાયો અને બંદીઓને પકડીને તથા મુસાફરોને લૂંટીને ભારે ત્રાસ વર્તાવ્યો હતો.

લોકોથી હડધૂત થતો પેલો દાસપુત્ર ચિલાત ફરતો ફરતો વિજય પાસે આવી ચડયો અને વિજયની પાસે હાથમાં ખડ્ગ તથા યષ્ટિ લઈને અંગરક્ષક તરીકે રહેવા લાગ્યો,

વિજય બીજે કોઈ ઠેકાણે ધાડ પાડવા જતો અને તે દરમ્યાન કોઈ તે ગુફા ઉપર હલ્લો લાવતું ત્યારે તે ચિલાત તેની બરાબર રક્ષા કરતો.

વિજયે ચિલાતને કેટલીયે ચોરવિદ્યાઓ, ચોરમંત્રો, ચોરમાયાઓ અને ચોરકળાઓ શીખવી.

વખત જતાં વિજયનું અવસાન થયું. ત્યારે તે પાંચસો ચોરોએ ચિલાતને વિજયની ગાદીએ બેસાડયો અને તે પણ વિજયની પેઠે જ ચારે કોર કેર વરતાવવા લાગ્યો.

એકવાર વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, સુરા, મદ્ય, માંસ અને પ્રસન્ના સારી પેઠે તૈયાર કરાવીને તે ચિલાત બધા ચોરો સાથે જમવા બેઠો હતો. તે વખતે તેને વિચાર આવ્યો કે રાજગૃહમાં ધન્ય સાર્થવાહ બહુ સંપન્ન છે તથા

તેની પુત્રી સુંસુમા પણ બહુ સ્વરૂપવાન છે, માટે આજ તો ધન્યનું ઘર ફાડીએ અને તે છોકરીને ઉપાડી લાવીએ.

બરાબર મધરાતે જ્યારે આખું નગર ઘોર નિદ્રામાં હતું. તે વખતે ચિલાત પોતાના પાંચસો ચોરો સાથે રાજગૃહના પૂર્વ દરવાજા પાસે આવી પહોંચ્યો.

મસકમાંથી પાણી લઈને છાંટતાં જ બારણું ઊઘડી ગયું અને "હું મારા પાંચસો ચોરો સાથે ધન્યનું ઘર ફાડવા આવ્યો છું, જે નવી માનું દૂધ પીવા ઇચ્છતો હોય તે સામો આવી જાય." એમ બોલતો બોલતો ચિલાત ધન્યનું ઘર તોડી અંદર દાખલ થયો.

ધન્ય અને તેના પાંચ પુત્રો બીતા બીતા ચૂપકીથી બહાર નાસી ગયા. ચિલાતે ઘરમાંથી પુષ્કળ ધન, સુવર્ણ વગેરે લીધું તથા સુંસુમાને ઉપાડી તે પોતાની સિંહગુહામાં પાછો આવ્યો.

સવારના પહોરમાં ઘેર આવીને જોયું તો ધન્યને જણાયું કે ધન સાથે સુંસુમા પણ ચોરોના હાથમાં ગઈ હતી. તેથી તે મોટું નજરાણું લઈને નગરગોપ્તૃકો પાસે ફરિયાદ કરવા ગયો. તેમની પાસે જઈને તેણે બનેલી બધી વાત તેમને કહી સંભળાવી. તેઓ હથિયાર સજીને, જાણે સમુદ્ર ચાલતો હોય તેમ ટોળાબંધ રાજગૃહમાંથી નીકળી ચિલાતની સિંહગુહા તરફ ચાલ્યા.

તેમને આવતા જોઈને ચિલાતના સાથીઓ ભયથી આડાઅવળા નાસી ગયા. એકલો ચિલાત સુંસુમાને લઈને એક ઘોર અટવી તરફ નાસવા લાગ્યો.

ધન્ય અને તેના પાંચ પુત્રો તેને સુંસુમાને લઈને નાસતો જોઈ, હાંકોટા કરતા, પોકાર પાડતા, રાડો નાખતા તેની પાછળ પડ્યા.

કેટલેક દૂર ગયા પછી જ્યારે ચિલાત સુંસુમાને ઉપાડીને ચાલવા અશક્ત થઈ ગયો ત્યારે તરવારથી તેનું માથું કાપીને પોતાની સાથે લઈને ઘોર અટવીમાં નાઠો. ત્યાં ભૂલો પડી તરસનો માર્યો તે અધવચ્ચે જ મરી ગયો.

આ બાજુ ધન્ય અને તેના પાંચે પુત્રો પણ દોડતા દોડતા થાકી ગયા પણ ચિલાતને પકડી શક્યા નહિ. પાછા વળતાં, સુંસુમાનું રસ્તામાં પડેલું શબ જોતાં જ તેઓ મૂર્છિત થઈને જમીન ઉપર ગબડી પડ્યા.

ભાન આવ્યા બાદ તેઓ ભારે કલ્પાંત કરવા લાગ્યા. તે બધા થાકી ગયેલા હોવાથી ભૂખ્યા અને તરસ્યા થઈ ગયા હતા. એટલે તેઓ અટવીમાં કાંઈ ફળફૂલ તથા પાણી શોધવા નીકળ્યા. પરંતુ ઘણે દૂર ગયા છતાં ખાઈ શકાય તેવું કે પી શકાય તેવું કાંઈ જ તેમને મળ્યું નહિ.

છેવટે ધન્ય સાર્થવાહે પોતાના મોટા દીકરાને બોલાવીને કહ્યું કે "તમે અહીં ભૂખ્યા તરસ્યા મરી જશો, માટે મને મારીને મારું માંસ અને લોહી ખાઓ તથા રાજગૃહ જીવતા પહોંચીને ધર્મ અને પુણ્યના ભાગી થાઓ."

મોટો પુત્ર બોલ્યો "હે તાત! તમે મારા પિતા છો, ગુરુ છો, સંરક્ષક અને સંગોપક છો, તમને હું શી રીતે મારું? પણ તમે મને મારીને મારા લોહી અને માંસથી જીવતા રહી આ અટવી પાર કરી જાઓ."

બીજા પુત્રે તે સાંભળી પિતાને કહ્યું:–" મારી હયાતીમાં મારા ગુરુ અને દેવતા જેવા મોટા ભાઈને ન મારતાં મને જ મારી તમે બધા જીવતા રાજગૃહ પહોંચો."

આ રીતે બધા પુત્રોએ પિતાને આગ્રહપૂર્વક કહ્યું. છેવટે ધન્યે પોતાના વહાલા પાંચે પુત્રોને કહ્યું કે "હે પુત્રો! આપણે એકે ન મરીએ. આ સુંસુમાનું શબ નિષ્પ્રાણ અને નિર્જીવ પડયું છે. તેના માંસ અને લોહીથી આપણે બધા બચીને રાજગૃહ પહોંચીએ."

પિતાની આ વાત બધાને ગમી. તેઓએ અરણી અને શરકના સંયોગથી અગ્નિ સળગાવ્યો અને લાકડાંની તાપણીમાં સુંસુમાનું માંસ પકાવ્યું તથા લોહી સાથે ખાધું. ત્યારબાદ જીવતા રાજગૃહ પાછા ફરીને તેઓ ધર્મ અને પુણ્યની પ્રવૃત્તિમાં તત્પર થયા.

ધન્ય સાર્થવાહે રાજગૃહમાં આવીને સુંસુમાનું લૌકિક કર્યું. કાળક્રમે બધા સુંસુમાના મરણનો શોક ભૂલી ગયા.

તે વખતે ભગવાન મહાવીર રાજગૃહના ગુણશિલ ચૈત્યમાં આવીને ઊતર્યા હતા. ધન્ય સાર્થવાહે તેમનું ધર્મપ્રવચન સાંભળ્યું. તેથી તે પોતાની ચિત્તશુદ્ધિ માટે, ચિત્તના વિકારો દૂર કરવા માટે, કામ, ક્રોધ અને લોભના સંસ્કારો છાંડવા માટે અને સર્વભૂતદયાને કેળવવા માટે પ્રવ્રજિત થઈ તેમનો સહચારી થઈને રહ્યો, અગિયાર અંગો ભણ્યો અને ઉગ્ર-સંયમ તથા તપથી આત્માને વાસિત કરતો વિહરવા લાગ્યો. વખત જતાં કાળ કરીને તે દેવયોનિમાં ગયો અને ત્યાંથી મહાવિદેહવાસ પામીને તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

## ૧૮–સુંસુમા

હે જંબુ! જેમ ધન્ય સાર્થવાહે શરીરનાં વર્ણ, રૂપ, બળ અને વિષય વધારવા સુંસુમાનું લોહીમાંસ ખાધું ન હતું, પરંતુ માત્ર જીવતા રાજગૃહ પહોંચી, ધર્માંરાધન કરવા જ તેનો ઉપયોગ કર્યો હતો તે જ પ્રમાણે આપણાં નિર્ગ્રંથ નિર્ગ્રંથીઓ આ ગંદા શરીરનાં વર્ણ, રૂપ, બળ અને વિષય વધારવા આહાર ન કરે પણ નિર્વાણના માર્ગમાં શરીર સહાયક છે એમ સમજીને તેને ટકાવી રાખવા માટે જ કરે. [૨]

આ રીતે વર્તનારાં નિર્ગ્રંથ નિર્ગ્રંથીઓ વંદનીય અને પૂજનીય થશે તથા ભવસાગરનો પાર પામશે.

એ પ્રમાણે હે જંબુ! આ અઢારમા અધ્યયનમાં શ્રમણો અને શ્રમણીઓને આહાર કરવાનો ઉદ્દેશ ભગવાન મહાવીરે ધન્યના ઉદાહરણથી સ્પષ્ટ રીતે સમજાવ્યો છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.

## ૧૯

# પુંડરીક

[ પુંડરીયજ્ઝયણ[૧] ]

શ્રમણભગવાન મહાવીરે કહેલા નાયાધમ્મકહાના અઢારમા અધ્યયનનો અર્થ જાણ્યો. તો હવે તેના ૧૯ મા અધ્યયનનો શો અર્થ છે તે જણાવો, એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યાઃ—

"જંબુદ્વીપના [૨] પૂર્વવિદેહમાં, સીતા મહાનદીને ઉત્તર કાંઠે, નીલવંત પર્વતની[૩] દક્ષિણે, ઉત્તર તરફના સીતામુખ વનખંડની પશ્ચિમે અને એકશૈલકવખ્ખાર પર્વતની પૂર્વે પુષ્કલાવતી વિજયમાં પુંડરીકિણી નગરીનો મહાપદ્મ નામે રાજા હતો. તેને પદ્માવતી નામે રાણી અને પુંડરીક તથા કંડરીક નામે બે પુત્રો હતા. તેઓમાં પુંડરીક યુવરાજ હતો.

તે વખતે પાંચસો અનગારો સાથે ગામેગામ ફરતા તથા તપ અને સંયમથી આત્માને વાસિત કરતા ધર્મઘોષ નામે સ્થવિર ત્યાંના નલિનીવન નામે ઉદ્યાનમાં આવીને ઊતર્યા.

તેમનું ધર્મપ્રવચન સાંભળીને વિષયવિલાસોથી થાકી ગયેલો રાજા મહાપદ્મ પોતાના પુત્ર પુંડરીકને રાજગાદી આપીને તથા કંડરીકને યુવરાજ કરીને તેમનો અંતેવાસી થયો.

અનગાર મહાપદ્મે સ્થવિરોની પાસે ચૌદે પૂર્વોનું અધ્યયન કર્યું અને પછી તે જનપદવિહારે વિહરવા લાગ્યો.

એકવાર કેટલાક સ્થવિરો ફરતા ફરતા પુંડરીકની રાજધાનીમાં નલિનીવન ઉદ્યાનમાં આવીને ઊતર્યા. પુંડરીક તેમ જ કંડરીક બંને ભાઈઓને તે સ્થવિરોએ ધર્મ કહી સંભળાવ્યો. પુંડરીકે શ્રમણોપાસકની મર્યાદામાં આવે તેટલો ધર્મ સ્વીકાર્યો અને કંડરીકે મોટાભાઈની અનુમતિ લઈને, વિષયવિલાસમાં ખૂંતેલા પોતાના આત્માનો નિસ્તાર કરવા તેમનો અંતેવાસી થવાનો સંકલ્પ કર્યો.

મોટોભાઈ પુંડરીક તેનો સંકલ્પ જાણીને તેને કહેવા લાગ્યો:–" હે દેવાનુપ્રિય ! તું શા માટે મુંડ થાય છે, શા માટે પ્રવ્રજ્યા લે છે ? હું તારો રાજ્યાભિષેક કરવાનો વિચાર રાખું છું."

પુંડરીકના આમ કહેવાથી કંડરીક જરા પણ ચળ્યો નહિ. તેમ જ તેણે તેનો કંઈ જવાબ પણ ન આપ્યો. આમ એ ત્રણ વાર કહ્યા છતાં જ્યારે પુંડરીકને કંડરીકની અભિષેક તરફની રુચિ ન જણાઈ ત્યારે તેણે તેને સ્થવિરોનો અંતેવાસી થવાની અનુમતિ આપી તથા " આ મારા પ્રિયભાઈને શિષ્ય-

ભિક્ષામાં તમને આપું છું." એમ કહી કંડરીકને તેણે તે સ્થવિરોને સોંપ્યો.

કંડરીક અગિયાર અંગોને ભણ્યો તથા ઉગ્ર સંયમ, તપ, શીલ અને સત્યને પાળતો ગામેગામ વિહરવા લાગ્યો.

એકવાર કંડરીક નલિનીવનથી નીકળી અન્યત્ર વિહાર કરવાને તૈયાર થયો. તે તપસ્વી હતો તેથી તે અંતપ્રાંત લૂખા-સૂકા અને નીરસ ભોજનથી પોતાનો નિર્વાહ કરતો. સ્વાદેંદ્રિયના સંયમમાં તે શૈલક ઋષિ જેવો હતો.

અતિશય લૂખાસૂકા ભોજનથી કંડરીકના શરીરે દાહ-જ્વર થયો. છતાં તે વિહાર તો કર્યા જ કરતો. એક દિવસ ધર્મઘોષ સ્થવિર ફરતા ફરતા, કંડરીકને સાથે લઈને પુંડરીકની રાજધાનીમાં નલિનીવનમાં આવીને ઊતર્યા.

રાજા પુંડરીકે આવીને તેમની પાસે ધર્મપ્રવચન સાંભળ્યું અને પછી વિનંતિ કરી કે "હે ભગવાન ! જો તમે મારી યાનશાળામાં આવીને ઊતરો તો આ કંડરીક અનગારની કંઈક ચિકિત્સા થઈ શકે."

સ્થવિરો નલિનીવનમાંથી નીકળી, પુંડરિકના કહ્યા પ્રમાણે તેની યાનશાળામાં આવી રહ્યા. પુંડરીકે પણ યોગ્ય વૈદ્યો અને યોગ્ય ઔષધો દ્વારા કંડરીકનો ઉપચાર શરૂ કરાવ્યો.

શૈલકઋષિની પેઠે કંડરીક પણ ક્રમે ક્રમે નીરોગી અને બલવાન શરીરવાળો થયો. એટલે તે સ્થવિરો રાજાને પૂછીને બહાર ગામ વિહરવા લાગ્યા.

પણ કંડરીક અનગારે, સાજો થયા બાદ, મનોજ્ઞ ખાનપાન, ખાદિમ અને સ્વાદિમમાં મૂર્છિત, આસક્ત તથા

લુબ્ધ થઈને બહાર વિહાર કરવાની ઇચ્છા ન બતાવી. અને ધીરે ધીરે તે સંયમમાં શિથિલ થયો.

આ વાત સાંભળીને અંતઃપુર સાથે પુંડરીક તેની પાસે આવીને તેની ત્રણ પ્રદક્ષિણા લઈ આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યો:–

"હે દેવાનુપ્રિય! તું ધન્ય છે, તું કૃતાર્થ છે, તારો જન્મ સફળ છે, કે તેં રાજ્ય અને અંતઃપુર છોડીને સંયમ સ્વીકાર્યો છે. હું અધન્ય છું, અકૃતાર્થ છું, અપુણ્ય છું કે અંતઃપુરમાં અને માનુષ્યક કામભોગોમાં હજુ સુધી મૂર્છિત છું, લુબ્ધ છું અને સંયમ કરી શકતો નથી.

કંડરીકને પુંડરીકની આ વાત ગમી નહિ પણ જ્યારે તેણે એમ ને એમ બે ત્રણ વાર કહ્યું ત્યારે ઇચ્છા ન છતાં પણ શરમાયેલો અને પરવશ બનેલો તે પુંડરીક રાજાને પૂછીને પોતાના ગુરુ સાથે વિહાર કરવા લાગ્યો.

કેટલાક વખત સુધી તો તેણે ઉગ્ર વિહાર કર્યો. પણ પછી તે સંયમના અનુશીલનથી થાકયો અને ખેદ પામ્યો. એથી ધીરે ધીરે તે સ્થવિરો પાસેથી નીકળીને પાછો પુંડરીકની રાજધાનીમાં, પુંડરીકના રાજમહેલ પાસેની અશોકવનિકામાં અશોકના ઝાડ નીચે આવીને ઊતર્યો.

પુંડરીકની ધાઈમાતાએ ખિન્ન થયેલા તેને જોઈને, તેના આવ્યાની વાત રાજાને કરી.

રાજાએ તેની પાસે આવીને કહ્યું કે "હે દેવાનુપ્રિય! તું ધન્ય છે કે તું સંયમશીલ છે અને હું અધન્ય છું કે હું અસંયમશીલ છું." આ વખતે તેણે આમ બે ત્રણ વાર કહ્યા

છતાં કંડરીકે કશું ગણકાર્યું નહિ. છેવટે રાજાએ કહ્યું:–

"હે ભગવાન! તમે ભોગાર્થી છો?"

કંડરીકે હા પાડી. એટલે તુરત જ પુંડરીકે કંડરીકને ગાદીએ બેસાડ્યો [૪] અને પોતે પોતાની જાતે જ કેશોનો લોચ કરીને, ચાતુર્યામધર્મનો સ્વીકાર કરી કંડરીકનો વેશ પહેરી લીધો.

પછી તે પેલા સ્થવિરો પાસે આવી પહોંચ્યો અને તેમની સમક્ષમાં તેણે ફરી ચાતુર્યામધર્મનો સ્વીકાર કર્યો.

હવે રાજા કંડરીકને પ્રણીત પાન, ભોજન અને ઘણા ઉજાગરાને લીધે અજીર્ણ થયું અને તેના શરીરમાં પિત્તજ્વર દાખલ થતાં દાહ શરૂ થયો. એવી સ્થિતિમાં અવસાન પામીને તે અધોગતિએ ગયો.

હવે પુંડરીક અનગાર સંયમને પાળતા ગામેગામ ફરતા વિહરે છે. ખાનપાનમાં તે અત્યંત અનાસક્ત છે. નીરસ, વીરસ, ઠંડું, લૂખું એવું પરિમિત ભોજન પણ સ્વાધ્યાય અને સંયમમાં બાધ ન આવે તેવી રીતે તે લે છે અને રાત્રીએ જાગરણ કરીને ધર્મચિંતન કર્યા કરે છે.

આમ કરતાં કરતાં તેમને પણ અજીર્ણ થયું તથા તેથી તેમના શરીરમાં પિત્તજ્વર દાખલ થતાં દાહ શરૂ થયો. તેમનું શરીર અશક્ત અને પરાક્રમહીન થઈ ગયું. તેથી તેમણે પોતાનો છેવટનો વખત જાણીને, અર્હંત ભગવંતોને અને પોતાના ધર્માચાર્ય ધર્મોપદેશક સ્થવિરોને નમસ્કાર કર્યા, સ્થવિરો પાસે સ્વીકારેલી અહિંસા, સત્ય વગેરેની પ્રતિજ્ઞાઓ યાદ કરી અને પાપનું આલોચન કરતા તે કાળ કરીને સર્વાર્થસિદ્ધની

ગતિએ પહોંચ્યા. ત્યાંથી તેમનું અવસાન થયા બાદ તે મહાવિદેહવાસ પામી, સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ સર્વ દુઃખોનો અંત કરશે.

હે આયુષ્યમાન શ્રમણ! આ પ્રમાણે જે નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓ કંડરીકની પેઠે સંયમ સ્વીકાર્યા પછી મંદ થશે, સંયમથી ભ્રષ્ટ થશે અને સ્વીકારેલી બધી પ્રતિજ્ઞાઓનો ભંગ કરશે તે કંડરીકની પેઠે દુઃખી થઈ આ અપાર સંસારમાં ભમ્યા કરશે.

પરંતુ જે નિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓ પુંડરીકની પેઠે શીલ અને સત્ય સ્વીકાર્યા પછી દૃઢ રહેશે, વિષયવિલાસોમાં આસક્તિ નહિ રાખે અને કષાયોને વશ નહિ થાય તે, શ્રમણો, શ્રમણીઓ અને શ્રાવકશ્રાવિકાઓને અર્ચનીય, વંદનીય, પૂજનીય અને પર્યુપાસનીય થશે તથા છેવટે આ ભયંકર સંસાર કાંતારનો પાર કરી શકશે.

હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે આ અધ્યયનમાં કંડરીક અને પુંડરીકનાં ઉદાહરણ આપીને સંયમની કઠોરતા અને સંયમનું શુભ પરિણામ બંને આપણને દર્શાવ્યાં છે, જે હું તને કહું છું.

હે જંબુ! આ પ્રમાણે શ્રમણભગવાન મહાવીરે કહેલો ઓગણીસ અધ્યયનવાળો આ પ્રથમ શ્રુતસ્કંધ અહીં સમાપ્ત થાય છે, જે હું તને કહું છું."

**પ્રથમ સ્કંધ સમાપ્ત**

## દ્વિતીય શ્રુતસ્કંધ

### પ્રાસ્તાવિક

પ્રથમ સ્કંધ સાંભળી રહ્યા બાદ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને પૂછ્યું:–" આ સૂત્રના બીજા સ્કંધની ધર્મકથાઓનો શો ભાવ છે તે હવે મને કહો "

આર્ય સુધર્મા બોલ્યા:—

" શ્રમણભગવાન મહાવીરે આ સ્કંધમાં ધર્મકથાઓના દશ વર્ગ કહ્યા છે (૧) ચમરની[૧] અગ્રમહિષીઓનો વર્ગ (૨) બલિવૈરોચનેંદ્રની અગ્રમહિષીઓનો વર્ગ (૩) અસુરેંદ્ર[૨] સિવાય બાકીના દક્ષિણના ઇંદ્રોની[૩] અગ્રમહિષીઓનો વર્ગ (૪) અસુરેંદ્ર સિવાય ઉત્તરના ભવનવાસી ઇંદ્રોની અગ્રમહિષીઓનો વર્ગ (૫) દક્ષિણના વાનવ્યંતરો[૪]ના ઇંદ્રોની અગ્રમહિષીઓનો વર્ગ (૬) ઉત્તરના વાનવ્યંતરોના ઇંદ્રોની અગ્રમહિષીઓનો

વર્ગ (૭) ચંદ્રની અગ્રમહિષીઓનો વર્ગ (૮) સૂર્યની અગ્ર-મહિષીઓનો વર્ગ (૯) શક્રની અગ્રમહિષીઓનો વર્ગ (૧૦) ઈશાનની અગ્રમહિષીઓનો વર્ગ."

આ ધર્મકથાના દશ વર્ગોમાં શ્રમણભગવાન મહાવીરે પહેલા વર્ગનો શો ભાવ કહ્યો છે તે કહી સંભળાવવા જંબુએ પોતાના ગુરુને વિનંતિ કરી.

ગુરુ બોલ્યા:–

"પહેલા વર્ગનાં પાંચ અધ્યયનો છે. તેમાંનું પહેલું કાલી, બીજું રાઈ, ત્રીજું રયણી, ચોથું વિજ્જુ અને પાંચમું મેહા છે."

આ પાંચમાંના પહેલા અધ્યયનનો અર્થ જાણવા જંબુએ ફરી ગુરુને પૂછતાં આર્ય સુધર્મા બોલ્યા:—

# ૧

## કાલી

રાજગૃહમાં રાજા શ્રેણિક ચેલ્લણા[1] રાણી સાથે રાજ્ય કરતો હતો. તે સમયે ત્યાંના ગુણશિલ ચૈત્યમાં શ્રમણભગવાન મહાવીર આવીને ઊતર્યા.

તે વખતે ચમરચંચા રાજધાનીમાં રહેલી કાલી નામની ચમરની પટરાણીએ ભગવાનને રાજગૃહના ગુણશિલ ચૈત્યમાં આવ્યા જાણીને ત્યાં રહ્યાં રહ્યાં જ પ્રણામ કર્યા.

એકવાર કાલીદેવીને શ્રમણભગવાન મહાવીરની પાસે જઈ તેમની ભક્તિ કરવાનો સંકલ્પ થતાં તે તેમની પાસે આવી અને દિવ્ય ભક્તિ કરી પોતાને સ્થાને પાછી ચાલી ગઈ.

એ દેવીનું દિવ્ય તેજ જોઈને ભગવાનના પટ્ટશિષ્યે શ્રમણભગવાન મહાવીરને પૂછ્યું:–"હે ભગવન્! એ દેવીએ

એવું અદ્ભુત, દિવ્ય તેજ શાથી મેળવ્યું ?"

ભગવાન બોલ્યાઃ–"હે ગૌતમ! ભારતવર્ષમાં આમલકલ્પા નગરીમાં જિતશત્રુ નામે રાજા હતો. ત્યાં કાળો નામે એક સમૃદ્ધ ગાથાપતિ રહેતો હતો. તેને કાળશ્રી નામે સ્ત્રી તથા ઉમરે મોટી, શરીરે જીર્ણ અને કોઈ વરને પસંદ ન પડે તેવી કાળી નામે એક પુત્રી હતી.

તે વખતે આમલકલ્પાના આમ્રશાળ વનમાં પાર્શ્વનાથ અર્હત આવીને ઊતર્યા હતા. માતાપિતાની રજા લઈને તે કાળી નાહીધોઈ, ચોખ્ખી થઈ, શુદ્ધ વસ્ત્રો પહેરી, પોતાના પરિવાર સાથે પાર્શ્વનાથ અર્હતને વંદન કરવા ગઈ. પાર્શ્વનાથ અર્હતનું પ્રવચન સાંભળી તેને તેમાં શ્રદ્ધા થઈ, રુચિ થઈ અને તેણે ભગવાનને કહ્યુંઃ–"હું મારાં માતાપિતાને પૂછીને વિષયવિલાસો છાંડી તમારી પાસે સંયમનું વ્રત લેવા ઇચ્છું છું."

ત્યાંથી પાછા ફરી પોતાનાં માતાપિતાને તેણે પોતાનો વિચાર જણાવ્યો અને કહ્યું કે જો તમે અનુમતિ આપો તો હું મારો સંકલ્પ સિદ્ધ કરું.

ગાથાપતિ કાળે તે પ્રસંગે મિત્ર, જ્ઞાતિ અને સગાંસંબંધીઓને મોટું ભોજન આપ્યું અને તે તથા તેની સ્ત્રી પોતાની પુત્રી કાળીને લઈને પાર્શ્વનાથ અર્હત પાસે આવ્યાં તથા તેમને વિનંતિ કરી કહેવા લાગ્યાં કે "હે દેવાનુપ્રિય! આ દીકરી અમને વહાલી છે. તે તમારા ઉપદેશથી, સંસારથી ઉદ્વેગ પામી છે અને તમારી અંતેવાસિની થવા ઇચ્છે છે. તો હે દેવાનુપ્રિય! અમો આપને આ શિષ્યાની ભિક્ષા આપીએ છીએ તે તમે સ્વીકારો."

ભગવાને આ સાંભળી તેનો સ્વીકાર કર્યો. હવે કાળી કુમારી પોતાનાં આભરણવસ્ત્ર છાંડી, કેશલુંચન કરી, પાર્શ્વનાથ અર્હતની પાસે આવીને કહેવા લાગીઃ–"હે ભગવન્! આ સંસાર સળગેલો છે, એમાંથી મારો નિસ્તાર કરો."

પછી ભગવાને તેને પુષ્પચૂલા આર્યાને શિષ્યા તરીકે સોંપી. તે આર્યાએ તેને પ્રવ્રજ્યા આપી. હવે તે ખાવાપીવામાં બેસવાઊઠવામાં અને બોલવામાં સંયમને સાચવતી બ્રહ્મચારિણી થઈ તથા સામાયિક વગેરે અગિયાર અંગોને ભણીને પોતાની ગુરુણી સાથે ગામેગામ વિહરવા લાગી.

વખત જતાં તે પોતાના સંયમથી શિથિલ થઈ. તે પોતાના હાથપગ, માથું, મોઢું, સ્તન, કક્ષા અને ગુહ્યાંગોને વારંવાર ધોતી તથા બેસવાના, સૂવાના અને સ્વાધ્યાય કરવાના સ્થાને પહેલાં પાણી છાંટ્યા પછી જ પગ મૂકતી.

ગુરુણીએ તેને કહ્યુંઃ–"હે દેવાનુપ્રિયે! આ આપણો આચાર નથી. આપણે બ્રહ્મચારિણી છીએ માટે તમારે આમ કરવું ન ઘટે. માટે હે દેવાનુપ્રિયે! તમારે વિચારીને આનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવું જોઈએ."

કાલીએ ગુરુણીનું વચન સ્વીકાર્યું નહિ. તેથી તેનો શ્રમણીઓમાં આદર ઘટવા લાગ્યો અને તે વારંવાર નિંદાવા લાગી. કાળીને એમ થયું કે જ્યારે હું શ્રાવિકા હતી ત્યારે સ્વતંત્ર હતી અને જ્યારથી હું પ્રવ્રજિત થઈ છું ત્યારથી પરવશ બની છું. તો આવતી કાલે અહીંથી નીકળી મારે જુદા જ ઉપાશ્રયમાં રહેવું યોગ્ય છે.

જુદા ઉપાશ્રયમાં રહેતી તે કાલી વિષયસ્વચ્છંદી થઈ

અને પોતે સ્વીકારેલી સંયમની પ્રતિજ્ઞાઓને લગભગ ભૂલી ગઈ. એ રીતે રહેતી કુશીલવિહારી કાલી અંતે અવસાન પામી ચમરચંચા રાજધાનીમાં કાલીદેવીનો અવતાર પામી.

એ જ પ્રમાણે હે જંબુ! ગાથાપતિ રાઈ અને રાઈશ્રી ભાર્યાની પુત્રી રાઈ, ગાથાપતિ રયણી અને રયણશ્રી ભાર્યાની પુત્રી રયણી, ગાથાપતિ વિજ્જુ અને વિજ્જુશ્રી ભાર્યાની પુત્રી વિજ્જુ, ગાથાપતિ મેહ અને મેહશ્રી ભાર્યાની પુત્રી મેહાનું પણ વૃત્તાંત સમજવું.

હે જંબુ! એ પ્રમાણે શ્રમણભગવાન મહાવીરે ધર્મકથાનો પહેલો વર્ગ કહ્યો છે. હવે તને બીજો વર્ગ કહી સંભળાવું છું તે સાંભળ.

આ બીજા વર્ગમાં પણ શુંભા, નિશુંભા, રંભા, નિરુંભા અને મદના એમ પાંચ અધ્યયનો છે. એ પાંચે અધ્યયનોનો ભાવ કાલીની કથા પ્રમાણે જ સમજી લેવાનો છે. માત્ર વિશેષ એ છે કે આ પાંચેનું વાસસ્થાન જિતશત્રુના રાજ્યમાં શ્રાવસ્તી[૨] હતું. તે દરેકનાં માતાપિતાનાં નામ અનુક્રમે આ પ્રમાણે છેઃ-

શુંભગૃહપતિ, શુંભશ્રી ભાર્યા; નિશુંભ ગૃહપતિ, નિશુંભશ્રી ભાર્યા; રંભ ગૃહપતિ, રંભશ્રી ભાર્યા; નિરુંભ ગૃહપતિ, નિરુંભશ્રી ભાર્યા; મદન ગૃહપતિ અને મદનશ્રી ભાર્યા.

ત્રીજા વર્ગનાં ૫૪ અધ્યયનો છે. તેમાં (૧) ઇલા. (૨) સતેરા (૩) સૌદામિની (૪) ઇંદ્રા (૫) ધના (૬) વિદ્યુત નામની દક્ષિણના ૯ ઇંદ્રોમાંના દરેકની ૭ ૭ અગ્રમહિષીઓ ગણવી અને તેમનું વૃત્તાંત કાલીની કથા પ્રમાણે જ સમજવું.

માત્ર તેમનું નિવાસસ્થાન વારાણસી ગણવું. એટલે ૫૪ અધ્યયન થશે.

ચોથા વર્ગમાં પણ ૫૪ અધ્યયનો છે. તેમાં (૧) રુચા (૨) સુરુચા (૩) રુચંસા (૪) રુચકાવતી (૫) રુચકાંતા (૬) રુચપ્રભા–નામની ઉત્તરના ૯ ઇંદ્રોમાંના દરેકની ૭ ૭ અગ્રમહિષીઓ ગણવી અને તેમનું વૃત્તાંત પણ કાલીની કથા પ્રમાણે જ સમજવું. માત્ર તેમનું નિવાસસ્થાન ચંપા ગણવું. એટલે ૫૪ અધ્યયન થશે.

પાંચમા વર્ગમાં ૩૨ અધ્યયનો છે. તેમાં (૧) કમલા (૨) કમલપ્રભા (૩) ઉત્પલા (૪) સુદર્શના (૫) રૂપવતી (૬) બહુરૂપા (૭) સુરૂપા (૮) સુભગા (૯) પુણ્યા (૧૦) બહુપુત્રિકા (૧૧) ઉત્તમા (૧૨) ભારિયા (૧૩) પદ્મા (૧૪) વસુમતી (૧૫) કનકા (૧૬) કનકપ્રભા (૧૭) વતંસા (૧૮) કેતુમતી (૧૯) વજ્રસેના (૨૦) રતિપ્રિયા (૨૧) રોહિણી (૨૨) નવમિકા (૨૩) હ્રી (૨૪) પુષ્પવતી (૨૫) ભુજગા (૨૬) ભુજગવતી (૨૭) મહાકચ્છા (૨૮) અપરાજિતા (૨૯) સુઘોષા (૩૦) વિમલા (૩૧) સુસ્વરા (૩૨) સરસ્વતી–નામની દક્ષિણના વાનવ્યંતરના ઇંદ્રોની અગ્રમહિષીઓ ગણવી અને તેમનું વૃત્તાંત પણ કાલીની કથા પ્રમાણે જ સમજવું. માત્ર તેમનું નિવાસસ્થાન નાગપુર ગણવું એટલે ૩૨ અધ્યયનો થશે.

છટ્ઠો વર્ગ પાંચમા બરાબર જ ગણવો. માત્ર નિવાસસ્થાન સાકેત ગણવું અને પતિઓ ઉત્તરના વાનવ્યંતરના ઇંદ્ર ગણવા.

સાતમા વર્ગનાં ચાર અધ્યયનો છે. તેમાં (૧) સુરપ્રભા (૨) આતપા (૩) અર્ચિમાલી (૪) પ્રભંકરા–નામની ચાર

સૂર્યની અગ્રમહિષીઓ ગણવી અને નિવાસસ્થાન અરકખુરી[3] માનવું. બાકી બધું કાલીની કથા પ્રમાણે જ સમજવું.

આઠમા વર્ગમાં ચાર અધ્યયનો છે. તેમાં (૧) ચંદ્રપ્રભા (૨) જ્યોત્સ્નાભા (૩) અર્ચિર્માલી (૪) પ્રભંકરા—નામની ચાર ચંદ્રની અગ્રમહિષીઓ ગણવી અને નિવાસસ્થાન મથુરા માનવું. બાકી બધું કાલીની જ કથા પ્રમાણે સમજવું.

આ બધા વર્ગોમાં માતપિતાનાં નામ અગ્રમહિષીઓનાં નામ ઉપરથી જ સમજવાં. જેમકે ઇલાનો પિતા ઇલગૃહપતિ અને માતાનું નામ ઇલશ્રી.

નવમા વર્ગમાં આઠ અધ્યયન છે. તેમાં (૧) પદ્મા (૨) શિવા (૩) સતી (૪) અંજૂ (૫) રોહિણી (૬) નવમિકા (૭) અચલા (૮) અપ્સરા—નામની આઠ શક્ર ઇંદ્રની અગ્રમહિષીઓ ગણવી અને નિવાસસ્થાન નીચે પ્રમાણે સમજવાં— પહેલી બે શ્રાવસ્તીની, બીજી બે હસ્તિનાપુરની, ત્રીજી બે કંપિલપુરની[4] અને ચોથી બે સાકેતપુરની. પિતાનું નામ પદ્મ અને માતાનું નામ વિજયા બધાંનું જ ગણવું અને બાકી બધું કાલીની કથા પ્રમાણે સમજવું.

દશમા વર્ગમાં આઠ અધ્યયન છે. તેમાં (૧) કૃષ્ણા (૨) કૃષ્ણરાજી (૩) રામા (૪) રામરક્ષિતા (૫) વસુકા (૬) વસુગુપ્તા (૭) વસુમિત્રા (૮) વસુંધરા—નામની આઠ ઈશાન ઇંદ્રની અગ્રમહિષીઓ ગણવી અને નિવાસસ્થાન નીચે પ્રમાણે સમજવાં. પહેલી બે વારાણસીની, બીજી બે રાજગૃહની, ત્રીજી બે શ્રાવસ્તીની અને ચોથી બે કૌશાંબીની[5]. બાકી બધું કાલીની કથા પ્રમાણે સમજવું. પિતાનું નામ રામ અને માતાનું

નામ ધર્મા બધાંનું જ ગણવું.

એ પ્રમાણે હે જંબુ! શ્રમણભગવાન મહાવીરે ધર્મકથાનો આ શ્રુતસ્કંધ કહ્યો છે."

સમાપ્ત

૧

# ટિપ્પણ

**૧ : અંગદેશ**

મહાભારતમાં કહ્યા પ્રમાણે બલિરાજાના પુત્ર અંગના તાબાનો દેશ તે અંગદેશ. અને જૈન કથા પ્રમાણે ઋષભદેવના પુત્ર અંગનો દેશ તે અંગદેશ. મગધની પાસેના દેશને અંગદેશ કહેવામાં આવતો. તેની સીમા શક્તિસંગમતંત્રમાં વૈદ્યનાથથી માંડીને પુરી જિલ્લામાં આવેલા ભુવનેશ્વર સુધી જણાવવામાં આવેલી છે.

**૨ : ચંપા**

અંગદેશની રાજધાની હતી. ભાગવતની કથા પ્રમાણે હરિશ્ચંદ્રના પ્રપૌત્ર ચંપે તેને વસાવેલી. જૈન કથામાં કહ્યા પ્રમાણે પિતાના મૃત્યુના શોકથી રાજગૃહમાં ન ગમવાથી કોણિક રાજાએ ચંપાના એક સુંદર ઝાડવાળા સ્થળે નવી રાજધાની

તરીકે તેને વસાવેલી. વૈદિક, જૈન તેમજ બૌદ્ધ એમ ત્રણે સંપ્રદાયવાળા તેને તીર્થસ્થાન ગણે છે. તેનાં બીજાં નામો અંગપુરી, માલિની, લોમપાદપુરી અને કર્ણપુરી વગેરે છે. જૂના જૈન યાત્રીઓ લખે છે કે ચંપા પટણાથી પૂર્વમાં ૧૦૦ કોશ દૂર આવેલી છે. તેની દક્ષિણે લગભગ ૧૬ કોશ ઉપર મંદારગિરિ નામે એક જૈન તીર્થ છે, જે અત્યારે મંદારહીલ નામે સ્ટેશનની પાસે આવેલું છે. ચંપાનું વર્તમાન નામ ચંપાનાલા છે અને તે ભાગલપૂરથી ત્રણ માઈલ દૂર આવેલું છે. તેની પાસે જ નાથનગર પણ છે.

૩: કોણિક

આ રાજા પ્રસેનજિતનો પૌત્ર અને શ્રેણિકનો પુત્ર થાય. તેનું બીજું નામ જૈન કથામાં અશોકચંદ્ર પણ આપ્યું છે. બૌદ્ધગ્રંથોમાં આ રાજા અજાતશત્રુ નામે પ્રસિદ્ધ છે. તે બુદ્ધ તેમજ મહાવીરનો સમસામયિક હતો. તેની માનું નામ ચેલ્લણા હતું.

ભગવતીસૂત્રમાં તેને વજ્જીવિદેહપુત્ત કહેલો છે. જુઓ (ટિપ્પણ નં. ૨૧) આ વજ્જી શબ્દ બૌદ્ધગ્રંથપ્રસિદ્ધ વજ્જીવંશ સાથે સંબંધ ધરાવે છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં (અધિકરણ ૧૧) તેને માટે વ્રજિક શબ્દ આપેલો છે. મજ્ઝિમનિકાયની અટ્ઠકથામાં આ વજ્જીવંશની ઉત્પત્તિ બતાવતાં તે શબ્દની વ્યુત્પત્તિ વિચિત્ર રીતે આપેલી છે. પરંતુ વ્રજ્—જવું ધાતુ ઉપરથી તે શબ્દ થયેલો હોવાથી તેનો અર્થ કોઈ 'ભટકતી જાતિ' એવો થાય.

ભગવતીસૂત્રની ટીકામાં વજ્જીનો અર્થ વજ્રી એટલે

'વજ્જવાળો-ઇંદ્ર' એવો કરવામાં આવ્યો છે. અને આચાર્ય હેમચંદ્રે પણ મહાવીરચરિતમાં એ જ અર્થનું સમર્થન કર્યું છે.

કોણિકને વિદેહપુત્ત કહ્યો છે તેનું કારણ એ છે કે તેની માતા ચેલ્લણા વિદેહવંશની હતી.

વજ્જી રાજાઓની ઉત્પત્તિ વિષે વિશેષ માહિતી માટે પુરાતત્ત્વ પુ. ૧ પા. ૧૨૫ ઉપરનો અ. કોસંબીનો લેખ જુઓ.

## ૪ઃ મહાવીર

જૈનધર્મના ૨૪ તીર્થંકરોમાંના છેલ્લા તીર્થંકર. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ, માતાનું નામ ત્રિશલા, ભાઈનું નામ નંદીવર્ધન, પત્નીનું નામ યશોદા, પુત્રીનું નામ પ્રિયદર્શના અને જમાઈનું નામ જમાલિ હતું. તે તેમની બેન સુદર્શનાનો પુત્ર હતો.

તેમનાં માતપિતા પાર્શ્વનાથનાં શ્રમણોપાસક હતાં. તેમના પિતા જ્ઞાતકુળ*ના ક્ષત્રિય હતા. મહાવીરનો જન્મ વૈશાલિમાં (અત્યારનું બસાર, પટણાથી ૨૭ માઈલ ઉત્તરે) ક્ષત્રિયકુંડમાં થયો હતો. તેમનાં માતપિતાએ તેમનું નામ વર્ધમાન રાખ્યું હતું. તે ત્રીસ વર્ષના થતાં તેમનાં માતપિતા મૃત્યુ પામ્યાં. ત્યારબાદ મોટાભાઈની રજા લઈ તેમણે પ્રવ્રજ્યા લીધી અને ૧૨ વર્ષ તપશ્ચર્યા અને ધ્યાનમાં ગાળ્યા બાદ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. ત્યારપછી તે ૪૨ વર્ષ સુધી ઉપદેશ

* આવશ્યકચૂર્ણીમાં "ઋષભદેવના પોતાના જ લોકો"ને જ્ઞાતો તરીકે જણાવેલા છે. તેઓનું કુળ તે જ્ઞાતકુળ અને તેઓનો વંશ તે જ્ઞાતવંશ.

આપતા જીવ્યા અને ૭૨ વર્ષની ઉમરે ઈ.સ. પૂર્વે ૪૮૦ ની આસપાસમાં પાવાપુરીમાં નિર્વાણ પામ્યા. શ્વેતાંબરો તેમજ દિગંબરો બંનેને મહાવીરસ્વામી તીર્થંકર તરીકે સરખા જ માન્ય હોવા છતાં તેમના જન્મની અને વિવાહની હકીકત તથા સમયાદિ વિષે બંનેમાં મતભેદ છે.

તેમનાં બીજાં નામ આ પ્રમાણે છેઃ—

વીર, ચરમતીર્થંકૃત, દેવાર્ય, જ્ઞાતનંદન, વૈશાલિક, સન્મતિ, મહતીવીર, અંત્યકાસ્યપ, નાથાન્વય (જ્ઞાતાન્વય).

બૌદ્ધગ્રંથોમાં તે દીર્ઘતપસ્વી નિગ્ગંઠ નાતપુત્ત નામે પ્રસિદ્ધ છે.

વીરનિર્વાણ સંવત ૨૪૫૭ મો અત્યારે ચાલે છે (શ્વેતાંબર).

### ૫: સુધર્મા

તેમના પરિચય માટે જુઓ રાયચંદ જિનાગમસંગ્રહનું ભગવતીસૂત્ર, પ્રથમ ભાગ–પૃ. ૧૫.

### ૬: જંબુ

તેમના પરિચય માટે પણ ઉપર સુધર્મા માટે બતાવેલું સ્થાન જુઓ.

### ૭: પૂર્ણભદ્ર ચૈત્ય

ચૈત્ય* એટલે ચિતા ઉપરનું સ્મારક. આ પૂર્ણભદ્ર ચૈત્યનું વર્ણન કરતાં ઔપપાતિક સૂત્રમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ–"તેમાં નટ, નર્તક, મલ્લ, મૌષ્ટિક,[1] વેલંબગ,[2]

*ટીકાકારો ચૈત્યને વ્યંતરાયતન–"ભૂત, વ્યંતરનું રહેઠાણ" કહે છે.

(૧) મુષ્ટિયુદ્ધ કરનારા (૨) વિડંબના–ટીખળ કરનારા

પ્લવક,[૧] જલ્લ[૨], કથક, રાસક, આખ્યાતા, લંખ,[૩] મંખ[૪], તુંબ, વીણા વગાડનારા અને માગધો પોતાના ગાયન, વાદન, ખેલન, હાસ્ય વગેરેના પ્રયોગો કર્યા કરતા હતા, આહોતાઓ તેમાં આહુતિઓ આપતા અને હજારો યાગોના લાગા ત્યાં આવતા."

## ૮ : નાયાધમ્મકહા

આ સૂત્રની શરૂઆત કરતાં કહેવામાં આવ્યું છે કે "આ છઠ્ઠા અંગના બે શ્રુતસ્કંધ કહ્યા છે. તેમાં પ્રથમ સ્કંધમાં જ્ઞાતો-ઉદાહરણો છે અને બીજામાં ધર્મકથાઓ છે." તેમાં મૂળ શબ્દો णायाणि य धम्मकहाओ य છે. ટીકાકાર અભયદેવે એ મૂળને અનુસરીને "નાયાધમ્મકહા" શબ્દનો "જ્ઞાતો-ઉદાહરણો અને ધર્મકથાઓ" એવો અર્થ કરેલો છે.

તત્ત્વાર્થભાષ્યમાં આ અંગને માટે "જ્ઞાતધર્મકથા" એ શબ્દનો ઉપયોગ થયેલો છે. તેનો ઐતિહાસિક અર્થ કરવામાં આવે તો જ્ઞાત એટલે જ્ઞાતપુત્ર-મહાવીરે કહેલી ધર્મકથાઓ એવો અર્થ જરૂર થઈ શકે. પણ ભાષ્યના ટીકાકારે તેનો ज्ञाताः दृष्टान्ताः तानुपादाय धर्मो यत्र कथ्यते ज्ञातधर्मकथाः એટલે કે "ઉદાહરણોદ્વારા જેમાં ધર્મનું કથન કરેલું છે તે કથાઓ" એવો અર્થ કર્યો છે.

જ્ઞાતાસૂત્રના ટીકાકાર અભયદેવે જ સમવાયાંગની ટીકામાં અને મલયગિરિએ નંદીસૂત્રની ટીકામાં "જેમાં જ્ઞાતો એટલે

(૧) તરનારા (૨) દોરડા ઉપર ખેલનારા (૩) મોટા વાંસડાના અગ્રભાગ ઉપર ખેલનારા (૪) ચિત્રનાં પાટિયાં બતાવનારા ભિક્ષુઓ.

ઉદાહરણો પ્રધાન છે તેવી ધર્મકથાઓ" એવો અર્થ લીધો છે. તે ઉપરાંત મૂળમાં આપેલો "જ્ઞાતો અને ધર્મકથાઓ" એ અર્થ પણ અથવા કરીને લીધેલો છે. પરંતુ હેમચંદ્રાચાર્યે પોતાના કોશમાં "જ્ઞાતપ્રધાન ધર્મકથાઓ" એવો પ્રથમ અર્થ જ લીધો છે.

નાયાધમ્મકહા એ પ્રાકૃત પદમાંથી દિગંબરોએ નાથધર્મકથા (ગોમ્મટસાર), જ્ઞાતૃધર્મકથા (તત્ત્વાર્થરાજવાર્તિક) તથા શ્વેતાંબરોએ જ્ઞાતધર્મકથા અને જ્ઞાતાધર્મકથા એવાં પદો ઉપજાવેલાં છે. તથા તે પદોમાંથી તે ઉપર જણાવેલા ભિન્ન ભિન્ન અર્થો બતાવ્યા છે. પરંતુ તે બધામાં ભગવાન મહાવીરના નામ સાથે સંબંધ જોડનારો ઐતિહાસિક અર્થ વધુ સુસંગત છે. માટે જ આ સૂત્રનું નામ "નાયધમ્મકહા" મુખપૃષ્ઠ ઉપર અમે મૂકેલું છે.

સમવાયાંગ અને નંદીસૂત્રમાં નાયાધમ્મકહાનો પરિચય આ પ્રમાણે આપ્યો છે:–

"જેઓ વિષયસુખમાં મૂર્છિત છે અને સંયમમાં કાયર છે તથા સર્વ પ્રકારના મુનિગુણોથી શૂન્ય છે તેવાઓને સંયમમાં સ્થિર કરવા તથા સંયમમાં સ્થિર રહેલાઓના સંયમની વૃદ્ધિ કરવા આ કથાઓ કહેવામાં આવી છે."

તે કથાઓનું પરિમાણ જણાવતાં કહ્યું છે કે "તેના બે શ્રુતસ્કંધ છે અને તેમાં ૧૯ અધ્યયનો છે. તે અધ્યયનોમાં આવેલી હકીકતો ચરિત–બનેલી પણ છે અને કલ્પિત પણ છે. ધર્મકથાઓના ૧૦ વર્ગો છે. એક એક ધર્મકથામાં પાંચસો પાંચસો આખ્યાયિકાઓ છે, એક એક આખ્યાયિકામાં

પાંચસો પાંચસો ઉપાખ્યાયિકાઓ છે અને એક એક ઉપાખ્યાયિકામાં પાંચસો પાંચસો આખ્યાયિકોપાખ્યાયિકાઓ છે." આ રીતે બધી મળી તેમાં ૩‌ા કરોડ કથાઓ અને પાંચ લાખ ૭૬૦૦૦ પદો હોવાનું જણાવ્યું છે.

દિગંબરો તેમાં માત્ર અનેક પ્રકારનાં આખ્યાનો ઉપાખ્યાનો હોવાનું કહે છે અને તેનાં પદોની સંખ્યા પાંચ લાખ ૫૬૦૦૦ જણાવે છે.

વ્યાકરણમાં જેને છેડે વિભક્તિ હોય તેને પદ કહેવામાં આવે છે. સાહિત્યમાં સામાન્ય રીતે આ પદનો જ વ્યવહાર થાય છે. જૈનસૂત્રોમાં જે પદોની સંખ્યા બતાવી છે તે પદનું સ્વરૂપ આ પદથી કંઈક જુદા પ્રકારનું લાગે છે. કર્મગ્રંથનો ટીકાકાર કહે છે કે "જ્યાં અર્થ પૂરો થાય તે પદ એમ કહેવામાં આવ્યું છે." નંદીનો ટીકાકાર મલયગિરિ લખે છે કે:—

"यत्र अर्थोपलब्धिः तत् पदम् એટલે કે જે અર્થવાળું તે પદ." અનુયોગદ્વારસૂત્રમાં વ્યાખ્યાનું સ્વરૂપ બતાવતાં સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલણા, અને પ્રસિદ્ધિ એમ વ્યાખ્યાનાં અંગો બતાવ્યાં છે. તેમાં પદ વિષે લખતાં તેનો ટીકાકાર મલધારી વ્યાકરણપ્રસિદ્ધ પદને જ પદ તરીકે જણાવે છે. જેમ કે करोमि इति एकं पदम्। भदन्त इति द्वितीयं पदम्। सामायिकम् इति तृतीयं पदम्। વળી નંદીનો ટીકાકાર બીજે સ્થળે પદ વિષે લખતાં ચૂર્ણિકારનું પ્રમાણ આપીને જણાવે છે કે "ઉપસર્ગપદ, નિપાતપદ, નામપદ, ક્રિયાપદ અને મિશ્રપદ એમ પાંચ પ્રકારનાં પદો છે. એ પદોને આશ્રીને સૂત્રોનાં

પદો ગણવાનાં છે અથવા સૂત્રોનો આખો આલાપક એ એક પદ છે અને તે પદની અપેક્ષાએ સૂત્રનાં પદો સમજવાં." આ બીજાં પદોની અપેક્ષા લઈએ ત્યારે સૂત્રમાં લાખો પદો નહિ થઈ શકે પણ હજારો થશે. આ રીતે પદની જુદી જુદી વ્યાખ્યા અનેક સ્થળે મળે છે. કેટલીક જગાએ એમ પણ લખેલું છે કે સંપ્રદાયની પરંપરા નષ્ટ થઈ જવાથી પદનું ખરું પ્રમાણ મળી શકતું નથી. અને આમ પણ લખેલું છે કે એક પદમાં ૫૧,૦૮,૮૬,૮૪૦ શ્લોકો હોય છે. દિગંબર સંપ્રદાયમાં પણ ૫૧,૦૮,૮૪,૬૨૧$\frac{7}{8}$ શ્લોકનું એક પદ બતાવેલું છે. સમવાયાંગ અને નંદીમાં મૂળમાં જ્યાં નાયાધમ્મકહાનું પ્રમાણ બતાવ્યું છે ત્યાં માત્ર संखेज्जाइं पदसहस्साइं આટલો જ ઉલ્લેખ આવે છે. તેનો અર્થ હજારો પદો એવો થાય છે. અહીં જે પાંચ લાખ વગેરે પદની સંખ્યા બતાવી છે તે તેની વ્યાખ્યાઓને આધારે છે.

### ૯: ઉક્ખિત્ત–ણાય

આ અધ્યયનમાં મેઘકુમારની વાત આવે છે. તેમાં તેણે હાથીના ભવમાં સસલાને બચાવવા "पाए उक्खित्ते" પગ ઊંચો કર્યો હતો–એવું વર્ણન આવે છે. તે ઉપરથી આ અધ્યયનનું નામ ઉક્ખિત્ત–ણાય પડયું છે.

### ૧૦: રાજગૃહ

આ નગર બૌદ્ધો અને જૈનોનું પૂજનીય તીર્થ છે. ત્યાં મહાવીર અને બુદ્ધે અનેક ચાતુર્માસો કરેલા. તેથી જ તેનો ઉલ્લેખ વારંવાર બંને ધર્મના ગ્રંથોમાં આવે છે. જરાસંધના સમયમાં રાજગૃહ મગધની રાજધાની હતી એ

જાતની નોંધ મહાભારતના સભાપર્વમાં મળે છે. તેનું બીજું નામ ગિરિવ્રજ પણ તેમાં નોંધેલું છે. ત્યાં પાંચ પહાડો છે એમ મહાભારતકારે તેમજ જૈન ગ્રંથકારોએ જણાવેલું છે. પણ તેમનાં નામોમાં ભેદ નીચે પ્રમાણે છે.

મહાભારતઃ–વૈહાર (વૈભાર) વારાહ, વૃષભ, ઋષિગિરિ, ચૈત્યક.

વાયુપુરાણઃ–વૈભાર, વિપુલ, રત્નકૂટ, ગિરિવ્રજ, રત્નાચલ.

જૈનઃ–વૈભાર, વિપુલ, ઉદય, સુવર્ણ, રત્નગિરિ.

આ પહાડોને કારણે તેનું બીજું નામ ગિરિવ્રજ પડયું હશે. તેનું વર્તમાન નામ રાજગિર છે. તે બિહારથી લગભગ ૧૩, ૧૪ માઈલ દક્ષિણે આવેલું છે. આ જ રાજગૃહની બહાર ઉત્તરપૂર્વમાં જૈન સૂત્રોમાં નાલંદા નામનું સ્થળ હોવાનું જણાવ્યું છે. પ્રસિદ્ધ નાલંદા વિદ્યાપીઠ ત્યાં હતું.

આવશ્યક નિર્યુક્તિની અવચૂર્ણીમાં લખેલું છે કે પહેલાં ત્યાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર હતું. તેને ક્ષીણવાસ્તુક થયેલું જાણીને જિતશત્રુ રાજાએ તે ઠેકાણે ચનકપુર સ્થાપ્યું. કાળે કરીને તે ક્ષીણ થતાં ત્યાં ઋષભપુર સ્થપાયું. ત્યારબાદ કુશાગ્રપુર થયું. તે આખું બળી ગયા પછી શ્રેણિકના પિતા પ્રસેનજિત રાજાએ ત્યાં રાજગૃહ વસાવ્યું.

પન્નવણાસૂત્રમાં રાજગૃહને મગધની રાજધાની તરીકે વર્ણવેલું છે.

ભગવતીસૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશકમાં રાજ-ગૃહના ઊના પાણીના ઝરા વિષે ઉલ્લેખ છે. તેનું નામ મહાતપોપતીરપ્રભ આપેલું છે. ચીનાઈ પ્રવાસી ફાહ્યાને અને

હ્યુએન્ત્સિંગે તે ઊના પાણીનો ઝરો જોયાનું લખેલું છે. બૌદ્ધ-ગ્રંથોમાં આ ઝરાને તપોદ નામે કહેલો છે.

**૧૧ : મગધ**

ઋગ્વેદમાં આ દેશનો કીકટ નામે ઉલ્લેખ કરેલો છે. અથર્વવેદમાં તેનું મગધ નામ આવે છે. હેમાચાર્યે પોતાના કોશમાં તે બંને નામો આપેલાં છે. પન્નવણાસૂત્રમાં આર્ય-દેશો ગણાવતી વખતે મગધને પહેલો ગણાવ્યો છે. અત્યારના બિહારને પ્રાચીન મગધ કહી શકાય. તેમાં બૌદ્ધો અને જૈનોનાં અનેક તીર્થો છે. તેથી તેઓ તેને પૂજ્ય અને પવિત્ર માને છે.

પરંતુ વૈદિક લોકોએ તીર્થયાત્રાના કારણ સિવાય તેમાં પ્રવેશ કરવાનો પણ નિષેધ કરેલો છે અને ત્યાં વધુ વખત રહેનારને પ્રાયશ્ચિત્ત કરવાનું ફરમાવેલું છે.

બસો વર્ષ પહેલાંના એક જૈન યાત્રિકે લખ્યું છેઃ–

" કાસીવાસી કાગ મૂઉઈ મુગતિ લહઈ
મગધિ મુઓ નર ખર હુઈ એ "

" કાગડો પણ કાશીમાં મરે તો મુક્તિ પામે, પરંતુ માણસ પણ જો મગધમાં મરે તો ગધેડો થાય " એવી મા-ન્યતા તે તરફના લોકોમાં ચાલે છે.

**૧૨ : શ્રેણિક**

આ રાજા આગળ આવી ગયેલા કોણિક રાજાનો પિતા થાય. તે શિશુનાગવંશનો હતો. બૌદ્ધગ્રંથોમાં આને સેનિય અને બિંબિસાર નામે વર્ણવેલો છે. જૈનગ્રંથોમાં તેનું બીજું નામ ભિંભિસાર કે ભંભાસાર આપેલું છે. તેના તે નામનું કારણ બતાવતાં આચાર્ય હેમચંદ્રે જણાવ્યું છે કે " એક

વાર કુશાગ્રપુરમાં આગ થતાં રાજા પ્રસેનજિત અને તેના બધા કુમારો મહેલ બહાર નીકળી ગયા. બીજા કુમારોએ નીકળતાં નીકળતાં હાથી, ઘોડા, રત્ન, મણિ, માણેક વગેરે લીધાં પણ શ્રેણિકે માત્ર એક ભંભા જ લીધી. પ્રસેનજિતે તેને તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે ભંભા એ રાજાનું વિજયચિહ્ન છે માટે મેં તેને એકલીને લીધી છે. આ ઉપરથી રાજાએ તેનું નામ ભંભાસાર પાડ્યું." બિંબિસાર અને ભિંભિસાર એ નામોમાં સામ્ય ચોખ્ખું લાગે છે.

## ૧૩: ધારિણીનું સ્વપ્ન

લલિતવિસ્તરમાં જણાવ્યા પ્રમાણે બુદ્ધની માતા માયાદેવીએ, જ્યારે બુદ્ધ તેના ગર્ભમાં પેઠા તે વખતે રૂપાના ઢગલા જેવો, ૭ દાંતવાળો અને સર્વાંગસુંદર હાથી પોતાના ઉદરમાં પેસતો હોય એવું સ્વપ્ન જોયું હતું. આ પ્રમાણે જૈન તેમજ બૌદ્ધ ગ્રંથોમાં કોઈ મહાપુરુષ કુક્ષીમાં આવવાનો હોય તે પહેલાં તેમની માતાઓએ આવાં ઉત્તમ સ્વપ્નો જોયાની હકીકત મળી આવે છે.

## ૧૪: કૌટુંબિક પુરુષો

"ખાસ તહેનાતના નોકરો." જૈનસૂત્રોમાં નોકર અર્થમાં "કૌટુંબિક પુરુષ" તેમજ "દાસચેટ" એમ બે શબ્દોનો પ્રયોગ આવે છે. કૌટુંબિક શબ્દનો અર્થ "કુટુંબનો માણસ" થાય. તે ઉપરથી એમ માલમ પડે છે કે રાજાઓ પોતાના રાજવંશીઓમાંથી કેટલાકને ખાસ તહેનાતના નોકરો તરીકે રાખતા. પરંતુ જે લોકો દાસ જાતિના જ એટલે કે ગુલામ વંશના હતા તેમને માટે દાસચેટ શબ્દ વપરાતો હશે. જેમને

અત્યારે આપણે ગોલા કહીએ છીએ તેવા પ્રકારના જ આ લોકો હતા. આ લોકોને એ રીતે જન્મથી મરણ સુધી દાસનું જ કામ કરવાનું રહેતું, જ્યારે કૌટુંબિક પુરુષોને તેવું બંધન ન હોતું. કેટલાંક વર્ણનો ઉપરથી એવું લાગે છે કે આ દાસચેટો ઘણું કરીને પરદેશીઓ જ હતા. (જુઓ ટિપ્પણ નં. ૨૬)

## ૧૫ : જવનિકા

(जवणिया) યવન શબ્દ સાથે આ શબ્દનો સંબંધ છે. કોશકારોએ આ શબ્દની વ્યુત્પત્તિ जु ધાતુ ઉપરથી બતાવી છે. પણ ઇતિહાસની દૃષ્ટિથી વિચાર કરતાં લાગે છે કે આ શબ્દ યવન શબ્દમાંથી જ નીકળેલો છે. કારણ કે यवनिका–પડદો રાખવાની પ્રથા યવનોમાં જ હતી તેમ ઇતિહાસ પરથી માલમ પડે છે.

અમરકોશમાં जवनिका અને यमनिका એમ બે શબ્દો મૂકેલા છે. અને હેમચંદ્રે जवनी અને यमनी આપેલા છે. પરદેશીઓના સહવાસથી આપણે ત્યાં પણ યવનિકા–પડદાનો રિવાજ તેમજ તે શબ્દ દાખલ થયા લાગે છે.

જ્ઞાતામાં આવેલો યવનિકાનો ઉલ્લેખ અને વર્ણન બરાબર હોય તો એમ કલ્પી શકાય કે બિંબિસારના સમયમાં રાજકુટુંબોમાં તેની પ્રથા તથા યવનોનો પગપેસારો આપણા દેશમાં હતાં.

## ૧૬ : અષ્ટાંગનિમિત્તવેદી

"નિમિત્તનાં આઠ અંગોને જાણનાર." તે આઠ અંગો આ પ્રમાણે છેઃ–(૧) ભૌમ [ભૂકંપ વગેરે] (૨) ઉત્પાત [લોહીનો વરસાદ વગેરે] (૩) સ્વપ્ન (૪) અંતરિક્ષ [આકાશમાં

દેખાતાં ગંધર્વનગર વગેરે] (૫) આંગ [અંગમાં થનારાં-આંખનું ફરકવું વગેરે] (૬) સ્વર [પક્ષીઓનું બોલવું વગેરે] (૭) લક્ષણ [સ્ત્રી, પુરુષ વગેરેનાં લક્ષણો] (૮) વ્યંજન [તલ, મસા વગેરે શરીર ઉપરનાં ચિહ્ન]. આ વિષયનું વિગતવાર શાસ્ત્ર વરાહમિહિરની બૃહત્સંહિતા છે.

**૧૭: સ્વપ્નશાસ્ત્ર**

આ વિષય ઉપર કેટલાય ગ્રંથોમાં અનેક પ્રકરણો મળે છે. જેમકે સુશ્રુતઃ-શારીર સ્થાન, અધ્યાય ૩૩; બ્રહ્મવૈવર્ત-પુરાણઃ-જન્મખંડ, અધ્યાય ૭; ભગવતીસૂત્રઃ-શતક ૬, ઉદ્દેશક ૬.

**૧૮: દોહદ**

"ગર્ભિણીને થતી વિવિધ ઇચ્છાઓ" આ ઇચ્છાઓ પૂરી કરવામાં આવે તો જ ગર્ભ સર્વાંગસંપન્ન થઈ શકે. નહિ તો ગર્ભિણી સ્ત્રીને તેમજ ગર્ભને હાનિ થાય. સ્ત્રીના દોહદ ઉપ-રથી ગર્ભસ્થ જીવના સ્વભાવની કલ્પના પણ કરવામાં આવતી. તે વિષેના સવિસ્તર વર્ણન માટે જુઓ સુશ્રુતઃ-શારીરસ્થાન, અધ્યાય ૩.

**૧૯: વૈભાર પર્વત**

જુઓ રાજગૃહ.

**૨૦: વૈક્રિય સમુદ્દઘાત**

કેટલાંક કારણોને લઈને આત્મા પોતાના પ્રદેશોને (અંશોને) શરીરથી બહાર પ્રસરાવે છે અને પાછા સંકોચી પણ લે છે. તે ક્રિયાને જૈન પરિભાષામાં સમુદ્દઘાત કહે છે. વૈક્રિયસમુદ્દઘાત શરીરના પરિવર્તન માટે કરવામાં આવે છે. યોગસૂત્રમાં જણાવેલી નિર્માણચિત્ત અને નિર્માણકાયની પ્રક્રિ-

યાને આ પ્રક્રિયા મળતી આવતી હોય એમ લાગે છે. વાયુ-પુરાણમાં પણ આ વિષે ઉલ્લેખ છે. સમુદ્‌ઘાતની ક્રિયા માટે પન્નવણાસૂત્રના ૩૬ મા પદમાં વિસ્તારથી લખેલું છે અને ભગવતીસૂત્રના બીજા શતકના બીજા ઉદ્દેશકમાં પણ એ વાતનું વર્ણન છે.

## ૨૧ : સેચનક હાથી

આ હાથી શ્રેણિકનો પટ્ટહસ્તી હતો. શ્રેણિકે સંપત્તિના ભાગ કર્યા ત્યારે આ હાથી તેણે વિહલ્લકુમારને આપ્યો. પોતાની સ્ત્રીની હઠથી કોણિકે તે હાથી પોતાને આપવાની પોતાના ભાઈ વિહલ્લકુમાર પાસે માગણી કરતાં તેણે તેમ કરવા ના પાડી એટલે કોણિકે તેને યુદ્ધ કરવાની ધમકી આપી. તેથી તે વૈશાલિમાં પોતાના માતામહ ચેટકને શરણે ગયો. ત્યારબાદ બંને પક્ષ વચ્ચે લડાઈ થઈ. ચેટકના પક્ષમાં કાશીના નવ મલ્લકી અને કોશલના નવ લેચ્છકી એમ અઢાર ગણ-રાજાઓ હતા.

આ મહાશિલાકંટક સંગ્રામમાં કોનો જય થયો અને કોનો પરાજય થયો એ પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન મહાવીર ભગવતીસૂત્રમાં કહે છે "गोयमा ! वज्जी विदेहपुत्ते जइत्था, नव मल्लई नव लेच्छई कासीकोसलगा अट्ठारस वि गणरायाणो पराजइत्था । હે ગૌતમ! વજ્જી વિદેહપુત્તનો (કોણિકનો) જય થયો અને નવ મલ્લકી અને નવ લેચ્છકી એ અઢારે ગણરાજાઓનો પરાજય થયો."

આ વિષે ભગવતીસૂત્રના સાતમા શતકના નવમા ઉદ્દે-

શકમાં, નિરયાવલિસૂત્રમાં તેમજ હેમચંદ્રના મહાવીરચરિતના ૧૨ મા સર્ગમાં સવિસ્તર વર્ણન છે.

### ૨૨: ગર્ભની રક્ષાને અર્થે

ગર્ભિણી સ્ત્રીને લગતા આવા અનેક ઉલ્લેખો જૈનસૂત્રોમાં આવે છે.

એથી એમ સ્પષ્ટ માલમ પડે છે કે તે સમયના લોકો ગર્ભિણીની તેમજ ગર્ભની રક્ષા માટે કેટલી બધી કાળજી રાખતા. જ્યાં પ્રસૂતિશાસ્ત્ર તેમજ સંતતિશાસ્ત્ર ખૂબ ખેડાયેલું હોય ત્યાં જ આવી વ્યવસ્થાનો સંભવ છે. ગર્ભિણીના તેમજ ગર્ભના આરોગ્ય માટે તેના ખાદ્યાખાદ્યનો વિચાર આમાં સ્પષ્ટ છે. ગર્ભ સંસ્કારસંપન્ન થાય તે માટે ગર્ભિણીએ કેવી વૃત્તિઓ રાખવી જોઈએ તે વિષે પણ આ સ્થાને સ્પષ્ટ લખેલું છે. આવી જ હકીકત મત્સ્યપુરાણમાં કશ્યપે અદિતિને સમજાવેલી છે. તે વિષે વીરમિત્રોદયના સંસ્કારપ્રકાશમાં (પા. ૧૮૦-૧) ઉલ્લેખ છે.

### ૨૩: અઢારે વર્ણ અને ઉપવર્ણ

મૂળમાં अट्ठारस सेणीप्पसेणीओ છે.

ટીકાકારે શ્રેણીનો અર્થ कुंभकारादिजातयः એટલે કે "કુંભાર વગેરે જાતિઓ" અને પ્રશ્રેણીનો અર્થ तत्प्रभेदरूपाः એટલે કે તેના પેટા વિભાગો એમ કરેલો છે. જંબુદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં તે અઢારેને નવ નારુ અને નવ કારુ એમ બે ભેદ પાડીને ગણાવેલી છે. (૧) કુંભાર (૨) પટ્ટઇલ્લ-પટેલ (૩) સુવર્ણકાર-સોની (૪) સૂપકાર-રસોઈઓ (૫) ગાંધર્વ (૬) કાશ્યપક-હજામ (૭) માલાકાર-માળી (૮) કચ્છકર

[કે કજ્જકર ?] (૯) તંબોળી. આ નવ નારુ છે. (૧) ચમાર (૨) યંત્રપીડક–ઘાણી, કોલુ વગેરે ચલાવનારા (૩) ગંછિઅ [ગાંછો–વાંસફોડો ?] (૪) છિંપાય–છીપા (૫) કંસકાર–કંસારો (૬) સીવંગ–સીવનારા (૭) ગુઆર [?] (૮) ભિલ્લ (૯) ધીવર–માછી. આ નવ કારુ છે.

## ૨૪: યાગો

યાગ શબ્દનો વપરાશ વિશેષે કરીને વૈદિક સંપ્રદાયમાં છે. ત્યાં તેનો અર્થ 'યજ્ઞ' કરવામાં આવે છે. અહીં તેનો અર્થ ટીકાકારે "દેવની પૂજા" કરેલો છે. આજ ટીકાકારે ભગવતી સૂત્રમાં (શતક ૧૧, ઉદ્દેશક ૧૧) यागान् पूजाविशेषान् એટલે કે "એક જાતની પૂજા" એ અર્થ પણ બતાવ્યો છે. કલ્પસૂત્રની ટીકામાં यागान् अर्हत्प्रतिमापूजाः એટલે કે "અર્હત-પ્રતિમાની પૂજાઓ" એવો અર્થ ઉપાધ્યાય વિનયવિજયજીએ આપેલો છે અને તેનું સમર્થન પણ કર્યું છે. આ ઉપરથી માલમ પડે છે કે યાગનો નિશ્ચિત અર્થ જૈન સંપ્રદાયમાં પ્રસિદ્ધ ન હતો. તેમ હોત તો સર્વ ઠેકાણે એક જ અર્થ ટીકાકારો બતાવત. તેનો નિશ્ચિત અર્થ ન હોવાનું કારણ એ લાગે છે કે તે શબ્દ મૂળ વૈદિક સંપ્રદાયનો છે.

## ૨૫: ગણનાયકો

આ શબ્દનો સંબંધ ગણરાજ્ય સાથે છે. એટલે તેનો અર્થ પ્રાચીનકાળમાં પ્રસિદ્ધ એવાં "ગણરાજ્યોના નાયકો" એમ થાય.

## ૨૬: વગેરે દેશો

મૂળમાં અહીં જણાવ્યા કરતાં વધારે દેશોનાં નામ છે.

તે નામો આ પ્રમાણે છેઃ–બઊસિ (બકુસિ), જોણિય (યોનક), પલ્હવિણુ (પલ્હવિક), ઇસિણિયા (ઇસિનિકા), ધારુગિણિ (ઘોરુકિનિ), લાસિય (લાસિક), લઉસિય (લકુસિક), પક્કણિ (પક્વણી), મરુંડિ (મુરુંડી).

## ૨૭: સંસ્કારો

જન્મ્યા પછી પહેલે દિવસે જાતકર્મ, બીજે દિવસે જાગરિકા, ત્રીજે દિવસે ચંદ્રસૂર્યદર્શન, બારમે દિવસે નામકરણ, પછી પ્રજેમણ, ચંક્રમણ, ચૂડાપનયન અને પછી ગર્ભથી આઠમે વરસે ઉપનય–આ રીતે મેઘકુમારના સંસ્કારનો ક્રમ છે. સૂત્રોમાં જ્યાં જ્યાં કોઈના જન્મની હકીકત આવે છે ત્યાં સંસ્કારોનો લગભગ આવોજ ક્રમ હોય છે. જેમકે ભગવતીમાં (૧૧ મું શતક, ઉદ્દેશક ૧૧) મહાબળના જન્મના પ્રસંગે જણાવ્યું છે કે પહેલાં દસ દિવસ સુધી સ્થિતિપતિતા (કુલાચાર પ્રમાણે કરવાનો વિધિ) કરે છે. પછી ચંદ્રસૂર્યદર્શન, પછી જાગરિકા, નામકરણ, પરંગામણ (ઘૂંટણે ચાલવું) ચંક્રમણ, જેમામણ, પિંડવર્ધન (આહાર વધારવો), પજપ્પાવણ (પ્રજલ્પન), કર્ણવેધ, સંવત્સરપ્રતિલેખ (વર્ષગ્રંથીકરણ–વરસગાંઠ), ચોલોયણ (ચૂડાકર્મ), ઉપનયન, કલાગ્રાહણ વગેરે ગર્ભાધાનથી માંડીને બધી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે.

ભગવાન મહાવીરના જન્મપ્રસંગે પહેલે દિવસે સ્થિતિપતિતા, ત્રીજે દિવસે ચંદ્રસૂર્યદર્શન, છઠ્ઠે દિવસે ધર્મજાગરિકા, અગિયારમે દિવસે સૂતક કાઢ્યા બાદ બારમે દિવસે નામકરણ (કલ્પસૂત્ર મૂળ) અને પછી આવશ્યકમાં *લખ્યા પ્રમાણે ૮ વર્ષથી વધારે વયના જાણીને ઉપનય કરે છે.

## ટિપ્પણ

મૂળમાં આ પ્રવૃત્તિને સંસ્કાર શબ્દથી જણાવી નથી. પણ એ સંસ્કારો જ છે એ વિષે કંઈ શંકા નથી. કારણ કે વૈદિક પરંપરામાં સંસ્કારોનો જે ક્રમ મળે છે તેને જ મળતો જૈન સૂત્રોનો આ ક્રમ છે. ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, સીમંતોન્નયન, જાતકર્મ (પહેલે દિવસે), નામકરણ, પ્રેઙ્ખારોહણ, દુગ્ધપાન, તાંબુલભક્ષણ, નિષ્ક્રમણ, ચંદ્રસૂર્યદર્શન, કટીસૂત્રબંધન, કર્ણવેધ, અંકુરાર્પણ, અન્નપ્રાશન, અબ્દપૂર્તિકૃત્ય (સંવત્સરપ્રતિલેખ), ચૂડાકરણ, વિદ્યારંભ, ઉપનય વગેરે. આ જાતનો સંસ્કારોનો ક્રમ વીરમિત્રોદયના સંસ્કારપ્રકાશમાં જૂની સ્મૃતિઓનો આધાર આપીને બતાવેલો છે.

સંસ્કારો અને તેમની વિધિ વિષે પ્રાચીન જૈન સાહિત્યમાં કશુંય જણાવ્યું નથી. છતાં જૈન કુટુંબોમાં જન્મેલા મેઘકુમાર, મહાવીર વગેરેને વૈદિકસંપ્રદાયના એ પ્રસિદ્ધ સંસ્કારો કરવામાં આવેલા એમ તે તે ઉલ્લેખો ઉપરથી માલમ પડે છે. બુદ્ધને પણ જાતકર્મ અને નામકરણ સંસ્કાર થયાનો ઉલ્લેખ બુદ્ધઘોષ પોતાના બુદ્ધચરિતમાં કરે છે.

આ ઉપરથી એમ માલમ પડે છે કે તે સંસ્કારો અને તેમની વિધિઓ એટલાં બધાં લોકપ્રચલિત થઈ ગયાં હતાં કે એમાં કોઈ પણ પ્રકારની સાંપ્રદાયિકતા રહી જ ન હતી. તેમજ ભિન્ન સંપ્રદાયની વિધિઓ પણ જો અવશ્ય ઉપયોગી હોય તો તેમને પોતાના આચારમાં લેવી પણ ખરી એવો બીજા સંપ્રદાયો પ્રત્યે સમભાવ પણ તે જમાનાના લોકોની અંદર હતો. આ માટે બીજા ઘણા પુરાવાઓ આ સૂત્રમાં આગળ આવવાના જ છે.

## ૨૮ઃ ૭૨ કળાઓ

(૧) લેખ [ લખવાની કળાઃ બધી પ્રકારની લિપિમાં લખી શકવું; કોતરીને, સીવીને, વણીને, છેદીને, ભેદીને, બાળીને અને સંક્રમણ કરીને (એક બીજામાં ભેળવીને) અક્ષરો પાડવા; સ્વામી-ચાકર, પિતા-પુત્ર, ગુરુ-શિષ્ય, પતિ-પત્ની, શત્રુ-મિત્ર વગેરે સાથે પરસ્પર પત્રવ્યવહારની શૈલી; લિપિના ગુણદોષનું જ્ઞાન ] (૨) ગણિત (૩) રૂપ ( માટી, પત્થર, સોનું, મણિ, વસ્ત્રો અને ચિત્ર વગેરેમાં રૂપનિર્માણ ) (૪) નાટ્ય ( અભિનયવાળો અને અભિનય વિનાનો નાચ ) (૫) ગીત (૬) વાદિત્ર (૭) સ્વરગત ( સંગીતના સ્વરસપ્તકનું જ્ઞાન ) (૮) પુષ્કરગત ( મૃદંગ વગેરે વગાડવાનું જ્ઞાન ) (૯) સમતાલ ( ગીતાદિના તાલનું જ્ઞાન ) (૧૦) દ્યૂત (૧૧) જનવાદ ( એક જાતનું દ્યૂત ) (૧૨) પાશક (પાસા) (૧૩) અષ્ટાપદ ( ચોપાટ ) (૧૪) પુરઃકાવ્ય (શીઘ્રકવિત્વ) (૧૫) દકમૃત્તિકા ( મિશ્રિત દ્રવ્યોની પૃથક્કરણ વિદ્યા ) (૧૬) અન્નવિધિ (પાકવિદ્યા) (૧૭) પાનવિધિ (પાણી સ્વચ્છ કરવાની અને તેના ગુણદોષ પારખવાની વિદ્યા) (૧૮) વસ્ત્રવિધિ ( વસ્ત્ર પહેરવાની વિદ્યા ) (૧૯) વિલેપન વિધિ (૨૦) શયન વિધિ ( પલંગ, પથારી ઇત્યાદિનાં માપ વગેરેનું જ્ઞાન અથવા કેમ સૂવું તે વિષેનું જ્ઞાન ) (૨૧) આર્યા ( આર્યા છંદના ભેદ પ્રભેદોનું જ્ઞાન) (૨૨) પ્રહેલિકા (સમસ્યા)–(૨૩) માગધિકા–(૨૪) ગાથા–(૨૫) ગીતિ–(૨૬) શ્લોક–( વગેરેના ભેદપ્રભેદોનું જ્ઞાન ) ( ૨૭ ) હિરણ્યયુક્તિ ( રૂપાનાં ઘરેણાં કયાં કયાં પહેરવાં તેનું જ્ઞાન ) (૨૮) સુવર્ણયુક્તિ ( સોનાનાં ઘરેણાં કયાં કયાં પહે-

રવાં તેનું જ્ઞાન ) (૨૯) ચૂર્ણયુક્તિ (સ્નાન, મંજન વગેરેનાં ચૂર્ણો બનાવવાની યુક્તિ) (૩૦) આભરણવિધિ (૩૧) તરુણી-પ્રતિકર્મ (યુવતીનાં વર્ણ વગેરેને વધારવાનું જ્ઞાન) (૩૨) સ્ત્રી-(૩૩) પુરુષ-(૩૪) હય-(૩૫) ગજ-(૩૬) ગાય-(૩૭) કુક્કુર-(૩૮) છત્ર-(૩૯) દંડ-(૪૦) અસિ-(૪૧) મણિ-(૪૨) કાકણી (રત્ન)-એ બધાંનાં સામુદ્રિકમાં કહેલાં લક્ષણોનું જ્ઞાન (૪૩) વાસ્તુવિદ્યા (૪૪) સ્કંધાવારમાન (સેનાના પરિમાણનું જ્ઞાન) (૪૫) નગરમાન (નગરના પરિમાણનું જ્ઞાન) (૪૬) વ્યૂહ (સેનાના વ્યૂહો રચવાનું જ્ઞાન) (૪૭) પ્રતિવ્યૂહ (પ્રતિદ્વંદ્વીના વ્યૂહનું જ્ઞાન) (૪૮) ચાર (ગ્રહોની ગતિ વગેરેનું જ્ઞાન) (૪૯) પડિયાર (પ્રતિચાર-ગ્રહોની પ્રતિકૂળ ગતિનું જ્ઞાન અથવા પ્રતિકાર-રોગીના ઉપચારનું જ્ઞાન) (૫૦) ચક્રવ્યૂહ-(૫૧) ગરુડવ્યૂહ-(૫૨) શકટવ્યૂહ-વગેરે વ્યૂહો રચવાનું જ્ઞાન (૫૩) યુદ્ધ (૫૪) નિયુદ્ધ (મલ્લયુદ્ધ) (૫૫) યુદ્ધાતિયુદ્ધ (મોટી લડાઈ) (૫૬) દૃષ્ટિયુદ્ધ (૫૭) મુષ્ટિયુદ્ધ (૫૮) બાહુયુદ્ધ (૫૯) લતાયુદ્ધ (લતાની પેઠે પ્રતિદ્વંદ્વીને વીંટળાઈને કરવાનું યુદ્ધ) (૬૦) ઇષ્વસ્ત્ર (બાણો અને અસ્ત્રોનું જ્ઞાન) (૬૧) ત્સરુપ્રવાદ (તરવારની વિદ્યા) (૬૨) ધનુર્વેદ (૬૩) હિરણ્યપાક (રૂપું બનાવવાનો કીમિયો) (૬૪) સુવર્ણપાક (સોનાનો કીમિયો) (૬૫) સૂત્રખેલ (દોરીઓ તોડેલી કે બળી ગયેલી હોય પણ તૂટેલી કે બળેલી નથી એમ દેખાડવું તે અથવા તો દોરીઓ ખેંચીને કરાતો પૂતળાં વગેરેનો ખેલ) (૬૬) વસ્ત્રખેલ (ફાટેલું કે ટૂંકું વસ્ત્ર તેવું ન દેખાય તેવી રીતે પહેરવું અથવા વસ્ત્રની

ક્રીડા) (૬૭) નાલિકાખેલ* (એક પ્રકારનું દ્યૂત) (૬૮) પત્ર-ચ્છેદ્ય (પાંદડાંની થોકડીમાં અમુક સંખ્યા સુધીનાં પાંદડાં છેદવાની કળા) (૬૯) કટચ્છેદ્ય (વચમાં અંતરવાળી તેમજ એક હારમાં રહેલી વસ્તુઓના ક્રમવાર છેદનનું જ્ઞાન) (૭૦) સજીવ (મરેલી ધાતુઓને સહજરૂપમાં લાવવાનું જ્ઞાન) (૭૧) નિર્જીવ (ધાતુઓને મારવાનું જ્ઞાન) (૭૨) શકુનરુત (શકુનો અને અવાજોનું જ્ઞાન)

આ રીતે ૭૨ કળાના ઉલ્લેખો સમવાયાંગમાં ૭૨ મા સમવાયમાં અને રાજપ્રશ્નીયમાં દૃઢપ્રતિજ્ઞની શિક્ષાના પ્રકરણમાં થોડા ઘણા ફેરફારો સાથે આવે છે.

કામસૂત્રના વિદ્યાસમુદ્દેશ પ્રકરણમાં ૬૪ કળાઓ અને તેમનું વિવરણ આપેલું છે. એ ચોસઠ કળાઓમાં ઉપર જણાવેલી ૭૨ કળાઓ સમાઈ જતી લાગે છે. તેમની વિગત આ પ્રમાણે છે:—

| કામસૂત્ર | જૈનસૂત્રની કચી કળાઓ તેમાં સમાય છે |
|---|---|
| ૧ ગીત ... ... ... | ...(૫) ગીત (૭) સ્વરગત |
| ૨ વાદ્ય ... | ...(૬) વાદિત્ર (૮) પુષ્કરગત (૯) સમતાલ |
| ૩ નૃત્ય ... ... | ...(૪) નાટ્ય |
| ૪ આલેખ્ય... ... | ...(૩) રૂપ |

* સૂત્રક્રીડાની વ્યાખ્યા આપતાં नालिकासंचारनालादिसूत्राणां अन्यथा अन्यथा दर्शनम् અર્થાત્ નળીમાં નાખેલા સૂત્રના તાંતણાઓનું બીજી બીજી રીતે દેખાવું એમ વાત્સ્યાયનની ટીકામાં જણાવેલું છે. એથી એમ માલૂમ પડે છે કે નાલિકા-ખેલનો અર્થ સૂત્રક્રીડાને મળતોજ કદાચ હોય. વળી આ શબ્દ સૂત્રખેલ અને વસ્ત્રખેલની હારમાં જ છે તેથી પણ આ અર્થ વધુ સુસંગત લાગે છે.

૫ વિશેષકચ્છેદ્ય (આને પત્રચ્છેદ્ય પણ કહ્યું છે. તિલક વગેરે માટે પાંદડાની અનેક જાતની આકૃતિઓ બનાવવાની કળા) — (૬૮) પત્રચ્છેદ્ય (આની અહીં કરેલી વ્યાખ્યા પણ થઈ શકે છે)

૬ તંડુલકુસુમબલિવિકાર (અનેક રંગના ચોખા વગેરેથી રંગોળી પૂરવી)

૭ પુષ્પાસ્તરણ (આને પુષ્પશયન પણ કહ્યું છે) (૨૦)શયનવિધિ

૮ દશનવસનાંગરાગ (દાંત, કપડાં અને શરીર રંગવાં તે) — (૩૧) તરુણીપ્રતિકર્મ (?) (૧૯) વિલેપન (?) (૧૮) વસ્ત્રવિધિ

૯ મણિભૂમિકર્મ (સૂવા બેસવા માટે મણિ વગેરેથી જમીન બાંધવી)

૧૦ શયનરચન ... ...(૨૦)શયનવિધિ

૧૧ ઉદકવાદ્ય (જળતરંગ) ... ... ...(૬) વાદિત્ર

૧૨ ઉદકાઘાત (પાણીની પીચકારીઓ વડે ક્રીડા)

૧૩ ચિત્રયોગ (કામણટૂમણ)

૧૪ માલ્યગ્રથન (માળાઓ ગૂંથવી)

૧૫ શેખરકાપીડયોજન [ફૂલોવડે શેખરક અને આપીડ (માથાનાં આભૂષણ) ગૂંથવાં] ... ... (૩૦) આભરણવિધિ

૧૬ નેપથ્યપ્રયોગ ... ... (૧૮) વસ્ત્રવિધિ

૧૭ કર્ણપત્રભંગ (દાંત, શંખ વગેરેનાં કાનનાં ઘરેણાં બનાવવાં) ...(૧૮) આભરણવિધિ

૧૮ ગંધયુક્તિ ... ... ... ...(૨૯) ચૂર્ણયુક્તિ

૧૯ ભૂષણયોજન ... ... ... ...(૧૮) આભરણવિધિ
૨૦ ઇંદ્રજાળ
૨૧ કૌચુમારયોગ (સૌભાગ્ય, વાજીકરણ
વગેરેના કુચુમારે કહેલા ઉપાયો)
૨૨ હસ્તલાઘવ (હાથની કુશળતા) (૬૮)પત્રચ્છેદ્ય (૬૯)કટચ્છેદ્ય
૨૩ વિચિત્ર શાક-યૂષ-ભક્ષ્ય વિકારક્રિયા ... ...(૧૬) અન્નવિધિ
૨૪ પાનકરસરાગાસવયોજન ... ... ...(૧૭) પાનવિધિ
૨૫ સૂચીવાનકર્મ (સીવવા સાંધવાની કળા)
૨૬ સૂત્રક્રીડા ... ... (૬૫) સૂત્રખેલ(૬૭) નાલિકાખેલ (?)
૨૭ વીણાડમરુકવાદ્ય ... ... ... ... (૬) વાદિત્ર
૨૮ પ્રહેલિકા ... ... ... ... ...(૨૨) પ્રહેલિકા
૨૯ પ્રતિમાલા (અંતકડી)
૩૦ દુર્વાચકયોગ (કિલષ્ટ ઉચ્ચાર-
વાળા શબ્દો બોલવાની કળા)
૩૧ પુસ્તકવાચન
૩૨ નાટકાખ્યાયિકાદર્શન
૩૩ કાવ્યસમસ્યાપૂરણ
૩૪ પત્રિકાવેત્રવાનવિકલ્પ (નેત્ર, બરુ વગેરેથી
ખાટલા કે આસન ભરવાની ક્રિયા )
૩૫ તક્ષકર્મ ( સંઘાડિયાનું કામ )
૩૬ તક્ષણ ( સુતારી કામ )
૩૭ વાસ્તુવિદ્યા ... ...(૪૩) વાસ્તુવિદ્યા (૪૫) નગરમાન
૩૮ રૂપ્યરત્નપરીક્ષા ... (૪૧) મણિલક્ષણ (૪૨) કાકણી-
લક્ષણ (૨૭) હિરણ્યયુક્તિ (?)

(૨૮) સુવર્ણયુક્તિ (?)

૩૯ ધાતુવાદ ... ...(૬૩) હિરણ્યપાક (૬૪) સુવર્ણપાક
(૭૦) સજીવ (૭૧) નિર્જીવ

૪૦ મણિરાગાકરજ્ઞાન (મણિઓની ખાણોનું અને મણિઓ રંગવાનું કામ)

૪૧ વૃક્ષાયુર્વેદ ( વનસ્પતિની દવા કરવાની વિદ્યા )

૪૨ મેષકુક્કુટલાવકયુદ્ધવિધિ ··· ··· ( ૫૩ ) યુદ્ધ (?)

૪૩ શુકસારિકાપ્રલાપન ( પોપટ અને મેના વગેરે પઢાવવાં )

૪૪ ઉત્સાદન, સંવાહન અને કેશમર્દનમાં કુશળતા ( પગ તથા હાથ વગેરે વડે દબાવવા કે મસળવાની અને કેશ ચોળવાની કુશળતા )

૪૫ અક્ષરમુષ્ટિકાકથન ( ટૂંકાક્ષરીનું જ્ઞાન–શોર્ટહેન્ડ )

૪૬ મ્લેચ્છિત વિકલ્પ ( જાણકાર સિવાય બીજો કોઈ ન સમજી શકે તેવો શબ્દપ્રયોગ )

૪૭ દેશભાષાવિજ્ઞાન

૪૮ પુષ્પશકટિકા ( ફુલોના મ્યાના, પાલખી વગેરે બનાવવાની કળા )

૪૯ નિમિત્તજ્ઞાન ... (૭૨)શકુનરુત [(૩૨)સ્ત્રી(૩૩)પુરુષ(૩૪) હય (૩૫) ગજ (૩૬) ગાય (૩૭) કુક્કુટ (૩૮) છત્ર (૩૯) દંડ (૪૦) અસિ (૪૧) મણિ (૪૨) કાકણી–રત્ન–એ બધાંનાં લક્ષણોનું જ્ઞાન] (૪૮)ચાર(૪૯) પ્રતિચાર

૫૦ યંત્રમાતૃકા ( સજીવ કે નિર્જીવ યંત્રોની રચના )

૫૧ ધારણમાતૃકા (સ્મૃતિશક્તિ-અવધાનકળા)
૫૨ સંપાઠ્ય (કોઈ માણસ કાવ્ય બોલતો હોય તેની સાથે જેને તે નથી આવડતું તેવો માણસ પણ એકાદ આગલો શબ્દ સાંભળીને બોલવા લાગે-એ કળા; આને જૈન સંપ્રદાયમાં પદાનુસારિણી બુદ્ધિ કહે છે)
૫૩ માનસીકાવ્યક્રિયા (પદ્મ, ઉત્પલ વગેરે આકૃતિવાળા શ્લોકમાં ખાલી રાખેલી જગ્યાઓ પૂરવી)
૫૪ અભિધાનકોશ (શબ્દકોશનું જ્ઞાન)
૫૫ છંદોવિજ્ઞાન... ...(૨૧) આર્યા (૨૩) માગધિકા (૨૪) ગાથા (૨૫) ગીતિ (૨૬) શ્લોક
૫૬ ક્રિયાકલ્પ (કાવ્ય-અલંકાર) ... ... (૧૪) પુરઃકાવ્ય
૫૭ છલિતકયોગ (રૂપાંતર કરીને ઠગવાની કળા)
૫૮ વસ્ત્રગોપન
૫૯ દ્યૂતવિશેષ ... (૧૦) દ્યૂત (૧૧) જનવાદ (૧૨) પાશક (૧૩) અષ્ટાપદ (૧૪) નાલિકાખેલ
૬૦ આકર્ષક્રીડા (પાસાની રમત) ... ... (૧૨) પાશક
૬૧ બાળક્રીડન (બાળકો માટે ઢીંગલી વગેરે બનાવવાની કળા)
૬૨ વૈનયિકી (પોતાને તેમજ બીજાને કેળવવાની કળા અને હાથી વગેરે પશુઓને કેળવવાની કળા)
૬૩ વૈજયિકી (વિજયપ્રાપ્તિ માટેની કળા) (૪૬) વ્યૂહ (૪૭) પ્રતિવ્યૂહ (૫૦) ચક્રવ્યૂહ (૫૧) ગરુડવ્યૂહ (૫૨) શકટવ્યૂહ (૫૩) યુદ્ધ (૫૪) નિયુદ્ધ (૫૫) યુદ્ધાતિયુદ્ધ (૫૬) દૃષ્ટિયુદ્ધ

(૫૭) મુષ્ટિયુદ્ધ (૫૮) બાહુયુદ્ધ
(૫૯) લતાયુદ્ધ (૬૦) ઇષ્વસ્ત્ર
(૬૧) ત્સરુપ્રવાદ (૬૨) ધનુર્વેદ
(૪૪) સ્કંધાવારમાન

૬૪ વ્યાયામિકી (વ્યાયામ સંબંધી કળા)

જંબુદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં સ્ત્રીની ૬૪ કળાનાં નામ નીચે પ્રમાણે આપ્યાં છે.

(૧) નૃત્ય (૨) ઔચિત્ય (૩) ચિત્ર (૪) વાદિત્ર (૫) મંત્ર (૬) તંત્ર (૭) જ્ઞાન (૮) વિજ્ઞાન (૯) દંભ (૧૦) જળસ્તંભ (૧૧) ગીતમાન (૧૨) તાલમાન (૧૩) મેઘવૃષ્ટિ (૧૪) ફલાકૃષ્ટિ (૧૫) આરામરોપણ (૧૬) આકારગોપન (૧૭) ધર્મવિચાર (૧૮) શકુનસાર (૧૯) ક્રિયાકલ્પ (૨૦) સંસ્કૃતજલ્પ (૨૧) પ્રાસાદનીતિ (૨૨) ધર્મરીતિ (૨૩) વર્ણિકાવૃદ્ધિ (૨૪) સ્વર્ણસિદ્ધિ (૨૫) સુરભિતૈલકરણ (૨૬) લીલાસંચરણ (૨૭) હયગજપરીક્ષા (૨૮) પુરુષસ્ત્રીલક્ષણ (૨૯) હેમરત્નભેદ (૩૦) અષ્ટાદશલિપિપરિચ્છેદ (૩૧) તત્કાલબુદ્ધિ (૩૨) વાસ્તુસિદ્ધિ (૩૩) કામવિક્રિયા (૩૪) વૈદ્યકક્રિયા (૩૫) કુંભભ્રમ (૩૬) સારીશ્રમ (૩૭) અંજનયોગ (૩૮) ચૂર્ણયોગ (૩૯) હસ્તલાઘવ (૪૦) વચનપાટવ (૪૧) ભોજ્યવિધિ (૪૨) વાણિજ્યવિધિ (૪૩) મુખમંડન (૪૪) શાલીખંડન (૪૫) કથાકથન (૪૬) પુષ્પગ્રંથન (૪૭) વક્રોક્તિ (૪૮) કાવ્યશક્તિ (૪૯) સ્ફારવિધિવેશ (૫૦) સર્વભાષાવિશેષ (૫૧) અભિધાનજ્ઞાન (૫૨) ભૂષણપરિધાન (૫૩) ભૃત્યોપચાર (૫૪) ગૃહાચાર (૫૫) વ્યાકરણ (૫૬) પરનિરાકરણ (૫૭) રંધન (૫૮) કેશબંધન (૫૯) વીણાનાદ (૬૦) વિતંડાવાદ (૬૧) અંકવિચાર

(૬૨) લોકવ્યવહાર (૬૩) અંત્યાક્ષરિકા (૬૪) પ્રશ્નપ્રહેલિકા.

## ૨૯: પ્રયોગસાથે

પ્રાચીન સમયમાં આ બધી કળાઓનાં શાસ્ત્રો હતાં. વારાહીસંહિતા, ભરતનું નાટ્યશાસ્ત્ર, વાત્સ્યાયનનું કામસૂત્ર, ચરક તથા સુશ્રુતની સંહિતાઓ, નલનું પાકદર્પણ, પાલકાપ્યનો હસ્ત્યાયુર્વેદ, નીલકંઠની માતંગલીલા, શ્રીકુમારનું શિલ્પરત્ન, રુદ્રદેવનું શ્યૈનિકશાસ્ત્ર, મયમત અને સંગીતરત્નાકર વગેરે ગ્રંથો તો અત્યારે પણ ઉપલબ્ધ છે. એ કળાઓને પહેલાં સૂત્રોથી કંઠસ્થ કરાવતા, પછી તેમનો અર્થ સમજાવવામાં આવતો અને ત્યારબાદ તેમનું પ્રયોગાત્મક શિક્ષણ આપવામાં આવતું. આમાં ખાસ ધ્યાન રાખવા જેવી વાત તો એ છે કે જૂના લોકો શિક્ષણ વખતે તે તે વિષયોના પ્રયોગોને ભૂલતા ન હતા. વળી આ બધી કળાઓ મનુષ્યની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેંદ્રિયો બંનેનો બરાબર વિકાસ કરે એમ યોજાયેલી છે. માત્ર એકાંગી માનસિક કેળવણી જૂના જમાનામાં ન હતી તેમ આ ઉપરથી જણાય છે.

## ૩૦: અઢાર પ્રકારની દેશી ભાષાઓ

આને માટે મૂળમાં अट्ठारसविहिप्पगारदेसीभासाविसारए છે અને તેનો અર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે:—

अष्टादश विधिप्रकारा:–प्रवृत्तिप्रकाराः अष्टादशभिर्वा विधिभिः भेदैः प्रचारः प्रवृत्तिर्यस्याः सा तथा तस्यां देशीभाषायां देशभेदेन वर्णावलीरूपायां विशारदः અર્થાત્ દેશના જુદા જુદા ભાગોમાં ચાલતી અઢાર પ્રકારની લિપિમાં વિશારદ. ઔપપાતિક સૂત્રમાં મેઘકુમારના વર્ણન જેવા જ પ્રસંગે अट्ठारसदेसीभासाविसारए

એટલું જ લખેલું છે. આ જ ટીકાકારે ત્યાં તેના અર્થ વિષે કાંઈ લખ્યું નથી. શબ્દ ઉપરથી "અઢાર પ્રકારની દેશી-ભાષાઓમાં વિશારદ" એવો જ અર્થ માલમ પડે છે. પણ તે દેશી ભાષાઓ કયી અથવા તે દેશો કયા તે વિષે કશી જ માહિતી મળતી નથી. અઢાર પ્રકારની લિપિઓનો ઉલ્લેખ પ્રજ્ઞાપનાસૂત્રમાં અને સમવાયાંગમાં મળે છે.

(૧) બ્રાહ્મી (૨) જવણાણિયા (યવનાની?) (૩) દોસાપુરિયા (?) (૪) ખરોષ્ઠી (૫) પુક્ખરસારિયા (પુષ્કરસારિ) (૬) ભોગવઇયા (૭) પહરાઇયા (૮) અંતક્ખરિયા (અંતાક્ષરી) (૯) અક્ખરપુટ્ઠિયા (૧૦) વેણઇયા (૧૧) નિણ્હઇયા (૧૨) અંક-લિવી (૧૩) ગણિતલિવી (૧૪) ગાંધર્વલિવિ (૧૫) આયંસ-લિવી (૧૬) માહેશ્વરી (૧૭) દોમીલિવી (૧૮) પોલિન્દી.

આ અઢારે લિપિઓ બ્રાહ્મીલિપિના પેટામાં ગણાતી એમ પન્નવણાસૂત્રમાં લખેલું છે. વિશેષાવસ્યકની ટીકામાં તે અઢાર લિપિઓનાં નામ બીજી રીતે મળે છે જેમકેઃ—

(૧) હંસલિપિ (૨) ભૂતલિપિ (૩) જક્ષીલિપિ (૪) રાક્ષસીલિપિ (૫) ઉડ્ડીલિપિ (૬) યવનીલિપિ (૭) તુરુક્કીલિપિ (૮) કીરીલિપિ (૯) દ્રવિડીલિપિ (૧૦) સિંધવીયલિપિ (૧૧) માલવીનીલિપિ (૧૨) નટીલિપિ (૧૩) નાગરીલિપિ (૧૪) લાટલિપિ (૧૫) પારસીલિપિ (૧૬) અનિમિત્તીલિપિ (૧૭) ચાણાક્યલિપિ (૧૮) મૂલદેવીલિપિ.

### ૩૧ઃ ગુણશિલ ચૈત્ય

અઢારમા સૈકાનો એક જૈન તીર્થયાત્રી લખે છે કેઃ—

"રાજગૃહી પૂરવ દિશિ, કોશ ત્રણ જબ જાય;

ગુણસિલ વનની જાયગા, ગાંમ ગુણાયાં કહેવાય."

ગુણશિલ ચૈત્ય રાજગૃહની પૂર્વઉત્તરે હોવાનું સૂત્રમાં લખેલું છે. આ યાત્રી રાજગૃહથી પૂર્વ દિશામાં ગુણશિલની જગા હોવાનું લખે છે. એટલે સૂત્રોક્ત ગુણશિલ અને આ યાત્રીએ જોયેલી ગુણશિલની જગા તથા ગુણાયા ગામ કદાચ એક જ હોય. બીજો યાત્રી આ વિષે જણાવે છે કે:-

"ગામ ગુણાઉઅ જણ કહઇ ત્રિહુ કોસે તસ તીરો જી;
ચૈત્ય ભલું જેહ ગુણશિલં, સમોસર્યા જિહાં વીરો જી."

આ દોહરામાં ત્રણ કોશ ક્યાંથી લેવા તે બરાબર જણાતું નથી, કારણ કે તેની ઉપર મુખ્ય વર્ણન પાવાપુરીનું આવે છે.

વર્તમાનમાં નવાદા સ્ટેશનથી ત્રણેક માઇલ પર એક તળાવમાં મહાવીરસ્વામીનું મંદિર છે તેને ગુણાયા અથવા ગુણશિલ કહેવામાં આવે છે. એ નવાદાનો ઉલ્લેખ પણ જૈનયાત્રી કરે છે.

### ૩૨: ઉગ્રો

જે ક્ષત્રિયો આરક્ષક ( રખવાળ ) અને ઉગ્રદંડ કરનારા હતા તેઓને ઉગ્રો કહેલા છે.

### ૩૩: ભોગો

જે ક્ષત્રિયો ગુરુસ્થાને હતા તેઓને ભોગો કહેલા છે.

### ૩૪: રાજન્યો

જે ક્ષત્રિયો ઋષભદેવની સમાન વયના હતા તેમને રાજન્યો કહેલા છે. અને આ ત્રણ સિવાય બાકીનાને સામાન્યક્ષત્રિય કહેલા છે ( આવશ્યક ).

૩૫: પ્રશાસ્તારો

ધર્મશાસ્ત્રના અધ્યાપકો.

૩૬: મલ્લકીઓ

મલ્લકી એક વંશનું નામ છે. બૌદ્ધસાહિત્યમાં તેને માટે મલ્લ શબ્દ અને કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં મલ્લક શબ્દ વપરાયેલો છે. કાશીના નવ મલ્લકી ગણરાજાઓનો ઉલ્લેખ જૈનસૂત્રોમાં મળે છે. ( જુઓ સેચનક હાથીવાળું ટિપ્પણ )

૩૭: લેચ્છકીઓ

આ પણ એક વંશનું નામ છે. બૌદ્ધસાહિત્યમાં તેને માટે લિચ્છવી શબ્દ અને કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં લિચ્છિવીક શબ્દ વપરાયેલો છે.

કોશલના નવ લેચ્છકી ગણરાજાઓનો ઉલ્લેખ જૈનસૂત્રોમાં મળે છે. ( જુઓ સેચનક હાથીવાળું ટિપ્પણ ) મજ્ઝિમનિકાયની અટ્ઠકથામાં તેમનું લિચ્છવી નામ પડવાનું કારણ નીચે પ્રમાણે જણાવ્યું છે. "તેમના પેટમાં જે જતું તે બધું મણિપાત્રમાં મૂક્યું હોય તેમ આરપાર દેખાતું. એવા તેઓ પારદર્શક–નિચ્છવિ ( લિચ્છવી ) હતા."

નાયાધમ્મકહાનો ટીકાકાર લખે છે કે લેચ્છઈ શબ્દનો અર્થ કોઈ જગાએ લિપ્સવઃ–વાણિયા કરેલો છે.

૩૮: રાજાઓ

માંડલિક રાજાઓ.

૩૯: ઈશ્વરો

યુવરાજો. કેટલાક તેનો અર્થ અણિમા વગેરે સિદ્ધિવાળા પણ કરે છે.

૪૦: તલવરો

રાજાએ ખુશી થઈને જેઓને પટ્ટા આપ્યા છે તેવા રાજા જેવા પુરુષો.

૪૧: માડંબિકો

જેની આસપાસ વસતી કે ગામ ન હોય તેવા સ્થળને મડંબ કહે છે. તેમના માલિકો તે માડંબિકો. આને બદલે માંડવિક પાઠ પણ આવે છે. તેનો અર્થ મંડપના માલિકો કરેલો છે.

૪૨: કોડુંબિકો

અનેક કુટુંબોના આશ્રયદાતા.

૪૩: ઇભ્યો

જેના દ્રવ્યના ઢગલામાં મોટો હાથી–ઇભ ઢંકાઈ જાય તે ઇભ્ય.

૪૪: શ્રેષ્ઠીઓ

શ્રીદેવતાની મૂર્તિવાળા સુવર્ણપટ્ટને જેઓ માથા ઉપર બાંધે છે તે શ્રેષ્ઠીઓ.

૪૫: આર્ય

તત્ત્વાર્થભાષ્યમાં આર્ય અને મ્લેચ્છ એવા બે મનુષ્યોના ભેદ બતાવવામાં આવ્યા છે. તેમાં આર્યોના છ ભેદ છે. (૧) ક્ષેત્રઆર્યઃ–કર્મભૂમિમાં જન્મેલા (૨) જાતિ-આર્યઃ–ઇક્ષ્વાકુ, વિદેહ, હરિ, અંબષ્ઠ, જ્ઞાત, કુરુ, બુંબુંનાલ, ઉગ્ર, ભોગ, રાજન્ય વગેરે [પન્નવણાસૂત્રમાં અંબષ્ઠ, કલિંદ, વૈદેહ, વેદંગ, હસ્તિ, ચુંચુંણા એ છ જાતિઆર્ય ગણાવ્યા છે.]

(૩) કુલઆર્ય:–વિશુદ્ધવંશમાં જન્મેલા [પન્નવણાસૂત્રમાં રાજન્ય, ભોગ, ઉગ્ર, ઇક્ષ્વાકુ, જ્ઞાત અને કૌરવ્ય એ છ ને કુલઆર્ય ગણ્યા છે.] (૪) કર્મઆર્ય:–યજન–યાજન, અધ્યયન-અધ્યાપન, પ્રયોગ, કૃષિ, લિપિ, વાણિજ્ય અને યોનિપોષણથી આજીવિકા ચલાવનારા. [પન્નવણાસૂત્રમાં દોશી (કાપડિયા), સૂતર વેચનારા, કપાસ વેચનારા, સુત્તવેયાલિય, ભંડવેયાલિય, કુંભાર, પાલખી મેના વગેરે ઉપાડનારા–એ કર્મ આર્યો જણાવ્યા છે.] (૫) શિલ્પઆર્ય:–વણકર, કુંભાર, હજામ, તુન્નવાય (તૂણનારા?), દેવટ (મશકો બનાવનારા) વગેરે લોકો જેમની આજીવિકા ઓછા પાપવાળી અને અનિંદ્ય હોય. [પન્નવણાસૂત્રમાં–તૂણનારા, વણનારા, પટોળાં વણનારા, દેયડા (મશકો બનાવનારા), વરુટ્ટા (પિચ્છિકા–પીંછાંનું શિલ્પ કરનારા), છવ્વિયા (સાદડી વગેરે કરનારા), લાકડાંની ચાખડીઓ કરનારા, મુંજની પાદુકા કરનારા, છત્રીઓ બનાવનારા, વજ્ઝારા (વાહન બનાવનારા), પુચ્છારા (પૂંછડાંના વાળનું શિલ્પ કરનારા?), લેપ કરનારા, પૂતળાં બનાવનારા ચિત્ર કરનારા, શંખનું શિલ્પ કરનારા, દંતનું શિલ્પ કરનારા, ભાંડનું શિલ્પ કરનારા, જિજ્ઝગારા (?), સેલ્લારા (ભાલા વગેરે બનાવનારા), કોડીઓનું શિલ્પ કરનારા વગેરે–શિલ્પઆર્યો ગણાવ્યા છે.] (૬) ભાષાઆર્ય:–આર્યોના વ્યવહારમાં ચાલતી ભાષા બોલનારા [પન્નવણાસૂત્રમાં અર્ધમાગધી ભાષા બોલનારા અને તેમાં પણ આગળ જણાવેલી બ્રાહ્મી વગેરે લિપિઓ જાણનારાઓને ભાષાઆર્ય ગણેલા છે.]

રાજગૃહ–મગધ, ચંપા–અંગ, તામ્રલિપ્તિ–બંગ, કંચનપુર–કલિંગ, વારાણસી–કાશી, સાકેત–કોશલ, ગજપુર–કુરુ,

સૌરિક–કુશાવર્ત, કાંપિલ્ય–પાંચાલ, અહિચ્છત્રા–જંગલ, દ્વારવતી (દ્વારકા)–સૌરાષ્ટ્ર, મિથિલા–વિદેહ, કૌશાંબી–વત્સ, નંદીપુર–શાંડિલ્ય, ભદ્દિલપુર–મલય, વૈરાટપુર–વત્સ (મત્સ્ય?) અચ્છાપુરી–વરણ, મૃત્તિકાવતી–દશાર્ણ, શૌક્તિકાવતી–ચેદી, વીતભય–સિંધુસૌવીર, મથુરા–શૂરસેન, પાપા–ભંગ, પુરીવર્તા–માસ, શ્રાવસ્તિ–કુણાલ, કોટીવર્ષ–લાટ, શ્વેતાંબિકા–કેકય (અર્ધો) આટલા પ્રદેશને પન્નવણાસૂત્રમાં આર્યક્ષેત્ર કહ્યો છે.

### ૪૬ : અનાર્ય

શક, યવન, કિરાત, શબર, બર્બર, સિંહલ, પારસ, ક્રૌંચ, પુલિંદ, ગંધાર, રોમ, કોંકણ, પલ્હવ, હૂણ, વગેરે દેશોના લોકો તેમને મ્લેચ્છ પણ કહેવામાં આવે છે. આ વિષે તત્ત્વાર્થભાષ્ય અને પન્નવણાસૂત્રમાં વિગતથી લખેલું છે.

ભગવાન મહાવીરને આવ્યા જાણીને નગરના બધા પ્રકારના લોકો તેમનું પ્રવચન સાંભળવા જાય છે તેવા અનેક ઉલ્લેખો જૈનસૂત્રોમાં મળે છે. એજ રીતે કોઈ પરિવ્રાજક આવે છે ત્યારે પણ તે બધા લોકો તેમનું પ્રવચન સાંભળવા જાય છે એવી પણ હકીકત તે સૂત્રોમાં મળે છે. આ વર્ણન ઉપરથી એટલું તો ચોક્કસ તારવી શકાય તેવું છે કે પોતાના ગામમાં કોઈ સંતપુરુષ આવે ત્યારે લોકો ધર્મનો ભેદ રાખ્યા સિવાય તેમનું પ્રવચન સાંભળવા જતા અને જિજ્ઞાસાથી પ્રશ્નો કરતા. તથા યોગ્ય લાગે તો સાંભળેલો માર્ગ સ્વીકારતા પણ ખરા. કોઈની પાસેથી કોઈ ધર્મનું રહસ્ય સાંભળવામાં શ્રમણ બ્રાહ્મણોનો ભેદ આડો આવતો હોય તેમ દેખાતું નથી.

## ૪૭: ધર્મ કહ્યો

આ સૂત્રના મૂળમાં લખ્યું છે કે આ જગાએ "ધર્મકથા સમજી લેવી." તે વિષે ટીકાકાર જણાવે છે કે ઔપપાતિકમાં કહેલી ધર્મકથા અહીં સમજી લેવી. પરંતુ અહીં ઔપપાતિકને બદલે ઉત્તરાધ્યયન સૂત્રની ધર્મકથા મૂકવામાં આવી છે.

## ૪૮: કુત્રિકાપણ

આ શબ્દ કુ+ત્રિક+આપણ એ ત્રણ શબ્દોનો બનેલો છે. કુ એટલે પૃથ્વી. ત્રિક એટલે ત્રણ. એટલે કે મર્ત્ય, સ્વર્ગ અને પાતાળ એ ત્રણે લોકની વસ્તુઓ જ્યાં મળી શકે તેવી દુકાન (આપણ). વર્તમાનમાં, નાનામાં નાની ટાંકણીથી મોટામાં મોટા હાથી સુધીની તમામ પ્રકારની વસ્તુઓ વેચનારી યુરોપ અમેરિકાની સુપ્રસિદ્ધ દુકાનો જેવી આ દુકાનો હશે તથા ત્યાં બધા દેશોનો માલ મળી શકતો હશે.

## ૪૯: શિષ્યભિક્ષા

મેઘકુમારે ભગવાનનો ઉપદેશ સાંભળીને ભગવાનને કહ્યું કે હું આપનો અંતેવાસી થવાને માટે મારાં માતપિતાની સંમતિ લઈ આવું. ભગવાને તેને જેમ સુખ થાય તેમ કરવાનું કહ્યું. પછી મેઘકુમાર અને તેનાં માતાપિતા વચ્ચે જે સંવાદ થાય છે તે અનુવાદમાં આપેલો જ છે. છેવટે મેઘકુમારનો દૃઢ નિશ્ચય જાણી માતપિતા તેને અંતેવાસી થવાની સંમતિ આપે છે. મેઘકુમાર પણ માતપિતાનો એટલો બધો ભક્ત છે કે છેવટની ઘડીએ પણ માતપિતાના આગ્રહથી પોતાનો રાજ્યાભિષેક થવા દે છે. પછી રાજા શ્રેણિક

અને ધારિણીદેવી મેઘકુમારને લઈને ભગવાન મહાવીર પાસે જાય છે અને પોતાના પુત્રને મહાવીરને સોંપે છે. સૂત્રોમાં જ્યાં જ્યાં દીક્ષાના ઉમેદવારોની હકીકત આવે છે ત્યાં ત્યાં બધે આવું જ વર્ણન હોય છે. આ ઉપરથી એવું સ્પષ્ટ માલૂમ પડે છે કે કોઈ પણ ઉમેદવાર માતપિતાની સંમતિ વિના ભાગ્યે જ પ્રવ્રજ્યા લેતો, એટલું જ નહિ પરંતુ પ્રવ્રજ્યા આપનારો પણ જ્યારે તેના વાલીઓ તરફથી સ્પષ્ટ શબ્દોમાં સોંપવામાં આવે ત્યારે જ તેનો સ્વીકાર કરતો.

### ૫૦ઃ આચાર ગોચર

આચાર એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યનું અનુષ્ઠાન. ગોચર એટલે ફૂલને ત્રાસ આપ્યા વિના જેમ ભમરો તેનો રસ લે છે તેમ કોઈને પણ ત્રાસ આપ્યા વિના માત્ર ઉદરનિર્વાહને માટે જ નિર્દોષ ભિક્ષા પ્રાપ્ત કરવાની પદ્ધતિ.

### ૫૧ઃ યાત્રા

સારી રીતે સંયમનો નિર્વાહ કરવો તે.

### ૫૨ઃ માત્રા

સંયમને માટે જ પરિમિત આહાર લેવો તે.

### ૫૩ઃ વિપુલ પર્વત

રાજગૃહનો એક પહાડ (જુઓ રાજગૃહ).

## ૨

# ટિપ્પણ

**૧: સંઘાડ**

ધન્ય શેઠ અને વિજય ચોર બેને એક સાથે હેડમાં (સંઘાત) બાંધ્યા પછીથી આ અધ્યયનનો મુખ્ય મુદ્દો શરૂ થાય છે તેથી તેનું નામ સંઘાડ કહ્યું છે.

**૨: માલુકાકચ્છ**

ટીકાકારે આનો અર્થ "એક ઠળિયાવાળાં ફળના માલુક નામના ઝાડનું વન" કર્યો છે. પન્નવણાસૂત્રમાં એક ઠાળયાવાળાં ફળનાં ઝાડનાં નામ ગણાવતાં માલુકનું નામ આપેલું છે. જીવાભિગમનો ચૂર્ણિકાર આને ચીભડીનું વન કહે છે. સુત્તનિપાતમાં એક પ્રકારની બહુ ફેલાતી વેલ માટે માલુવા શબ્દ વપરાયેલો છે.

## ૩ : ચૌદશ, આઠમ, અમાસ અને પૂનમે

આ ચાર તિથિઓ ઘણા પ્રાચીન સમયથી ધર્મકૃત્યો માટે નિયત થયેલી જણાય છે. મનુસ્મૃતિમાં લખ્યું છે કે "અમાસ, આઠમ, ચૌદશ અને પૂનમ, એ દિવસોમાં બ્રાહ્મણે બ્રહ્મચારી રહેવું." વળી એ દિવસોમાં તેલ, માંસ અને હજામતનો ત્યાગ કરવાનું વિધાન ટીકાકારે બીજી સ્મૃતિના આધારે બતાવ્યું છે. અન્ય સંપ્રદાયમાં પ્રચાર પામેલી આ પ્રથાને બૌદ્ધોએ પણ સ્વીકારેલી છે. અને જૈન ગ્રંથોમાં તો આ તિથિએ વ્રતનિયમ કરવાની પ્રથા અત્યારે પણ વિદ્યમાન છે.

૩

# ટિપ્પણ

**૧: અંડ**

આ અધ્યયનમાં મોરનાં ઈંડાંની હકીકત આપીને ઉપનય બતાવવામાં આવ્યો છે માટે આનું નામ અંડ છે.

**૨: મયૂરપોષક**

મોરને પોષનાર. મોર, પોપટ, મેના વગેરે પક્ષીઓને કેળવનારો આ એક ખાસ વર્ગ હતો. તે વર્ગ આ વ્યવસાયથી જ આજીવિકા ચલાવતો.

## ૪

# ટિપ્પણ

### ૧: કુમ્મ

આ અધ્યયનમાં કૂર્મ–કાચબાની હકીકત ઉપરથી જિતેંદ્રિય અને અજિતેંદ્રિય ભિક્ષુઓની સમજ આપવામાં આવી છે માટે તેનું નામ કુમ્મ પડયું છે.

### ૨: વારાણુસી

આ માટેની વિગતવાર હકીકત ભગવતીસૂત્ર ભા. ૨ (રાયચંદ્ર જિનાગમસંગ્રહ) પા. ૧૦૪ માં જોઈ લેવી.

### ૩: મયંગતીર

આને માટે મૂળમાં પણ મયંગતીર શબ્દ છે. ટીકાકાર મૃતગંગામાંથી મયંગ શબ્દ નીપજાવે છે અને તેનો અર્થ લખે છે કે:–"જ્યાં ગંગાનું પાણી ખૂબ ભેગું થતું હોય

તેને મૃતગંગા કહે છે." પણ મૃતગંગામાંથી મયંગ શબ્દ નિપજાવવાની પદ્ધતિ સમજાતી નથી. શબ્દ ઉપરથી સીધો વિચાર કરીએ તો મતંગ શબ્દ સહેલાઈથી નીપજી શકે છે.

સંભવિત છે કે મતંગ નામે કોઈ ઋષિ ત્યાં રહેતા હોય અને તે ઉપરથી તે ધરાનું નામ મતંગતીરદ્રહ પડ્યું હોય.

આવશ્યકચૂર્ણિમાં મૃતગંગા વિષે નીચે પ્રમાણે હકીકત નોંધેલી છે. "જ્યાં સમુદ્રમાં ગંગા મળે છે ત્યાં વર્ષે વર્ષે એનો માર્ગ બદલાયા કરે છે. ગંગાનું જે મુખ ઘણું જૂનું થઈ ગયું હોય છે તેને મૃતગંગા કહેવામાં આવે છે."

## ૪: વિગઈઓ

દૂધ, દહીં, માખણ, ઘી, તેલ, ગોળ, મધ, મદ્ય અને માંસ આ નવ પદાર્થ વિકારજનક હોવાથી તેમને વિકૃતિ કહેવામાં આવે છે.

॥

# ટિપ્પણ

## ૧: સેલગ

આ અધ્યયનમાં સેલગ રાજર્ષિની વાત છે માટે તેનું નામ સેલગ પડ્યું છે.

## ૨: દ્વારિકા

દ્વારિકા સૌરાષ્ટ્રનું મુખ્ય શહેર હતું એમ પન્નવણા-

સૂત્રમાં કહેલું છે. આ દ્વારિકા અત્યારે સમુદ્રકાંઠે જે દ્વારિકા છે તે નથી, પણ ગિરનાર (રૈવતક) પાસેની દ્વારિકા છે. મહાભારતમાં લખ્યા પ્રમાણે જરાસંધના દબાણથી કૃષ્ણે મથુરાં છોડ્યું અને રૈવતક પર્વત પાસેની કુશસ્થલીને સ્થાને બહુદ્વારવાળી દ્વારિકા વસાવી. આવો સ્પષ્ટ ઉલ્લેખ સભાપર્વના ૧૪ મા અધ્યાયમાં છે. આ સૂત્રમાં પણ રૈવતકને દ્વારિકાની બહાર ઉત્તરપૂર્વની દિશામાં આવેલો વર્ણવેલો છે. એટલે અહીં મહાભારતમાં વર્ણવાયેલી દ્વારિકા સમજવાની છે. વર્તમાન દ્વારિકા ક્યારે વસી તે વિષેની હકીકત માટે જુઓ પુરાતત્ત્વ પુ. ૧, પા. ૧૦૧.

## ૩: રૈવતક [–ગિરનાર]

દ્વારિકા પાસેનું આ તીર્થ ઘણું જૂનું છે. એનો તીર્થ તરીકેનો ઉલ્લેખ મહાભારતના સમયથી ચાલ્યો આવે છે. ત્યાંના અશોકના શિલાલેખને લીધે તે મૌર્યસમયમાં વધારે પ્રસિદ્ધ હશે. જૈનોના ૨૩ મા તીર્થંકર અરિષ્ટનેમિ ત્યાં જ નિર્વાણ પામ્યાનો ઉલ્લેખ આ સૂત્રમાં જ છે. આનું બીજું નામ ઉજ્જયન્ત પણ મહાભારતમાં પ્રસિદ્ધ છે. જૈનગ્રંથોમાં તે રૈવતક, ઉજ્જયંત, ઉજ્જવલ, ગિરિણાલ અને ગિરિનાર વગેરે નામોથી પ્રસિદ્ધ છે.

## ૪: વાસુદેવ પાસે આવી

આ ઉલ્લેખ ઉપરથી માલૂમ પડે છે કે સ્ત્રીઓ વગર સંકોચે રાજાઓ પાસે પહોંચી જતી અને વગર પડદે કોઈ જાતનો અંતર સમજ્યા વિના તેમની સાથે વાત કરી શકતી.

## ૫: શ્રમણોપાસકની મર્યાદા

શ્રમણોપાસકનાં ૧૨ વ્રતો હોય છે. આ વિષેનું વિગતવાર વર્ણન ઉપાસકદશાઙ્ગસૂત્રમાંથી સમજી લેવું.

## ૬: ષષ્ટિતંત્ર

ષષ્ટિતંત્ર નામના શાસ્ત્રનો પરિચય પુરાતત્ત્વ પુ. ૫, પા. ૮૬ માં જોઈ લેવો.

## ૭: શેઠ સુદર્શન

શુકપરિવ્રાજકનો અનુયાયી થયા પછી પણ સુદર્શન થાવચ્ચાપુત્ર પાસે પ્રવચન સાંભળવા જાય છે એથી એમ જણાય છે કે અન્ય સંપ્રદાયવાળો મનુષ્ય અન્યસંપ્રદાયવાળા આચાર્ય પાસે જતાં કે તેમનું પ્રવચન સાંભળતાં જરા પણ અચકાતો નહિ. આવી જ હકીકત આ સૂત્રમાં વારંવાર આવે છે તે ધ્યાનમાં રાખવા જેવી છે. વળી થાવચ્ચાપુત્રનો સંપ્રદાય સ્વીકાર્યા પછી પણ જ્યારે શુક તેને ઘેર જઈને બોલાવે છે ત્યારે તે, શુક સાથે કેવા સદ્ભાવ અને વિનય સાથે બોલે છે તે પણ ખાસ લક્ષમાં લેવા જેવું છે. આ ઉપરથી જૂના જમાનામાં સાંપ્રદાયિક વિરોધ કેટલો ઓછો હતો તે સ્પષ્ટ જણાઈ આવશે.

## ૮: પાંચમહાવ્રતો

૨૪ તીર્થંકરોમાંના પહેલા અને છેલ્લાના શાસનમાં પાંચમહાવ્રતોવાળો ધર્મ હોય છે. અને વચલા ૨૨ ના શાસનમાં ચાર મહાવ્રતવાળો ધર્મ હોય એવું આગમોમાં અને ટીકાઓમાં અનેક જગાએ સ્પષ્ટપણે લખેલું છે. એમ છતાં ૨૨ મા અરિષ્ટનેમિ તીર્થંકરના શાસનમાં, તેમની જ પાસે

પ્રવ્રજ્યા લેનારા આ થાવચ્ચાપુત્રે અહીં જે પાંચમહાવ્રતવાળો ધર્મ કહ્યો છે તેનું કારણ સમજી શકાતું નથી. અમે આ અનુવાદમાં આગમોદયસમિતિએ અને જૈનધર્મપ્રસારકસભાએ છપાવેલા નાયાધમ્મકહાનો ઉપયોગ કરેલો છે. તે બંનેમાં મૂળ પાઠ સ્પષ્ટપણે પાંચમહાવ્રતોને બતાવે તેવો જ છે.

## ૯: પ્રતિમા

એ એક પ્રકારનું તપ છે. તેમાં ખાનપાનના પરિમાણનો અને અમુક અમુક પ્રકારનાં આસનો રાખવાનો ખાસ નિયમ હોય છે. કયી પ્રતિમા કેટલા દિવસ રાખવી તેવું કાળનું પરિમાણ પણ ચોક્કસ નિયત કરેલું હોય છે. આ વિષેની વિગતવાર માહિતી રાયચંદ્ર જિનાગમસંગ્રહના ભગવતીસૂત્રના બીજા શતકના ૨૫૬ પાન ઉપરથી જાણી લેવી. ત્યાં એ પ્રતિમાઓનો કોઠો પણ આપવામાં આવેલો છે.

# ૬

# ટિપ્પણ

## ૧: તુંબ

આ અધ્યયનમાં તુંબડાનો દાખલો આપીને જીવનું ભારેપણું અને હલકાપણું સમજાવ્યું છે તેથી તેનું નામ તુંબ પડ્યું છે.

૭

# ટિપ્પણ

**૧: રોહિણી**

આ અધ્યયનમાં રોહિણી નામની એક શ્રેષ્ઠીપુત્રવધૂની કથા ઉપરથી ઉપનય બતાવ્યો છે માટે તેનું નામ રોહિણી પડ્યું છે.

**૨: ફેંકી દીધા**

આમ દાણા ફેંકી દેનારી શેઠની પુત્રવધૂનું નામ ઉજ્ઝિકા છે. તેના નામનો અર્થ પણ "ફેંકી દેનારી" જ છે.

**૩: ખાઈ ગઈ**

આમ દાણા ખાઈ જનારી શેઠની પુત્રવધૂનું નામ પણ ભોગવતી છે. તેના નામનો અર્થ "ભોગવાળી–ભોગ કરનારી–ખાનારી" જ થાય છે.

## ૪: સાચવી રાખ્યા

આમ દાણા સાચવી રાખનારી શેઠની પુત્રવધૂનું નામ પણ રક્ષિકા છે. તેના નામનો અર્થ "રક્ષણ કરનારી–સાચવનારી" જ થાય છે.

## ૫: રોહિણી

આ નામનો અર્થ "ઉગાડનારી–વધારનારી" છે.

## ૬: કુડવ

બે ખોબાની એક સેતિકા, ચાર સેતિકાનો એક કુડવ અને ચાર કુડવનો એક પ્રસ્થ ઇ. પ્રમાણનું વર્ણન ધાન્યમાનપ્રમાણના અધિકારમાં અનુયોગદ્વારસૂત્રમાં કરેલું છે. દશકુમારચરિતમાં પ્રસ્થને ચાર શેર જેટલો જણાવેલો છે.

## ૭: સાતમા અધ્યયનમાં

એક જર્મન પુસ્તકના "બુદ્ધ અને મહાવીર" નામના અનુવાદમાં આ સાતમા અધ્યયનમાં જે કથા આવેલી છે તેને મળતી કથા બાઇબલના નવા કરારમાં મેથ્યુની અને લ્યૂકની સુવાર્તામાં આવે છે એમ જણાવ્યું છે. બાઇબલની એ કથાને લઈને એ પુસ્તકમાં ભારત અને ક્રિશ્ચન સમાનતાઓ બતાવેલી છે.

## ૮

# ટિપ્પણ

### ૧: મલ્લિ

આ અધ્યયનમાં મલ્લિના જીવનની હકીકત આવે છે માટે તેનું નામ મલ્લિ પડ્યું છે.

### ૨: મિથિલા

તીર્થકલ્પમાં મિથિલાનું વર્ણન કરતાં તેનું બીજું પ્રસિદ્ધ નામ જિનપ્રભસૂરિએ જગઈ જણાવેલું છે. અત્યારે સીતામઢીથી પશ્ચિમમાં આશરે સાત માઈલ ઉપર જગદીશપુર નામે એક ગામ છે. તે જિનપ્રભસૂરિના સમયમાં મિથિલા નામે પ્રસિદ્ધ હશે એથી એને મિથિલાના બીજા પ્રસિદ્ધ નામ તરીકે તેમણે જણાવેલું છે. અઢારમા સૈકાના જૈનયાત્રીઓ સીતામઢીને મિથિલા તરીકે ઓળખાવે છે. અને તેને પટણાથી ઉત્તરે ૫૦ ગાઉ ઉપર આવેલું બતાવે છે. જૈનયાત્રીઓના લખ્યા પ્રમાણે સીતામઢીથી ૧૪ કોશ ઉપર જનકપુરી નામે ગામ છે.

આ જનકપુર અત્યારે પણ દરભંગાથી પશ્ચિમોત્તર આવેલા જનકપુરરોડ સ્ટેશનથી પૂર્વોત્તર ૨૪ માઈલ ઉપર છે. અને સીતામઢીથી પૂર્વોત્તર તે લગભગ ત્રીશ માઈલ ઉપર છે.

કેટલાક લોકો આ જનકપુરને જ મિથિલા કહે છે.

ઉપર જણાવેલા યાત્રીઓ સીતામઢીને મિથિલા માનવાનું કારણ જણાવતાં લખે છે કે:-

મહિલા નામેં પરગનો, ચિ. કહીઇ દફતર માંહિ;
પણ મહિલા ઈણુ નાંમનો ચિ. ગાંમ વસેં કોઈ નાંહિ.

એટલે કે રાજ્યના દફતરમાં મહિલા નામનું પરગણું છે પણ એ નામનું કોઈ ગામ વસતું નથી. જિનવરનાં પગલાં સીતામઢીમાં જ છે માટે સીતામઢીને જ તે લોકોએ મહિલા-મિથિલા તરીકે ઓળખાવ્યું છે.

## ૩: સુબુદ્ધિ પાસેથી

કોશલના પડિબુદ્ધિએ નાગયજ્ઞ માટે નાગઘરમાં ચંદરવામાં એક મોટો શ્રીદામગંડ (લટકતી માળાઓનો દંડાકાર સમૂહ) મુકાવેલો. તેને તેનો મંત્રી સુબુદ્ધિ નીરખી નીરખીને જોતો હતો તે વખતે રાજાએ તેને પૂછ્યું કે "હે દેવાનુપ્રિય! તું અનેક ગામ નગર તથા દેશદેશાંતરમાં ફર્યો છે તો તેં ક્યાંય આવો શ્રીદામગંડ જોયો છે?" સુબુદ્ધિએ કહ્યું કે જ્યારે હું તમારો દૂત થઈને મિથિલા રાજધાનીમાં ગયેલો ત્યારે ત્યાં કુંભરાજાની રાણી પદ્માવતીએ પોતાની પુત્રી મલ્લિની વરસ-ગાંઠને દિવસે જે જાતનો શ્રીદામગંડ કરાવેલો તેની પાસે આ તમારો શ્રીદામગંડ કાંઈ વિસાતમાં નથી. આ રીતે તેણે મલ્લિનું નામ સાંભળ્યું હતું.

## ૪: ચંપાના વહાણવટીઓ પાસેથી

ચંપા નગરીમાં રહેનારા અરહન્નક વગેરે વહાણવટીઓ એકવાર મિથિલામાં જઈ પહોંચ્યા. ત્યાં તેમણે રાજાને ભેટણું આપવા જતાં તેની પુત્રી મલ્લિને જોઈ. ત્યાંથી પાછા ફરીને જ્યારે તેઓ ચંપામાં આવ્યા ત્યારે ત્યાં પોતાના રાજાને ભેટણું દેવા ગયા. ત્યાં તેણે પૂછ્યું કે તમે આટલોઆટલો પ્રવાસ કરો છો તો તમે કોઈ આશ્ચર્ય ઊપજે એવી વસ્તુ જોઈ? તેના ઉત્તરમાં તેમણે ચંપાના રાજા પાસે મલ્લિનું વર્ણન કર્યું.

## ૫: સોનીઓ પાસેથી

એકવાર મલ્લિના કુંડળનો સાંધો તૂટી જતાં રાજા કુંભે મિથિલાના સોનીઓને બોલાવીને તેને સમો કરી આપવાનું કહ્યું. પણ તે સાંધો તેઓ સમો નહિ કરી શક્યા તેથી રાજાએ ગુસ્સે થઈને તેઓને હદપાર કર્યા. તેથી તેઓ પોતાનો ઉચાળો લઈને કાશી દેશની વારાણસીમાં ગયા. અને ત્યાંના શંખ રાજાને પોતાની હદપારીનું કારણ નિવેદન કરતાં મલ્લિ કુંવરીનું તેની પાસે વર્ણન કર્યું.

## ૬: વર્ષધર પાસેથી

એક વાર રૂપ્પી રાજાએ પોતાની પુત્રીના ચાતુર્માસિક સ્નાનનો ઉત્સવ કર્યો. તે વિષે તેણે પોતાના વર્ષધરને પૂછ્યું કે તું મારો દૂત થઈને ઘણી જગાએ જાય છે. તેં ક્યાંય આવો સ્નાનનો ઉત્સવ જોયેલો છે? તેના ઉત્તરમાં તેણે મિથિલામાં જોયેલો મલ્લિના સ્નાનનો ઉત્સવ વર્ણવતાં રાજા પાસે મલ્લિનું આબેહૂબ વર્ણન કર્યું.

## ૭: ચિતારાના ચિત્ર ઉપરથી

કુંભરાજાના પુત્ર મલ્લદિન્ને ચિતારાઓને પોતાને માટે એક ચિત્રસભા તૈયાર કરી આપવાનું કહ્યું. તેઓમાં એક ચિત્રકાર એક અંશ ઉપરથી આખી વસ્તુનું આબેહૂબ ચિત્ર દોરી શકે તેવી શક્તિવાળો હતો. તેણે પડદામાં રહેલી મલ્લિનો કોઈ રીતે અંગૂઠો જોઈ લીધો. તે ઉપરથી તેણે તે ચિત્રસભા-માં મલ્લિનું આખું રૂપ આબેહૂબ ચીતરી દીધું. એક વાર તે રાજકુમાર પોતાની અંબધાત્રી સાથે એ સભામાં ચિત્રો જોવા આવ્યો. ચિત્રો જોતાં જોતાં સામે મલ્લિ ઊભી છે એમ માનીને પાછો હઠ્યો. અંબધાત્રીએ તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે "હે મા! મારી મોટી બેન, જે મારી ગુરુદેવ જેવી છે તેણે મારી ચિત્રસભામાં શા માટે આવવું જોઈએ?" માતાએ ખુલાસો કર્યો કે "બેટા! એ મલ્લિ નથી, મલ્લિનું ચિત્ર છે." એ સાંભળીને ગુસ્સે થયેલા તેણે ચિતારાઓને બોલાવ્યા અને મલ્લિનું ચિત્ર દોરનાર ચિતારાને જાનથી મારવાનો હુકમ કર્યો. ચિતારાઓએ વિનંતિ કરી કે એ ચિતારાએ મલ્લિને જોઈ નથી. પણ તેની પાસે એવી શક્તિ છે કે તે એકાદ અવયવ જોઈને પણ આખું ચિત્ર આબેહૂબ દોરી શકે છે. તેથી તેણે મલ્લિનો માત્ર અંગૂઠો જોઈને આ ચિત્ર દોર્યું છે. એટલે તેમાં આ ચિતારા ઉપર કે મલ્લિ ઉપર શંકા લાવવાની જરૂર નથી. એટલે તેને માર-વાનો હુકમ કરવાને બદલે બીજો કોઈ હુકમ કરો. આ સાંભળીને મલ્લદિન્ને તે ચિતારાનાં પીંછી વગેરે સાધનો ભંગાવી નાખીને તેને હદપાર કર્યો. હદપાર થયેલો તે પોતાનો સામાન લઈને કુરુ જનપદના હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં તેના

રાજાને સલામે જતાં, પોતાની હદપારીનું કારણ તેને જણાવ્યું અને તેમ કરતાં તેણે સાથે આણેલું મલ્લિનું ચિત્રપટ પણ તેની સામે રજૂ કર્યું. તથા કહ્યું કે આ ચિત્ર તો મલ્લિના અસલરૂપ પાસે કાંઈ જ નથી.

૮: તાપસી પાસેથી

એક વાર ચોખ્ખા તાપસી ફરતી ફરતી મિથિલામાં આવી. મલ્લિ અને તેની વચ્ચે તાપસીના શૌચમૂલક ધર્મ વિષે ચર્ચા થઈ. તાપસી નિરુત્તર થઈ ગઈ. તેથી તેને મલ્લિ ઉપર રીસ ચઢી. તેણે ધાર્યું કે મલ્લિને કંઈક આફતમાં નાખું. તેથી ત્યાંથી નીકળીને તે પંચાલના કંપિલપુરમાં જિતશત્રુ પાસે આવી. તેને જિતશત્રુએ પૂછ્યું કે તમે ઘણી જગાએ ફરો છો તો મારા જેવું અંતઃપુર તમે ક્યાંય જોયું છે? તાપસીએ તેના અંતઃપુરને ટક્કર મારે તેવી મલ્લિનું વર્ણન તેની આગળ કર્યું.

૯: મધ્યદેશ

મનુસ્મૃતિમાં આ ભાગની સીમા આ પ્રમાણે બતાવી છે. "ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્યાચળ, પશ્ચિમે કુરુક્ષેત્ર અને પૂર્વે પ્રયાગ."

૧૦: સંમેત

વર્તમાનમાં આ પર્વત હજારીબાગ જીલ્લામાં આવેલો છે અને તેનું બીજું નામ પાર્શ્વનાથ પહાડ છે.

૯

# ટિપ્પણુ

## ૧: માયંદી

આ અધ્યયનમાં માયંદી (માકંદી) ગૃહપતિના બે છોકરાઓની હકીકત આવે છે માટે તેનું નામ માયંદી પડ્યું છે.

## ૨: કાકંદી

કાકંદી વિષે અઢારમા સૈકાના જૈનયાત્રીઓના જુદા જુદા મતો છે. કોઈ કહે છે, કે બિહારથી પૂર્વમાં તે ૨૫ ગાઉ ઉપર છે. કોઈનો મત છે કે ક્ષત્રિયકુંડથી તે પાંચ કોશ ઉપર આવેલી છે. અને એક યાત્રી તો બે કાકંદી હોવાનું લખે છે. જેમાંની એકને તે ક્ષત્રિયકુંડથી પાંચ કોશ હોવાનું જણાવે છે અને બીજીને ગોરખપુરથી પૂર્વમાં ૨૫ કોશ બતાવે છે. આજકાલ ક્ષત્રિયકુંડથી દશ બાર માઇલ ઉત્તરપૂર્વમાં કાકંદી હોવાનું માનવામાં આવે છે. યાત્રાદર્પણમાં લખેલું છે કે ગોરખપુરની પાસે જે કાકંદી છે તેને તીર્થ તરીકે સમજવી. તેમાં આનું વર્તમાન નામ ખુખંદા બતાવવામાં આવ્યું છે. તે નોનવાર સ્ટેશનથી (ગોરખપુર લાઇન) દોઢ માઇલ ઉપર છે.

## ૧૦

## ટિપ્પણ

**૧ઃ ચંદ્રિમા**

આ અધ્યયનમાં ચંદ્રનું દૃષ્ટાંત આપીને શ્રમણના ગુણોની વૃદ્ધિ હાનિ બતાવ્યાં છે માટે તેનું નામ ચંદિમા પડ્યું છે.

## ૧૧

## ટિપ્પણ

**૧ઃ દાવદ્દવ**

આ અધ્યયનમાં દાવદ્દવ નામનાં વૃક્ષનો દાખલો આપીને આરાધક વિરાધકનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે માટે તેનું નામ દાવદ્દવ પડ્યું છે.

## ૧૨

# ટિપ્પણ

### ૧: ઉદ્દગ-ણાય

આ અધ્યયનમાં ઉદક-પાણીનો દાખલો આપીને વસ્તુનું સ્વરૂપ સમજવાની પદ્ધતિ સમજાવી છે માટે તેનું નામ ઉદ્દગ-ણાય પડ્યું છે.

### ૨: ચાતુર્યામધર્મ

ચારમહાવ્રતો. પાર્શ્વનાથના સમયમાં ચાતુર્યામધર્મ હતો. તે આ પ્રમાણે છે:- સર્વ પ્રકારની હિંસાનો ત્યાગ, સર્વ પ્રકારના અસત્યનો ત્યાગ, સર્વ પ્રકારના ચૌર્યનો ત્યાગ અને સર્વપ્રકારના પરિગ્રહનો ત્યાગ. અહીં પરિગ્રહના ત્યાગમાં સ્ત્રીનો ત્યાગ (બ્રહ્મચર્ય) આવી જ જાય છે. પણ જડ અને વક્ર શ્રમણો આ જાતનો અંતર્ભાવ સ્પષ્ટ રીતે સમજી શકે તેમ ન હોવાથી ભગવાન મહાવીરે પંચયામનો ઉપદેશ કરીને બ્રહ્મચર્યનું ખાસ સ્પષ્ટ શબ્દોમાં વિધાન કર્યું.

## ૧૩

# ટિપ્પણ

### ૧: મંડૂક

આ અધ્યયનમાં નંદ મણિયારના મંડૂક (દેડકા) ના જન્મની વાત આવે છે માટે તેનું નામ મંડૂક પડ્યું છે.

### ૨: સોળરોગો

આચારાંગના છઠ્ઠા અધ્યયનમાં—કંઠમાળ, કોઢ, ક્ષય, અપસ્માર, અક્ષીરોગ, જડતા, હીનાંગપણું, કૂબડાપણું, ઉદરરોગ, મૂકપણું, શરીરનું સૂણી જવું, ભસ્મકરોગ, કંપવા, પીઠ વાંકી વળી જવી, શ્લીપદ અને મધૂમેહ—આ પ્રમાણે સોળ રોગો ગણાવ્યા છે. અને જ્ઞાતામાં કરેલી રોગોની ગણુના કરતાં આચારાંગની ગણુના વધારે વાજબી લાગે છે કારણ કે જ્ઞાતાની ગણુનામાં કેટલાક રોગો એના એ ફરી આવે છે.

**૩: અનુવાસના**

ચર્મયંત્રના પ્રયોગદ્વારા અપાન વડે જઠરમાં કોઈ પ્રકારનાં તેલોનો પ્રવેશ કરાવવો. 'એનીમા' લેવો તે.

**૪: નિરૂહ**

એક પ્રકારની અનુવાસના.

**૫: શિરાવેધ**

નાડીઓમાંથી, નાડીઓ ભેદીને રુધિર કાઢવું તે.

**૬: તક્ષણો**

અસ્રા વગેરેથી ચામડી પાતળી કરવી.

**૭: પ્રક્ષણો**

ચામડી જરા જરા ખોલવી.

**૮: શિરોવેષ્ટનો**

માથા ઉપર કંઈ બાંધી ઉપચાર કરવો તે.

**૯: તર્પણો**

અમુક પ્રકારનાં ચીકણાં દ્રવ્યો મસળીને શરીરની વૃદ્ધિ કરવી તે.

**૧૦: પુટપાકો**

કોઢિયાનું શરીર કણકથી ખરડીને તેને બાફવું અથવા કોઈ પાક ખવરાવવો તે.

**૧૧: દર્દુર**

જ્યાં જ્યાં મનુષ્ય કે પશુની દેવ થયાની હકીકત આવે છે ત્યાં દેવયોનિમાં પણ તેનો મનુષ્ય કે પશુયોનિના નામથી વ્યવહાર થયાનો ઉલ્લેખ આવે છે. તે વ્યવહાર ગ્રંથકારોએ જ ચલાવેલો છે કે દેવયોનિમાં તેવાં નામોની પ્રથા જ છે તે કાંઈ સ્પષ્ટ કળી શકાતું નથી.

## ૧૪

## ટિપ્પણ

### ૧: તેયલિ

આ અધ્યયનમાં તેયલિપુત્રની વાત વર્ણવેલી છે. માટે તેનું નામ તેયલિ પડ્યું છે. આવશ્યકચૂર્ણિની અંદર પ્રત્યાખ્યાનને સમજાવતાં આ અધ્યયનમાં વર્ણવેલી બધી હકીકત આ જ રીતે મૂકેલી છે.

## ૧૫

## ટિપ્પણ

### ૧: નંદીફલ

આ અધ્યયનમાં નંદીફલનો દાખલો આપીને હકીકત કહેવામાં આવેલી છે માટે તેનું નામ નંદીફલ પડ્યું છે.

### ૨: અહિચ્છત્રા

એક અઢારમા સૈકાના જૈનયાત્રીએ અહિચ્છત્રા આગ્રાથી ઈશાનખૂણામાં કુરુજંગલના પ્રદેશમાં હોવાનું જણાવ્યું છે. બીજા જૈનયાત્રીએ અહિચ્છત્રાને પાર્શ્વનાથનું તીર્થ કહ્યું છે

અને તે મેવાત દેશમાં હોવાનું જણાવ્યું છે. જિનપ્રભસૂરિએ પોતાના તીર્થકલ્પમાં અહિચ્છત્રાની ઉત્પત્તિ આ પ્રમાણે બતાવી છે: "જંબુદ્વીપના ભારતવર્ષમાં, મધ્યમખંડમાં, કુરુ-જંગલ દેશમાં શંખાવતી નામે નગરી હતી. ત્યાં પાર્શ્વનાથ-સ્વામી ફરતા ફરતા આવ્યા અને ધ્યાનમાં રહ્યા. પૂર્વના વૈરી કમઠે તેમને પાણીનો ઉપસર્ગ કર્યો એટલે કે એટલી બધી વૃષ્ટિ કરી કે ભગવાન કંઠ સુધી પાણીમાં ડૂબી ગયા. પછી ભગવાનના ભક્ત ધરણીંદ્ર નાગરાજે પોતાની પટ્ટરાણીઓ સાથે ત્યાં આવીને હજારો ફણાવાળું છત્ર ભગવાનને માથે ધર્યું અને કમઠે કરેલા ઉપસર્ગનું નિવારણ કર્યું. ત્યારથી તે શંખાવતીનું નામ અહિચ્છત્રા પડ્યું." જિનપ્રભસૂરિ કહે છે કે અત્યારે ત્યાં એક ઈંટનો કિલ્લો દેખાય છે અને પાણીના સાત કુંડો છે. તે પુરીની બહાર અને અંદર સવાલાખ મીઠા પાણીના કૂવાઓ અને વીથિકાઓ છે. હરિ, હર, હિરણ્યગર્ભ અને ચંડિકાનાં ભવનો ને બ્રહ્મકુંડો વગેરે લૌકિક તીર્થો પણ ત્યાં છે." આજકાલ બરેલી જીલ્લામાં એઓનલા નામનું ગામ છે. ત્યાંથી આઠ માઈલ ઉત્તરે રામનગર છે. ત્યાંથી દક્ષિણમાં ૩॥ માઈલના ઘેરાવામાં કેટલાંક ખંડેરો છે. તે ખંડેરોવાળી જગાને આજકાલ અહિચ્છત્રા કહેવામાં આવે છે. અત્યાર સુધીમાં જૈનોના બે પ્રાચીન સ્તૂપો જડી આવ્યા છે. તેમાંનો એક મથુરાનો અને બીજો અહિચ્છત્રાનો છે. મહાભારતમાં પણ અહિચ્છત્રાપુરીનો નિર્દેશ છે.

હ્યુએનત્સિંગ કહે છે કે અહિચ્છત્રામાં એક નાગહ્રદ હતો અને બુદ્ધે લાગટ સાત દિવસ સુધી ત્યાં પોતાના ધર્મનો

ઉપદેશ કર્યો હતો. હ્યુએનત્સિંગ પોતાના વર્ણનમાં લખે છે કે ત્યાં બાર મઠો હતા અને તેમાં હજારો સંન્યાસીઓ રહેતા હતા. વળી તે ઉપરાંત ત્યાં બ્રાહ્મણોનાં ૯ (?) દેવાલયો હતાં અને ૩૪૦ બ્રાહ્મણો મહાદેવની પૂજા કરતા હતા. તેની ચારે કોર એક કિલ્લો હતો અને તેનો ઘેરાવો ત્રણ કોશ હતો.

હેમચંદ્ર એ અહિચ્છત્ર દેશનો ઉલ્લેખ કરે છે અને તેનું બીજું નામ પ્રત્યગ્રથ જણાવે છે.

**૩: ચરક**

એક પ્રકારના ત્રિદંડીઓ, જેઓ યૂથબંધ રહે છે. અથવા કછોટો પહેરીને રહેનારા એક પ્રકારના તાપસો.

**૪: ચીરિક**

શેરીમાં પડેલાં કપડાં પહેરનારા એક જાતના સંન્યા-સીઓ.

**૫: ચર્મખંડિક**

ચામડાં પહેરનારો એક જાતનો સંન્યાસી અથવા માત્ર ચામડાને ઉપકરણ તરીકે રાખનારો.

**૬: ભિચ્છુંડ**

ભિક્ષાથી જીવનારો કોઈ પણ ભિક્ષુક અથવા બૌદ્ધસાધુ.

**૭: પંડુરગ**

પંડુરગ–એટલે શિવનો ભક્ત. દક્ષિણમાં શિવ પાંડુરંગ તરીકે પ્રસિદ્ધ છે.

**૮: ગૌતમ**

કેળવેલો બળદ સાથે રાખી તેની પાસે પગે પડાવવાના વગેરે ખેલો કરાવીને ભિક્ષા માગનારો ભિક્ષુક.

### ૯: ગોવ્રતી

ગાયનું વ્રત કરનાર એટલે કે તે બેસે ત્યારે બેસે, તે ખાય ત્યારે ખાય–એવું વ્રત કરનાર. ગૌતમ, ગોવ્રતી વગેરેનું વર્ણન ઔપપાતિકસૂત્રના મૂળમાં તેમજ તેની ટીકામાં પણ આવે છે.

### ૧૦: ગૃહિધર્મી

ગૃહસ્થધર્મને જ શ્રેષ્ઠ માનનારા અને તે પ્રમાણે વર્તનારા લોકો.

### ૧૧: ધર્મચિંતક

ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરનાર.

### ૧૨: અવિરુદ્ધ

વિનયવાદી–પ્રાણીમાત્રનો વિનય કરનાર તપસ્વી.

### ૧૩: વિરુદ્ધ

અક્રિયાવાદી–પરલોકને નહિ સ્વીકારનાર, બધા વાદીઓ-થી વિરુદ્ધ વાદી.

### ૧૪: વૃદ્ધ

ઘડપણમાં સંન્યાસી થયેલો.

### ૧૫: શ્રાવક

ધર્મશાસ્ત્ર સાંભળનાર બ્રાહ્મણ.

### ૧૬: રક્તપટ

પરિવ્રાજક.

## ૧૭: આવી શકે છે

ધન્ય સાર્થવાહે પ્રયાણ કરતી વખતે દરેક ધર્મના અનુયાયીઓને સાથે લઈ જવાની અને સાચવવાની ઘોષણા કરાવી છે એવા આ વર્ણન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દરેક ધર્મવાળાને સાચવવા અને સહાય આપવી તે એ જમાનામાં ગૃહસ્થનું મુખ્ય કર્તવ્ય ગણાતું. ધન્ય સાર્થવાહને સૂત્રમાં જિનાનુયાયી તરીકે વર્ણવેલો છે. એથી બધા ધર્મોવાળા સાથે તેનો કેટલો સમભાવ હશે તે સારી રીતે જણાઈ આવે છે.

## ૧૬

# ટિપ્પણ

### ૧: અવરકંકા

આ અધ્યયનમાં અવરકંકાનો રાજા પદ્મનાભ દ્રૌપદીને લઈ ગયો એ વાત આવતી હોવાથી તેનું નામ અવરકંકા પડયું છે. આ સૂત્રમાં તેનું નામ અમરકંકા અને અપરકંકા પણ લખેલું છે.

### ૨: એટલા બધા સમૃદ્ધ હતા

સુત્તનિપાતના બ્રાહ્મણધમ્મિકસુત્તમાં લખ્યું છે કે જૂના-કાળના બ્રાહ્મણો તપસ્વી, સંયમી અને કામભોગરહિત હતા. તે લોકો પાસે પશુ ન હતાં, હિરણ્ય ન હતું, ધન ન હતું. ધનમાં સ્વાધ્યાય અને નિધિમાં બ્રહ્મચર્ય હતાં. તેમના આ જાતનાં તપ, ત્યાગ અને સંયમને લીધે મોટાં મોટાં સંપન્ન રાષ્ટ્રો પણ તેમને નમતાં અને એવા હોવાથી જ બ્રાહ્મણો

અવધ્ય કહેવાયા. તેઓ ૪૮ વર્ષ બ્રહ્મચારી રહેતા. પણ પાછળથી આ વસ્તુનો વિપર્યાસ થઈ ગયો એટલે તે બ્રાહ્મણો પરિગ્રહી, ભોગી અને યાચક થઈ ગયા. બ્રાહ્મણોની પ્રાચીનકાલિક પ્રતિષ્ઠાને લીધે તેમને દાનો મળવા લાગ્યાં અને તેથી જ તેઓ આ દશાને પહોંચી ગયા. આ સૂત્રમાં બ્રાહ્મણોની જે સમૃદ્ધિનું વર્ણન કર્યું છે તે બ્રાહ્મણત્વના અસ્તકાળનું છે એમ સુત્તનિપાતના વર્ણન ઉપરથી સમજાય છે.

### ૩: ઉચ્ચ, નીચ અને મધ્ય કુળ

જૈનભિક્ષુઓ બધાં કુળોમાં ભિક્ષા લેવા ફરતા. તેમની દૃષ્ટિ અમુકની ભિક્ષા ખપે અને અમુકની ન ખપે એવી ન હતી. તેઓ માત્ર ભિક્ષાની શુદ્ધિ અને નિર્દોષતા જ જોતા. અત્યારે જે આથી વિપરીત જાતની ભાવના દેખાય છે તે પહેલાં ન જ હતી. આના બીજા ઘણા પુરાવા સૂત્રમાં મળે છે.

### ૪: પરઠવી દે

જૈનભિક્ષુઓ કાળજીથી ખાનપાન, વસ્ત્ર વગેરેની ભિક્ષા લીધા છતાં કોઈ અયુક્ત વસ્તુ તેમાં આવી જાય તો તેને પરઠવી દે છે. આ પદ્ધતિનું નામ પારિષ્ઠાપનિકા સમિતિ છે. જે વસ્તુ પરઠવવાની હોય તેને બહાર પરઠવતાં કોઈ પણ પ્રાણીને ઈજા ન થાય તેવી ખાસ કાળજી તેમાં રાખવાની હોય છે. અહીં જે શાક પરઠવવાની હકીકત આવે છે તેમાં આ કાળજી બરાબર રખાયેલી છે. શાકને જમીન ઉપર મૂકી દેતાં કીડીઓના મૃત્યુનો સંભવ હોવાથી મુનિ પોતે ખાઈને મૃત્યુ વહોરી લે છે. પારિષ્ઠાપનિકાની રીત પ્રમાણે આ ઠીક છે પણ એમાં થોડું સુધારવા જેવું એ છે કે પરઠવવાની કોઈ પણ

વસ્તુને કે મળમૂત્રને પણ જમીન ઉપર ફેંકવાને બદલે સંચ-મથી થોડું ખોદી, દાટી, ઉપર જમીન પાથરી બધું સરખું કરવામાં આવે તો ત્યાંનાં સૂક્ષ્મ પ્રાણીઓ સુરક્ષિત તો રહે જ ઉપરાંત ત્યાં આવજા કરનારાઓને ત્રાસ ન થાય અને વધારે સ્વચ્છતા તથા આરોગ્ય જળવાય.

જૈનશાસ્ત્રમાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે શૌચ, લઘુશંકા કે મોઢાનો અને નાકનો મળ કોઈ પણ પ્રાણીને જરા પણ ત્રાસ ન થાય એવી જ રીતે પરઠવવાં.

## ૫: કાંપિલ્ય

આને કંપિલા પણ કહે છે. ત્યાં તેરમા તીર્થંકર વિમ-લનાથનો જન્મ, રાજ્યાભિષેક અને દીક્ષા વગેરે પ્રસંગો બન્યા હતા. જિનપ્રભસૂરિ કંપિલ્લપુરના કલ્પમાં લખે છે કે જંબુ-દ્વીપમાં, દક્ષિણ ભરતખંડમાં, પૂર્વદિશામાં પાંચાલ નામના દેશમાં કંપિલ્લ નામે નગર ગંગાને કિનારે આવેલું છે. અઢા-રમા સૈકાના જૈનયાત્રીઓ કંપિલાની યાત્રા કરતાં લખે છે કે:–

જી હો અયોધ્યાથી પશ્ચિમ દિશેં, જી હો કંપિલપુર છે દાય.
જી હો વિમલજન્મભૂમિ જાણજો, જી હો પિટિયારી વહિ જાય

આમાં કંપિલપુર નગરી અયોધ્યાથી પશ્ચિમ દિશામાં હોવાનું જણાવ્યું છે. ફરુકાબાદ જિલ્લામાં આવેલા કાયમગંજ થી ઉત્તરપશ્ચિમમાં ૭ માઈલ ઉપર કંપિલા હોય તેમ લાગે છે. ઉપરની કવિતામાં જે પિટિયારી (પટયારી) નો ઉલ્લેખ છે તે કંપિલાથી ઉત્તરપશ્ચિમ ૧૮–૧૯ માઈલ ઉપર આવેલું પટિયાલી ગામ છે. બધા જૈનયાત્રીઓએ ત્યાં વિમલનાથનું

મંદિર હોવાનું જણાવ્યું છે. મહાભારતમાં ગંગાને કાંઠે આવેલી માકંદીની પાસે દ્રુપદનું આ નગર હોવાનું જણાવ્યું છે.

૬: દ્રુપદ

મહાભારતમાં દ્રૌપદીના પિતા તરીકે દ્રુપદનું નામ જાણીતું છે પણ તેની સ્ત્રીનું નામ કૌસવી અથવા સૌત્રામણી છે. મહાભારતમાં લખ્યા પ્રમાણે દ્રૌપદી અને ધૃષ્ટદ્યુમ્ન યજ્ઞ-વેદિકામાંથી મળ્યાં હતાં. દ્રૌપદીના પૂર્વજીવન તરીકે સુકુમા-લિકાની જે વાત કહેવામાં આવી છે તેને કાંઈક મળતી વાત મહાભારતમાં નીચે પ્રમાણે વ્યાસ કહે છે:–

"કોઈ એક ઋષિને રૂપવાળી અને સર્વ ગુણયુક્ત એવી એક કન્યા હતી. પણ તે પૂર્વકૃતકર્મથી દુર્ભગા (અભાગણી) થયેલી હતી તેથી તેને કોઈ પતિ મળતો ન હતો. પતિ મેળવવા માટે તેણે ઉગ્રતપ કરીને શંકરને તુષ્ટ કર્યા. તેણે શંકરને 'પતિ આપો' 'પતિ આપો' એમ પાંચ વાર કહ્યું હોવાથી શંકરે તેને પાંચ પતિવાળી થવાનું વરદાન આપ્યું અને કહ્યું કે તું દ્રુપદને ઘેર દિવ્ય રૂપવાળી કન્યા થઈ-ને અવતરીશ."

આ વાતને બીજી રીતે પણ વ્યાસે નીચે પ્રમાણે કહી છે:–

"ઇંદ્રસેના નામની મૌદ્‌ગલ્ય નામના વૃદ્ધ ઋષિની સ્ત્રી હતી. તે ઋષિ કામરૂપી હતો. ઋષિએ સ્ત્રીને કહ્યું કે તને હું કેવી રીતે પ્રસન્ન કરું? ઇંદ્રસેનાએ કહ્યું કે તમે પાંચ રૂપોવાળા થઈને મારી સાથે ક્રીડા કરો. આવી રીતે પાંચ રૂપવાળા પતિ સાથે ક્રીડા કરતી તેને વિરક્ત થયેલા ઋષિએ છોડી દીધી. તેણે

ઋષિ પાસે આજીજી કરી કે હે ભગવન્! હું હજુ કામની આકાંક્ષાવાળી છું માટે તમે મને ન છોડો તો સારું. ઋષિએ કહ્યું તું મને તપમાં વિઘ્ન કરતી આવી અવક્તવ્ય વાત કહે છે માટે મારી વાત સાંભળ. તું મનુષ્ય લોકમાં પાંચાળરાજા દ્રુપદની રાજપુત્રી થઈશ અને તને પાંચ પતિ થશે. આવી રીતે શાપ પામેલી અને ભોગથી અતૃપ્ત ઇંદ્રસેનાએ તીવ્રતપથી શંકરની આરાધના કરી. શંકરે વરદાન આપ્યું કે તું વરાંગના થઈશ અને તેં પાંચવાર પતિની માગણી કરી હોવાથી તને પાંચ પતિ થશે. ઇંદ્રસેનાએ કહ્યું "સ્ત્રીઓને એક જ પતિ હોય અને પુરુષને ઘણી સ્ત્રીઓ હોય એવો ધર્મ ઘણા સમયથી ચાલ્યો આવે છે અને ઘણાએ આચરેલો પણ છે. તો હું આવું ધર્મથી વિરુદ્ધ બહુપતિપણું સ્વીકારવા નથી ઇચ્છતી." શંકરે જવાબ આપ્યો કે તેથી કરીને તને અધર્મ નહિ પ્રાપ્ત થાય કારણ કે દરેક સંગમ વખતે તું નવું નવું કૌમાર પ્રાપ્ત કરી શકીશ. આ મહાભારતની કથા અને જૈનકથામાં સામ્ય એટલું જ છે કે પૂર્વજન્મની ભોગની આકાંક્ષાને લીધે દ્રૌપદીની આવી સ્થિતિ થઈ છે.

### ૭: રાજાઓ

સ્વયંવરમાં આવેલા આ રાજાઓમાંના કેટલાકનાં નામો મહાભારતમાં આદિપર્વના ૨૦૧ મા અધ્યાયમાં મળે છે.

### ૮: આદર ન કર્યો

જૈનધર્મ વિનયમૂલક છે એમ શાસ્ત્રકારો વારંવાર કહે છે. અવિનય કરવાની બુદ્ધિથી કોઈનો અવિનય કરવો એ તો સર્વથા જૈનધર્મમાં નિષિદ્ધ જ છે. ભગવતીના બીજા શતકમાં

ભગવાનના પટ્ટશિષ્ય ઇંદ્રભૂતિ ગૌતમ, સ્કંદ તાપસ ભગવાન પાસે આવે છે એમ જાણીને તરત ઊભા થઈ તેને લેવા સામે જાય છે અને તેનું સ્વાગત પૂછે છે. એ જ રીતે અહીં કૃષ્ણ, પાંડવો અને કુંતિ વગેરે નારદનો યોગ્ય વિનય કરે છે માત્ર દ્રૌપદી નથી કરતી એ તેની સાંપ્રદાયિક સંકુચિતતા જ બતાવી આપે છે. એવો અવિનય કરવાથી ધર્મની રક્ષાને બદલે કેવો અધર્મ પેદા થયો એ સૂત્રકારે સ્પષ્ટ બતાવ્યું છે.

## ૯: ત્રણ દિવસના

સૂત્રોમાં જ્યાં જ્યાં કોઈ દેવને બોલાવવાની હકીકત આવે છે ત્યાં બધે, બોલાવનાર પૌષધશાળામાં કે એકાંત સ્થાનમાં જઈને ત્રણ દિવસના અપવાસ સાથે દેવને આવવાનો સંકલ્પ સેવે છે અને પછી તે દેવ આવે છે. એવી હકીકત આવે છે. જ્યારે રામચંદ્ર લંકા ઉપર ચડ્યા ત્યારે વચ્ચે દરિયો આડે આવતો હોવાથી તેની સહાય લેવા માટે દરિયાને કાંઠે દાભ પાથરીને ત્રણ દિવસ રહ્યાનો ઉલ્લેખ રામાયણમાં પણ આવે છે. દેવને બોલાવવાનો આ વિધિ રામાયણ અને જૈનસૂત્રમાં લગભગ મળતો આવે એવો વર્ણવાયો છે. રામાયણમાં લખ્યું છેઃ–

> ततः सागरवेलायां दर्भानास्तीर्य राघवः ।
> अञ्जलिं प्राङ्मुखः कृत्वा प्रतिशिश्ये महोदधेः ॥
> स त्रिरात्रोषितस्तत्र नयज्ञो धर्मवत्सलः ।
> उपासत तदा रामः सागरं सरितां पतिम् ॥

## ૧૦: નરસિંહરૂપ

સૂત્રમાં લખ્યા પ્રમાણે કૃષ્ણે નરસિંહરૂપ ધરીને પદ્મનાભની અવરકંકા નગરીને ધ્રુજાવી દીધી ત્યારે વૈદિક પરંપરામાં

નરસિંહરૂપદ્વારા પ્રહ્લાદના પિતા હિરણ્યકશિપુને વિષ્ણુએ મારી નાખ્યાનો ઉલ્લેખ છે.

## ૧૧: જોઈ પણ શકતા નથી

સૂત્રમાં મુનિ સુવ્રત અર્હંત કપિલ વાસુદેવને કહે છે કે બે ચક્રવર્તીઓ, બે બળદેવો અને બે વાસુદેવો એકબીજાને જોઈ શકતા નથી. આ કથનમાં એમ માની શકીએ કે આ લોકો રાજ્યલુબ્ધ હોવાથી ભેગા થઈને લડે એવો સંભવ હોવાથી તેએ એકબીજાને જોઈ ન શકે તેવું વિધાન કરવામાં આવ્યું હોય, પણ બે અર્હંતો જેઓ જ્ઞાની અને અકષાયી છે તેઓ એ એકબીજાને શા માટે ન જોઈ શકે? આ વિધાનનું કારણ કાંઈ કળી શકાતું નથી.

## ૧૨: પાંડુમથુરા

જૂના વખતમાં મદુરામાં પાણ્ડ્ય વંશના રાજાઓનું રાજ્ય હતું. એથી એમ માલમ પડે છે કે અહીં જણાવેલી પાંડુમથુરા તે હાલની મદુરા જ હોય. આ સૂત્રમાં લખ્યા પ્રમાણે કૃષ્ણે પાંડવોને દક્ષિણ સમુદ્રને કાંઠે જવાનું કહેલું છે એથી પણ પાંડુમથુરાને મદુરા માનવાનું વધુ કારણ મળે છે.

## ૧૩: દ્રૌપદીની અનુમતિ લઈને

દીક્ષા લેનારાઓની જે હકીકતો સૂત્રોમાં આવે છે તેમાં અનુમતિનો ઉલ્લેખ તો બધે આવે જ છે એમ અમે આગળ લખી ગયા છીએ. આ અધ્યયનમાં પાંડવોએ દીક્ષા લીધી તે વખતે તેઓએ દ્રૌપદીની અનુમતિ લીધી છે એમ સ્પષ્ટ જણાવ્યું છે. એટલે માતાપિતાની અનુમતિ લેવા ઉપરાંત

સ્ત્રીની અને પુત્રોની અનુમતિ લેવાના ઉલ્લેખો સૂત્રોમાં સ્પષ્ટ આવે છે.

## ૧૪: હત્થકપ્પ

આ ગામ શત્રુંજયની આસપાસ હોવું જોઈએ એમ પાંડવોના પ્રવાસ ઉપરથી લાગે છે. મૂળમાં લખ્યું છે કે પાંડવો પાંડુમથુરાથી નીકળીને બહાર વિહાર કરવા લાગ્યા. ત્યાં તેમણે સાંભળ્યું કે સૌરાષ્ટ્રમાં અરિષ્ટનેમિ અર્હત છે. તેમનાં દર્શનની ઇચ્છાથી તેઓ વિહાર કરતા કરતા હત્થકપ્પમાં આવ્યા. ત્યાં તેમણે સાંભળ્યું કે અરિષ્ટનેમિ તો ઉજ્જયંત પર્વતમાં નિર્વાણ પામ્યા એટલે પાંડવો હત્થકપ્પથી નીકળીને શત્રુંજય તરફ ગયા. અત્યારે કાઠિયાવાડમાં તળાજાની નજીકમાં હાથપ નામનું ગામ છે. તે શત્રુંજયથી બહુ દૂર ન ગણાય. આ હાથપ તે હત્થકપ્પ હોવાનું વધારે બંધ બેસે છે. કારણ કે હત્થકપ્પ અને હાથપ બંનેમાં ભાષાના વિકાસની દૃષ્ટિએ ઘણું સરખાપણું છે. વળી ગુપ્તવંશીય પ્રથમ ધરસેનના વલભીના દાનપત્રમાં (ઈ. સ. ૫૮૮) હસ્તવપ્ર ઇલાકાનો ઉલ્લેખ આવે છે. એ શિલાલેખના અનુવાદમાં એ હસ્તવપ્રને હાલનું હાથપ ગણવામાં આવ્યું છે. (ઇંડિયન એન્ટીકવેરી વૉ. ૬. પા. ૯) હત્થકપ્પ કે હસ્તવપ્ર બંને શબ્દોમાંથી હાથપ નીકળી શકે છે માટે આ કલ્પના પણ ખોટી હોય તેમ લાગતું નથી. સંભવ છે કે એ સમયે હાથપ ઇલાકો પણ હોય.

કેટલીક જગાએ આને માટે હત્થિકપ્પ શબ્દ પણ વપરાયેલો જોવામાં આવે છે. ૧૭ મા સૈકાના ગદ્યપાંડવ ચરિત્રમાં દેવવિજયજીએ હસ્તિકલ્પથી રૈવતક બાર યોજન

હોવાનું લખેલું છે. તેથી પણ એ ઉપર જણાવેલું હાથપ હોય એ વધારે બંધબેસતું છે.

**૧૫: ઉજ્જયંત શૈલ**

જુઓ રૈવતક ઉપરનું ટિપ્પણ. ( પા. ૨૧૬ )

**૧૬: શત્રુંજય પર્વત ઉપર**

પાંડવો પોતાના અંત સમયે હેમાદ્રિ તરફ ગયા છે એમ મહાભારતમાં લખેલું છે. આ કથામાં પાંડવો સૌરાષ્ટ્રના શત્રુંજય ઉપર આવ્યા એવો ઉલ્લેખ છે. મહાભારતના અને જૈનકથાના જુદા જુદા કથનથી પાંડવોએ પોતાનું છેલ્લું જીવન ક્યાં વિતાવ્યું અને તે કયો ધર્મ પાળતા હતા તે વિષે રાજા કુમારપાળની સભામાં વાદવિવાદ થયો. તેનો ઉત્તર આપતાં આચાર્ય હેમચંદ્રે એક આકાશવાણીનો પુરાવો આપતાં કહ્યું છે કે સેંકડો ભીષ્મો થયા છે, ત્રણસો પાંડવો થયા છે, હજારો દ્રોણાચાર્ય થયા છે અને કર્ણની તો સંખ્યા જ નથી. આમ કહીને હેમાચાર્યે કુમારપાળને કહ્યું કે આમાંના કોઈ જૈનપાંડવો શત્રુંજય આવ્યા હશે અને બીજા કોઈ પાંડવો હિમાલય ઉપર પણ ગયા હશે. એમ પ્રભાવક ચરિત્રમાં હેમાચાર્યના પ્રબંધમાં લખેલું છે. દ્રૌપદીનું આખ્યાન મહાભારતમાં આવે છે અને જૈન પાંડવચરિત્રમાં પણ તેને મૂકેલું છે. આમાંથી કયું મૂળ અને કયું મૂળ ઉપરથી આવેલું તે કલ્પવું કઠણ છે. પણ એમ લાગે છે કે ઘણીવાર પ્રસિદ્ધ થયેલી વ્યક્તિઓને દરેક ધર્મવાળા પોતપોતાના ધર્મની વ્યક્તિઓ તરીકે ગણાવવા પ્રયત્ન કરે છે. બુદ્ધ વેદવિરોધી હોવા છતાં તેમની એટલી બધી પ્રસિદ્ધિ થયેલી કે વૈદિક પરંપરાને તેમને

અવતાર તરીકે લેવા જ પડ્યા. તેવી જ રીતે કૃષ્ણને પણ જૈનોએ ભવિષ્યના તીર્થંકર તરીકે વર્ણવેલા છે. એવી જ બીજી વ્યક્તિઓ જેવી કે રાવણ, રામ વગેરેને બૌદ્ધ સંપ્રદાયમાં બૌદ્ધ અને જૈનસંપ્રદાયમાં જૈન તરીકે બતાવેલી છે. તેવી રીતે આ દ્રૌપદીની કથા પણ ઘડાયેલી હોય તેવું અનુમાન કરીએ તો ખોટું લાગતું નથી.

૧૭

# ટિપ્પણ

## ૧: આઇજ્ઞ

આજાનેય–આજાનિય–આજઞ્ઞ–એક જાતનો ઉત્તમ ઘોડો. આ અધ્યયનમાં ઘોડાના ઉદાહરણથી કથા કહેલી છે માટે તેનું નામ આઇન્ન પડ્યું છે.

સંસ્કૃત કોષોમાં "કુલીન ઘોડો" એ અર્થમાં આજાનેય શબ્દ વપરાયેલો છે. બૌદ્ધસાહિત્યમાં તે માટે આજાનિય અને તેનું વિકૃત રૂપ આજઞ્ઞ વપરાયેલાં જોવામાં આવે છે.

આ સૂત્રમાં વપરાયેલું આઇજ્ઞ રૂપ એ આજઞ્ઞનું જ રૂપાંતર છે. નિર્યુક્તિમાં પણ 'ઉત્તમઘોડો' એ અર્થમાં આઇજ્ઞ શબ્દ વપરાયેલો છે. ત્યાં તેના વ્યાખ્યાકારોએ અને પ્રસ્તુત ટીકાકાર અભયદેવે તે શબ્દને સંસ્કૃત 'આકીર્ણ' માંથી ઊપજેલો બતાવ્યો છે. પરંતુ અર્થનો સંબંધ જોતાં તેને 'આકીર્ણ'

માંથી લાવવા કરતાં મૂળ 'આજાનેય' માંથી લાવવો જ બરાબર છે.

## ૨: હત્થિસીસ

ગચ્છાચારપયન્ના અને આવશ્યકચૂર્ણિમાં હસ્તિશીર્ષ નગરનું વર્ણન આવે છે. તેમાં લખેલું છે કે હસ્તિશીર્ષનો રાજા દમદંત એક વાર રાજગૃહના રાજા જરાસંધની પાસે ગયો. પાંડવોને અને દમદંતને કોઈ પણ કારણથી વેર હતું. તેથી તેની ગેરહાજરીમાં પાંડવોએ તેનું હસ્તિશીર્ષ લૂંટયું અને બાળી નાખ્યું. રાજગૃહથી પાછા ફરતાં દમદંતે આ હકીકત જાણી. તેથી તેણે પોતાના સૈન્ય સાથે હસ્તિનાપુરને ઘેરો ઘાલ્યો. પાંડવો હસ્તિનાપુરમાં ભરાઈ રહ્યા, બહાર નીકળ્યા નહિ. તેથી તેને એમ લાગ્યું કે સામી છાતીએ આવનારા શત્રુ સાથે યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે પણ આવા ક્લિબ પાંડવો સાથે યુદ્ધ કરવું એ ઠીક નથી. એમ સમજીને ઘણા દિવસ સુધી પાંડવોને બહાર નીકળવાની વાટ જોયા પછી તે પોતાને ગામ ચાલ્યો ગયો. કેટલોક સમય ત્યાં રાજ્ય કર્યા પછી તે વિરક્ત થયો અને નેમિનાથના શિષ્ય ધર્મઘોષ પાસે તેણે પ્રવ્રજ્યા લીધી. ફરતો ફરતો એકવાર તે પાંડવોના હસ્તિનાપુરમાં આવી પહોંચ્યો. ત્યાં તે દરવાજા પાસે જ ધ્યાનમાં ઊભો રહ્યો. દુર્યોધને તેને ખૂબ હેરાન કર્યો અને યુધિષ્ઠિરે તેની ઠીકઠીક શુશ્રૂષા કરી.

## ૩: (ગંભીર પોતવાહન) પટ્ટન

પટ્ટનનું સ્વરૂપ આપતાં ભગવતીની ટીકામાં જણાવ્યું છે કે તે બે પ્રકારનું છે. (૧) જલપત્તન અને (૨) સ્થલપત્તન.

જ્યાં જલમાર્ગ હોય અને વહાણો લાંગરી શકાતાં હોય તે જલપત્તન અને જ્યાં સ્થલમાર્ગ હોય તે સ્થલપત્તન. અનેક દેશોથી આવતાં કરિયાણાંના વેચાણનું મથક તેને પત્તન કહેવામાં આવે છે. એનું બીજું નામ રત્નભૂમિ પણ કેટલાક કહે છે. પન્નવણાની ટીકામાં પટ્ટન અને પત્તન એવા બે શબ્દોનું વિવરણ મળે છે. જ્યાં માત્ર હોડીઓથી જ જઇ શકાય તેને પટ્ટન કહ્યું છે અને જ્યાં ગાડાં, ઘોડા અને હોડીથી પણ જઈ શકાય તેનું નામ પત્તન કહ્યું છે. પત્તનના ઉદાહરણ તરીકે ભૃગુકચ્છ–ભરૂચ જણાવેલું છે.

## ૪: મચ્છંડિકા, પુષ્પોત્તર, પદ્મોત્તર

ટીકાકારે આ ત્રણેને એક પ્રકારની સાકર જણાવેલી છે. પન્નવણાની ટીકામાં સત્તરમા પદમાં લેશ્યાના સ્વાદ બતાવતાં આ શબ્દોનો ઉલ્લેખ કરેલો છે. તેમાં શર્કરા અને મત્સ્યંડીનું વિવરણ આપતાં જણાવ્યું છે કેઃ– शर्करा काशादिप्रभवा અને मत्स्यण्डी खण्डशर्करा એટલે કે એક પ્રકારના કાશ વગેરે ઘાસથી થનારી તે શર્કરા અને સાકર તથા ખાંડ ભેગી મળીને થયેલી તે મત્સ્યંડી.

અમરકોશમાં જેમાંથી ખાંડ થાય છે તે–એવા અર્થમાં મત્સ્યંડી શબ્દ વાપર્યો છે.

હેમચંદ્રે શેરડીના રસના કાઢાના અર્થમાં ગોળ શબ્દ વાપર્યો છે, શર્કરા શબ્દ સ્ફટિક જેવા જામેલા મીઠા પદાર્થ માટે વાપર્યો છે, ખાંડને તેમણે મધુધૂલિ એટલે કે મધનાં રજકણો જેવી મીઠી કહેલી છે અને મત્સ્યંડી શબ્દને તેમણે ખાંડના વિકારના અર્થમાં લીધેલો છે. આ રીતે તેમણે

શર્કરા, ખાંડ અને મત્સ્યંડી એ ત્રણેની બનાવટ જુદી જુદી સમજાવી છે.

કોશની ટીકામાં હેમચંદ્ર ધન્વંતરિ તથા વાગ્ભટનું પ્રમાણ આપીને મત્સ્યંડીના પર્યાય તરીકે મત્સ્યંડિકા મત્સ્યાણ્ડિકા અને મીનાંડી એવા ત્રણ શબ્દો આપે છે.

કૌટિલ્ય પણ ખાંડ અને સાકરની સાથે મત્સ્યંડિકા શબ્દનો ઉપયોગ કરે છે.

વૈદ્યકશબ્દસિંધુમાં મત્સ્યાંડી ઉપરાંત સાકર અર્થમાં પુષ્પોદ્ભવા શબ્દનો ઉલ્લેખ છે. તેનો અર્થ કરતાં પુષ્પશર્કરા શબ્દ મૂકેલો છે જેને અત્યારે ફુલસાકર કહેવામાં આવે છે. તે કદાચ આ હોય. અથવા ફૂલોમાંથી બનતી સાકર એવો અર્થ પણ તેમાંથી નીકળી શકે છે. સૂત્રમાં લખેલી પુષ્પોત્તર અને આ પુષ્પોદ્ભવા એ બંને કદાચ એક હોઈ શકે.

સાકર અર્થમાં વપરાયેલો પદ્મોત્તર શબ્દ માત્ર અહીં જ મળ્યો છે. શબ્દ ઉપરથી એમ માલમ પડે છે કે કમળ જેવી સુગંધવાળી અથવા કમળમાંથી બનતી સાકર એવો તેનો અર્થ હોય.

## ૧૮

# ટિપ્પણ

### ૧: સુંસુમા

આ અધ્યયનમાં સુંસુમા નામની ધન્ય સાર્થવાહની પુત્રીનું ઉદાહરણ આપીને આહારનું પ્રયોજન સમજાવવામાં આવેલું છે માટે તેનું નામ સુંસુમા પડ્યું છે.

### ૨: માટે જ કરે

ત્યાગી પુરુષો ભોજનને માત્ર શરીરના નિર્વાહની દૃષ્ટિએ જ લે છે. શરીરનાં રૂપ, રંગ, બળ કે વિષય વધે તે અર્થે તેઓ કદી ભોજનને સ્પર્શતા પણ નથી. આ વસ્તુ ઉપરના અધ્યયનમાં સચોટ રીતે વર્ણવેલી છે. એ વસ્તુને સ્પષ્ટ કરવા બુદ્ધભગવાને સંયુત્તનિકાયમાં એક આ કથા આપેલી છેઃ–

"હે ભિક્ષુઓ ! બે ધણીધણિયાણી પૂરતું ભાતું લઈને

એક ભયંકર જંગલમાં થઈને પસાર થવા લાગ્યાં. તેમની સાથે તેમનો એકનો એક પ્રિય પુત્ર પણ હતો. જતાં જતાં તેમનું ભાતું ખૂટી ગયું અને હજુ અટવી ઊતરવી બાકી જ હતી. તેમણે વિચાર કર્યો કે આપણું ભાતું તો ખૂટી ગયું અને હજુ જંગલ પાર કરવું તો બાકી છે, હવે કેમ કરીને આપણે આ જંગલ પાર કરી શકીશું? વિચાર કરતાં તેમને સૂઝ્યું કે આ પ્રિય પુત્રનું માંસ ખાઈને આપણે આ અટવી પાર કરી જઈએ. તેઓએ વિલાપ કરતાં કરતાં પુત્રનું માંસ ખાધું અને તેમ કરીને અટવી પાર કરી ગયાં.

"હે ભિક્ષુઓ! તેઓએ જે આ પુત્રનું માંસ ખાધું તે શું ગમ્મત માટે ખાધું, મદ માટે ખાધું, મંડન માટે ખાધું કે વિભૂષણ માટે ખાધું?"

ભિક્ષુઓએ કહ્યું "તેઓએ તે માટે ખાધું નથી. તેઓએ તો માત્ર અટવી પાર કરવા માટે જ તે આહાર કરેલો."

"હે ભિક્ષુઓ! તમને હું કહું છું કે તમારે પણ ભોજન એ દૃષ્ટિથી લેવું. જેઓ એ રીતે જ ભોજન લે છે તેઓ જ કામગુણ અને રાગના સ્વરૂપને સમજી શકે છે, અને જેઓ કામગુણો અને રાગનું સ્વરૂપ બરાબર સમજે છે તેવા આર્ય-શ્રાવકો કોઈ જાતના પાપમાં ન પડતાં નિર્વાણ પામે છે."

વિસુદ્ધિમગ્ગમાં કહ્યું છે:–

"જેમ ગાડાને ચલાવવા માટે ધરી ઊંગવી પડે છે અને ઉપર જણાવ્યા પ્રમાણે અટવી પાર કરવા પુત્રમાંસ લેવું પડે છે તે રીતે અમૂર્છિત ભિક્ષુએ શરીરના નિર્વાહ માટે પરિમિત આહાર લેવો."

આ જ વસ્તુને શિક્ષાસમુચ્ચયમાં આ પ્રમાણે કહેલી છેઃ-

भेषज्यमिव आहारं पुत्रमांसोपमं पुनः ।
मात्रयाऽप्रतिकूलं च योगी पिण्डं समाचरेत् ॥

સ્મૃતિચંદ્રિકામાં "મનુએ કહ્યું છે" એમ કહીને લખ્યું છે કે "જોઈએ તે કરતાં જરા પણ ભિક્ષા વધારે ન લેવી. જો કોઈ તે પ્રમાણે કરે તો તેને ચોરીનો દોષ લાગે છે."

આ અધ્યયનમાં જણાવેલી વસ્તુ જ સંઘાડ અધ્યયનમાં બીજી રીતે જણાવેલી છે.

## ૧૯

# ટિપ્પણ

### ૧: પુંડરીય-ણાય

આ અધ્યયનમાં કંડરીકના ભાઈ પુંડરીકની વાત આવે છે માટે તેનું નામ પુંડરીય-ણાય પડ્યું છે.

### ૨: જંબુદ્વીપ

મહાભારતના સભા પર્વમાં અર્જુનનો દિગ્વિજય વર્ણવતાં જણાવ્યું છે કે "મેરુને દક્ષિણ પડખે જંબુ નામનું નિત્ય પુષ્પ અને ફળવાળું તથા સિદ્ધો અને ચારણોથી સેવાયેલું એક વૃક્ષ છે. તેની શાખા હે રાજન્! સ્વર્ગ સુધી ઊંચી છે. તે જંબુવૃક્ષ ઉપરથી જંબુદ્વીપનું નામ પડ્યું છે. તે વૃક્ષને અર્જુને જોયું."

જંબુદ્વીપપ્રજ્ઞપ્તિમાં જણાવ્યું છે કે "જંબુદ્વીપની આસ-

પાસ તે તે ભાગોમાં ઘણાં જંબુનાં ઝાડો, જંબુનાં વનો અને નિત્ય પુષ્પવાળા, ફુલવાળા તથા અતિ શોભા ધરાવતા વનખંડો છે......માટે હે ગૌતમ! આ દ્વીપનું નામ જંબુદ્વીપ પડ્યું છે."

### ૩: નીલવંત પર્વત

અર્જુનના દિગ્વિજયના પ્રકરણમાં, મહાભારતમાં જણાવ્યું છે કે અર્જુને માલ્યવંત પર્વતને વટીને સ્વર્ગ જેવા પવિત્ર ભદ્રાશ્વ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ત્યાંના લોકોને જીતીને પછી તે નીલગિરિ નામના પર્વત તરફ ગયો. ત્યાં પણ વિજય મેળવીને તથા તે પર્વતને વટાવીને રમ્યક વર્ષ (ક્ષેત્ર) માં ગયો. આ રીતે રમ્યક અને ભદ્રાશ્વની વચ્ચે નીલગિરિ હોવાનો મહાભારતમાં ઉલ્લેખ છે.

જંબુદ્વીપપ્રજ્ઞપ્તિમાં નીલવંત વર્ષધર પર્વતનું સ્થાન બતાવતાં જણાવ્યું છે કે મહાવિદેહવર્ષની ઉત્તરે અને રમ્યક વર્ષની દક્ષિણે પૂર્વ લવણસમુદ્રની પશ્ચિમે અને પશ્ચિમ લવણ-સમુદ્રની પૂર્વે જંબુદ્વીપમાં નીલવંત નામનો વર્ષધર પર્વત છે.

### ૪: ગાદીએ બેસાડ્યો

મનુષ્યમાત્રના સંસ્કારો હંમેશાં એક સરખા રહેવા એ ઘણું કઠણ કામ છે. વૈરાગ્યથી મનુષ્ય ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે. પણ ઊંડે ઊંડે તેના મનમાં રહેલા ભોગના સંસ્કારોને તે શોધીને દૂર કરી શકતો નથી. તેથી કેટલીક વાર ફરીથી તે ભોગાથી થવાની વાંછા રાખે છે. આ અધ્યયનમાં આવા જ એક રાજપુત્રની કથા આવેલી છે. રાજપુત્ર કંડરીકે પ્રવ્રજ્યા લીધેલી છતાં પાછા તેનામાં ભોગના સંસ્કારો જાગ્યા.

તેને પરિણામે તે મોટા ભાઈની રાજધાનીમાં આવીને રહેવા લાગ્યો. મોટા ભાઈએ તેનું મન કળ્યું પણ તેનો સંયમ સચવાય તે માટે એક બે વાર પોતે મૂર્છિત છે અને કંડરીક મહાત્યાગી છે એવું તેને કહેલું. તેને પરિણામે તે દાક્ષિણ્યને લીધે ફરી વાર સંયમમાં આવેલો. પણ હવે જ્યારે તે ભોગના સંસ્કારના દબાણથી બહુ વ્યાકુળ થયો ત્યારે તેણે દાક્ષિણ્ય મૂકીને પોતાના ભાઈને સ્પષ્ટ કહ્યું કે હું ભોગાર્થી છું. આથી મોટાભાઈએ તેને ગાદી આપી અને પોતે સંયમ લીધો. આમાં કહેવાનું એટલું જ છે કે સંયમી થયા પછી કોઈ ભોગાર્થી થવાના પ્રસંગમાં આવી જાય તો તેના તરફ ઘૃણા ન કરતાં આમાં જે સહૃદયતા બતાવવામાં આવી છે તેવી જો બતાવવામાં આવે તો ઓછેવત્તે અંશે જરૂર સંયમનું રક્ષણ થઈ શકે છે. નરી ઘૃણા જ બતાવવામાં આવે તો પરસ્પર દ્વેષ અને અસંયમ વધારે ફેલાય છે.

આ વિષે હરિભદ્રસૂરિએ જણાવ્યું છે કે એવે પ્રસંગે કાંતો સંયમને વધારે સ્થિર કરાય એવી પ્રવૃત્તિ કરવી અથવા મધ્યસ્થ ભાવ રાખવો પણ અરુચિ કે ઘૃણા ઉત્પન્ન ન જ થવા દેવી.

# દ્વિતીય શ્રુતસ્કંધ

## ટિપ્પણ

### પ્રાસ્તાવિક

**૧: ચમર**

મહાભારતમાં આદિપર્વના સંભવપર્વમાં દાનવોનો વંશ વર્ણવેલો છે. તેમાં અસુરોનાં વિરોચન, કુંભ, નિકુંભ, બલિ, મહાકાળ, શંબર વગેરે નામ જણાવેલાં છે. હવે પછીના અધ્યયનમાં કુંભ, નિકુંભ, વિરોચન, બલિ વગેરે જે નામો આવે છે તે મહાભારતના ઉપલા ઉલ્લેખ સાથે સરખાવવા જેવાં છે.

**૨: અસુર**

આને માટે રાયચંદ્ર જિનાગમસંગ્રહમાંના ભગવતી-સૂત્રનું શતક ૩, ઉદ્દેશક ૧. (ભા. ૨ પા. ૪૮) અસુર-કુમાર ઉપરનું ટિપ્પણ જોવું.

**૩ : ઇંદ્રો**

આને માટે રાયચંદ્ર જિનાગમસંગ્રહમાંના ભગવતીસૂત્રનું શતક ૪, ઉદ્દેશક ૧–૮ (ભાગ. ૨ પા. ૧૩૦) દેવેંદ્ર ઉપરનું ટિપ્પણ જોવું.

**૪ : વાનવ્યંતર**

તત્ત્વાર્થભાષ્યમાં લખ્યા પ્રમાણે વ્યંતર શબ્દનો અર્થ આ પ્રમાણે છે–જેઓ પહાડના આંતરાઓમાં, ગુફાઓના આંતરાઓમાં અને વનનાં વિવરો વગેરેમાં રહે છે તે વ્યંતરો કહેવાય છે.

# ૧

# ટિપ્પણ

### ૧: ચેલ્લણા

ચેલ્લણા, મહાવીરસ્વામીના મામા અને વૈશાલિના રાજા ચેટકની પુત્રી થાય. તેઓ કુલ સાત બહેનો હતી. ચેલ્લણાને મેળવવા માટે શ્રેણિકને મોટો ભોગ આપવો પડેલો અને તે માંડમાંડ જીવતો પોતાને ઘેર પાછો પહોંચેલો. તે વિષેની વિગતવાર હકીકત આચાર્ય હેમચંદ્રે મહાવીરચરિતમાં વર્ણવેલી છે.

### ૨: શ્રાવસ્તી

૧૮ મા સૈકાના જૈનયાત્રીઓ જણાવે છે કે હમણાં જે કોના ગામ છે તેને શ્રાવસ્તી કહેવામાં આવે છે. તેઓ તેની આસપાસ જંગલો હોવાનું જણાવે છે. એ જંગલને દંડક દેશની સીમા હોવાનું તેમણે લખ્યું છે. એક યાત્રી દરિયાબાદથી ૩૦ કોશ શ્રાવસ્તી છે એમ લખે છે. આજે અયોધ્યાથી

ઉત્તરમાં બલરામપુર સ્ટેશનથી ૧૨ માઇલ ઉપર અકોના ગામ છે. તેને અહીં કોના કહ્યું છે. તેનાથી પાંચ માઇલ સહેત-મહેતનો કિલ્લો છે. આને વર્તમાનમાં શ્રાવસ્તી ગણવામાં આવે છે. જિનપ્રભસૂરિએ પોતાના તીર્થકલ્પમાં લખ્યું છે કે શ્રાવસ્તીનું વર્તમાન કાળમાં મહેઠી નામ પ્રસિદ્ધ છે. આ મહેઠી અને સહેતમહેત એ નામમાં ઝાઝો ફેરફાર નથી. સહેતમહેતનાં ખંડેરો ગોંડા જિલ્લામાં છે અને કેટલાંક બેરા-ઇચિ જિલ્લામાં આવેલી રાપટી નદીને દક્ષિણકાંઠે છે. કનિંગ-હામે પણ આ સહેતમહેતને જ શ્રાવસ્તી ગણેલું છે.

### ૩: અરક્ખુરી

આવશ્યકચૂર્ણિની કથાઓમાં આનું બીજું નામ પ્રત્યંત-નગર બતાવેલું છે અને તેના રાજા જિનચંદ્રધ્વજને એક માંડળિક ગણેલો છે.

### ૪: કંપિલપુર

જુઓ કાંપિલ્ય ઉપરનું ટિપ્પણ (અધ્યયન ૧૬, ટિપ્પણ ૫)

### ૫: સાકેતપુરી

આ સાકેત તે જ છે કે જે કોશલની રાજધાની છે અને જેને અયોધ્યા કહેવામાં આવે છે. આચાર્ય હેમચંદ્ર સાકેત, કોસલા અને અયોધ્યા એવાં તેનાં ત્રણ નામો જણાવે છે.

### ૬: કૌશાંબી

જિનપ્રભસૂરિએ યમુનાને કાંઠે આવેલી કૌશાંબીનું વર્ણન કરેલું છે. અત્યારે જમુના નદીને કાંઠે કોસમઇનામ અને કોસમ-ખિરાજ એ બે ગામ આવેલાં છે. તેમને જ કૌશાંબી કહેવામાં

આવે છે. ફાહ્યાન પણ આ જ સ્થળે કૌશાંબી કહે છે. અઢારમા સૈકાના જૈનયાત્રીઓ આને મઉગામ કોશાંબી તરીકે વર્ણવે છે. મઉગામ અને કૌશાંબી વચ્ચે માત્ર નવ કોશનું અંતર હોવાથી કવિઓએ તેને મઉગામ–કૌશાંબી તરીકે લખેલું જણાય છે. હાલ મઉ નામે અનેક ગામો પ્રસિદ્ધ છે પણ આ મઉ તે હાલનું સાલક–મઉ સમજવાનું છે. કવિઓએ મઉને શાહઝાદપુરથી દક્ષિણે છ માઇલ બતાવેલું છે. તે આ સાલક–મઉ જ સંભવે છે. હેમચંદ્રે મહાવીરચરિતમાં લખેલું છે કે ઉજ્જનથી કૌશાંબી સો યોજન દૂર છે. તે અંતર જોતાં આજનું કોસમ એ જ કૌશાંબી લાગે છે. કારણ કે ઉજ્જન અને કોસમ વચ્ચે અત્યારે પણ ચારસો માઇલનું અંતર માલમ પડે છે. આ કોસમ અલ્હાબાદથી ૨૦ ગાઉ છે અને એ યાત્રીઓએ પણ કૌશાંબીનું અંતર અલ્હાબાદથી ૨૦ ગાઉ બતાવેલું છે.

# કોશ

[ ટિ = ટિપ્પણ  પા = પાન ]

**અક્ષયનિધિ** મંદિરનો સ્થાયી ખજાનો

**અગારવિનય** ગૃહસ્થોનો આચાર

**અગ્રમહિષી** પટરાણી

**અગ્રોદ્યાન** આગલા ભાગમાં આવેલી વાડી (૨) ઉત્તમ ઉદ્યાન

**અટવી** ગાઢ જંગલ

**અટ્ટણશાળા** વ્યાયામ કરવાનું સ્થાન

**અટ્ઠમ** આઠ ટંક ભોજનનો ત્યાગ કરવાનું વ્રત

**અઢારપ્રકારની દેશી ભાષાઓ** જુઓ ટિ. પા. ૨૦૧

**અઢારે વર્ણ અને ઉપવર્ણ** જુઓ ટિ. પા. ૧૮૯

**અણુવ્રત ( પાંચ )** હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય અને અપરિગ્રહનો આંશિક ત્યાગ

**અધ્યયન** ગ્રંથનો વિભાગ; અધ્યાય

**અનગાર** અગાર–ઘર વિનાનો; સંન્યાસી

**અનગારવિનય** સાધુઓનો આચાર

**અનાર્ય** જુઓ ટિ. પા. ૨૦૭

**અનુવાસના** જુઓ ટિ. પા. ૨૩૧

**અન્નપ્રાશન** બાળકને પ્રથમવાર અન્ન ખવરાવવાનો સંસ્કાર

**અપસ્નાન** ચીકાશ દૂર કરવા માટેનું સ્નાન

**અરફ્ખુરી** જુઓ ટિ. પા. ૨૬૦

**અવરકંકા** જુઓ ટિ. પા. ૨૩૭

**અવિરુદ્ધ** જુઓ ટિ. પા. ૨૩૫

**અશન** ભોજન

**અશ્વમર્દક** ઘોડા કેળવનાર

**અશ્વવાહનિકા** ઘોડો ખેલવવાની ક્રીડા

**અષ્ટાંગનિમિત્તવેદી** જુઓ ટિ. પા. ૧૮૬

**અસુર** જુઓ ટિ. પા. ૨૫૭

**અહિચ્છત્રા** જુઓ ટિ. પા. ૨૩૨

**અંકુશ** ઝાડનાં પાંદડાં કાપવા માટે સંન્યાસીઓ રાખે છે તે સાધન

**અંગ** ( પા. ૨ લી. ૨ ) મુખ્ય શાસ્ત્ર. જિનાગમમાં કુલ ૧૨ અંગો છે. ( આયાર, સૂયગડ, ઠાણ, સમવાય, વિયાહપણ્ણત્તિ, નાયધમ્મકહા, ઉવાસગદસા, અંતગડ, અણુત્તરોવવાઈય, પણ્હાવાગરણ, વિવાગ, દિટ્ઠિવાય

**અંગદેશ** જુઓ ટિ. પા. ૧૭૫

**અંડ** ટિ. પા. ૨૧૨
**અંતપ્રાંત** લૂખોસૂકો, વધ્યોઘટ્યો
**અંતેવાસી** અંતે–પાસે રહેનાર; શિષ્ય
**આઇન્ન** જુઓ ટિ. પા. ૨૪૭
**આયારગોયર** જુઓ ટિ. પા. ૨૦૯
**આતાપના** તાપ લેવો તે; સૂર્યની સામે ઊભા રહેવાનું તપ
**આદર ન કર્યો** જુઓ ટિ. પા. ૨૪૧
**આનુપૂર્વીએ** અનુક્રમે
**આર્ય** જુઓ ટિ. પા. ૨૦૫
**આલંકારિક પુરુષો** હજામો
**આલંકારિક સભા** હજામતખાનું; "હેરકટિંગ સલૂન"
**આવી શકે છે** જુઓ ટિ. પા. ૨૩૫
**આશુપ્રજ્ઞ** શીઘ્રબુદ્ધિવાળો
**ઇબ્ભ્યો** જુઓ ટિ. પા. ૨૦૫
**ઇંગિત** ઇશારો
**ઇંદ્રો** જુઓ ટિ. પા. ૨૫૮
**ઇશ્વરો** જુઓ ટિ. પા. ૨૦૪
**ઈષત્પુરોવાત** થોડા ભેજવાળો વાયુ (૨) પૂર્વ દિશાનો વાયુ
**ઉક્ખિત્ત–ણાય** જુઓ ટિ. પા. ૧૮૨
**ઉગ્રો** જુઓ ટિ. પા. ૨૦૩. મનુસ્મૃતિ (અ. ૧૦ શ્લોક ૧૩) પ્રમાણે ક્ષત્રિય પુરુષ અને શૂદ્ર સ્ત્રીથી ઉત્પન્ન થએલી જાતિ.
**ઉચ્ચ, નીચ અને મધ્યકુળ** જુઓ ટિ. પા. ૨૩૮
**ઉજમાળ** ઉદ્યમવંત
**ઉજ્જયંત શૈલ** જુઓ ટિ. પા. ૨૪૫

**ઉત્તરાસંગ** ખેસ
**ઉદકસંભારણીય ( દ્રવ્ય )** પાણીને સુગંધી કરનાર ( દ્રવ્ય )
**ઉદ્દગણાય** જુઓ ટિ. પા. ૨૨૯
**ઉપકરણ** સાધનસામગ્રી
**ઉપયોગ** (પા. ૫૭ લી. ૨૪) ચૈતન્ય
**ઉપસ્થાનશાળા** બેઠક
**ઉપાશ્રય** અપાસરો
**ઊષીર** વીરણનું મૂળ, વાળો
**એટલા બધા સમૃદ્ધ હતા** જુઓ ટિ. પા. ૨૩૭
**કરણ** જ્યોતિષશાસ્ત્ર પ્રમાણેના દિવસના ૧૧ ભાગોમાં-નો એક
**કર્ણધાર** સુકાની
**કષાય** ક્રોધ, માન, માયા, લોભ એ ચારમાંનો કોઈ એક
**કંચુકી** અંતઃપુરનું બહારનું કામકાજ કરનાર
**કંપિલપુર** જુઓ ટિ. પા. ૨૬૦
**કાકંદી** જુઓ ટિ. પા. ૨૨૭
**કાશ્યપ** હજામ
**કાળધર્મ** મરણ
**કાંપિલ્ય** જુઓ ટિ. પા. ૨૩૯
**કુક્ષિધાર** વહાણનાં પડખાં સંભાળનાર ખલાસી
**કુડવ** જુઓ ટિ. પા. ૨૨૧
**કુત્રિકાપણ** જુઓ ટિ. પા. ૨૦૮
**કુમ્મ** જુઓ ટિ. પા. ૨૧૩

કેસરી પૂંજણી
કોણિક જુઓ ટિ. પા. ૧૭૬
કોયવય રૂથી ભરેલાં કપડાં
કોવિદ નિપુણ
કૌટુંબિક પુરુષો જુઓ ટિ. પા. ૧૮૫
કૌટુંબિકો જુઓ ટિ. પા. ૨૦૫
કૌશાંબી જુઓ ટિ. પા. ૨૬૦
ક્રીડાપિકા રમાડનાર ધાત્રી
ક્ષાંત ક્ષમાયુક્ત
ખાઈ ગઈ જુઓ ટિ. પા. ૨૨૦
ખાદિમ મુખવાસ
ગણનાયકો જુઓ ટિ. પા.૧૯૦
ગણેત્રિકા રુદ્રાક્ષની માળા
ગબ્ભિભલ્લક વહાણના મધ્ય ભાગમાં કામ કરનાર
ગર્ભની રક્ષાને અર્થે જુઓ ટિ. પા. ૧૮૯
ગંભીર પોતવાહન પટ્ટન જુઓ ટિ. પા. ૨૪૮
ગાદીએ બેસાડ્યો જુઓ ટિ. પા. ૨૫૫
ગાંધર્વપ્રિય સંગીતપ્રિય
ગુણશિલ ચૈત્ય જુઓ ટિ. પા. ૨૦૨
ગૃહપતિ ઘરધણી; ગૃહસ્થ; ગાથાપતિ
ગૃહિધર્મી જુઓ ટિ. પા. ૨૩૫
ગોપુર કિલ્લાનો દરવાજો
ગોવ્રતી જુઓ ટિ. પા. ૨૩૫
ગોશીર્ષ ચંદન ગોરોચન
ગૌતમ જુઓ ટિ. પા. ૨૩૪

**ચત્વર** ચાચર, ચોક
**ચમર** જુઓ ટિ. પા. ૨૫૭
**ચરક** જુઓ ટિ. પા. ૨૩૪
**ચરણકરણ** ક્રિયાકાંડ
**ચર્મખંડિક** જુઓ ટિ. પા. ૨૩૪
**ચંક્રમણ** બાળકને પ્રથમવાર ચલાવવાનો સંસ્કાર
**ચંદ્રિમા** જુઓ ટિ. પા. ૨૨૮
**ચંપા** જુઓ ટિ. પા. ૧૭૫
**ચંપાના વહાણવટીઓ પાસેથી** જુઓ ટિ. પા. ૨૨૪
**ચાતુર્યામ** ચાર મહાવ્રતો (અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ)
**ચાતુર્યામધર્મ** જુઓ ટિ. પા. ૨૨૯
**ચિતારાના ચિત્ર ઉપરથી** જુઓ ટિ. પા. ૨૨૫
**ચીરિક** ટિ. પા. ૨૩૪
**ચુલ્લ** નાની
**ચેલ્લણા** જુઓ ટિ. પા. ૨૫૯
**ચોરપલ્લી** ચોરનું ગામ
**ચોલાપનયન** વાળ ઉતરાવવાનો સંસ્કાર
**ચૌદશ, આઠમ, અમાસ અને પૂનમે** જુઓ ટિ. પા. ૨૧૧
**છન્નાલિક** હાથ ટેકવવા માટે સંન્યાસીઓ ઊંધા ત્રિકોણ જેવું સાધન રાખે છે તે
**જનપદ** દેશ
**જનપદવિહાર** દેશદેશમાં ભ્રમણ

**જવનિકા** જુઓ ટિ. પા. ૧૮૬
**જંબુ** જુઓ ટિ. પા. ૧૭૮
**જંબુદ્વીપ** જુઓ ટિ. પા. ૨૫૪
**જાતકર્મ** જન્મતી વખતે કરાતો સંસ્કાર
**જાનુ** ઢીંચણ
(હે) **જાયા!** હે પુત્ર!
**જીવ** (પા. ૨૭ લી. ૩) પંચેન્દ્રિયવાળો જીવ
**જોઈ પણ શકતા નથી** જુઓ ટિ. પા. ૨૪૩
**તક્ષણો** જુઓ ટિ. પા. ૨૩૧
**તર્પણો** જુઓ ટિ. પા. ૨૩૧
**તલભૂમિ** ભોંયતળિયું
**તલવરો** જુઓ ટિ. પા. ૨૦૫
**તાપસી પાસેથી** જુઓ ટિ. પા. ૨૨૬
**તિક્ત** કડવું
**તીર્થાભિષેક** તીર્થમાં જઈને સ્નાન કરવું તે
**તીર્થિકો** સંપ્રદાયવાળાઓ
**તુંબ** જુઓ ટિ. પા. ૨૧૯
**તેયલિ** જુઓ ટિ. પા. ૨૩૨
**તૈલમર્દક** તેલ ચોળનાર
**ત્રણ દિવસના** જુઓ ટિ. પા. ૨૪૨
**દર્દુર** જુઓ ટિ. પા. ૨૩૧
**દાવદ્રવ** જુઓ ટિ. પા. ૨૨૮
**દાંત** ઇંદ્રિયોનું દમન કરનાર
**દુર્દાંત** ગાંજ્યો ન જાય તેવો

**દેવાનુપ્રિય** દેવોને વલ્લભ

**દોહદ** જુઓ ટિ. પા. ૧૮૭

**દ્રમક** ભિખારી

**દ્રવ્ય** (પા. ૫૭ લી. ૨૧) મૂળ પદાર્થ

**દ્રુપદ** જુઓ ટિ. પા. ૨૪૦

**દ્રૌપદીની અનુમતિ લઈને** જુઓ ટિ. પા. ૨૪૩

**દ્વારિકા** જુઓ ટિ. પા. ૨૧૫

**ધર્મ કહ્યો** જુઓ ટિ. પા. ૨૦૮

**ધર્મચિંતક** જુઓ ટિ. પા. ૨૩૫

**ધારિણીનું સ્વપ્ન** જુઓ ટિ. પા. ૧૮૫

**નગરગોપ્તૃકો** નગરના રક્ષકો

**નરસિંહરૂપ** જુઓ ટિ. પા. ૨૪૨

**નવતત્ત્વ** જીન

**નંદીફલ** જુઓ ટિ. પા. ૨૩૨

**નાયાધમ્મકહા** જુઓ ટિ. પા. ૧૭૯

**નિરૂહ** જુઓ ટિ. પા. ૨૩૧

**નિષ્ક્રમણ** સંસારના ભોગવિલાસ છોડીને ચાલી નીકળવું તે

**નીલવંત પર્વત** જુઓ ટિ. પા. ૨૫૫

**પરઠવી દે** જુઓ ટિ. પા. ૨૩૮

**પર્યાય** પરિણામ, ફેરફાર

**પર્યુપાસનીય** સેવા કરવા યોગ્ય

**પવિત્રી** તાંબાની વીંટી

**પશ્ચાત્-વાત** પશ્ચિમનો વાયુ

**પંચમુષ્ટિલોચ** ક્રમેક્રમે પાંચ મૂઠી ભરીને વાળ ઉખેડી નાખવા તે

**પંડુરગ** જુઓ ટિ. પા. ૨૩૪

**પારદારિક** વ્યભિચારી

**પાંચ મહાવ્રતો** જુઓ ટિ. પા. ૨૧૭

**પાંડુમથુરા** જુઓ ટિ. પા. ૨૪૩

**પીઠ** સૂવાનું પાટિયું

**પુટપાકો** જુઓ ટિ. પા. ૨૩૧

**પુંડરિયણાય** જુઓ ટિ. પા. ૨૫૪

**પુદ્‌ગલ** જડ દ્રવ્યનાં પરમાણુ

**પુસ્ત** જેનાં રમકડાં બને છે તેવા મસાલા

**પૂર્ણભદ્રચૈત્ય** જુઓ ટિ. પા. ૧૭૮

**પૂર્વ** પ્રાચીન શાસ્ત્ર (જૈન) તે ચૌદ છે. ઉત્પાદ, અગ્રાયણીય, વીર્યપ્રવાદ, અસ્તિનાસ્તિપ્રવાદ, જ્ઞાનપ્રવાદ, સત્યપ્રવાદ, આત્મપ્રવાદ, કર્મપ્રવાદ, પ્રત્યાખ્યાનપ્રવાદ, વિદ્યાપ્રવાદ, પ્રાણાવાય, ક્રિયાવિશાલ, લોકબિંદુસાર

**પૌષધશાળા** પૌષધવ્રત કરવાનું અલગ સ્થાન

**પ્રક્રિયા** સાંપ્રદાયિક સિદ્ધાંત

**પ્રક્ષણો** જુઓ ટિ. પા. ૨૩૧

**પ્રણીત** રસકસવાળું, વિકારજનક (ખાનપાન)

**પ્રતિક્રમણ** પાપનું પ્રાયશ્ચિત્ત

**પ્રતિબંધ** થોભી જવું, અટકી જવું તે.

**પ્રતિમા (અગિયાર)** દર્શન, વ્રત, સામાયિક, પૌષધ, પ્રતિમા (ધ્યાન), અબ્રહ્મત્યાગ (બ્રહ્મચર્ય),

સજીવાહારવર્જન, સ્વયં આરંભ કરવાનો ત્યાગ, બીજા દ્વારા આરંભ કરાવવાનો ત્યાગ, પોતાને માટે બનેલા આહારનો ત્યાગ અને સાધુ જેવો આચાર. આ જાતનાં ૧૧ તપમાંનું દરેક (જુઓ ટિ. પા. ૨૧૮)

**પ્રત્યાખ્યાન** (દશ) (૧) અનાગત (જે સમયે જે તપ કરવું ઉચિત હોય તે સમયે કોઈ કારણથી તે તપ ન કરી શકાય તેમ હોય તો તે સમય પહેલાં તપ કરી લેવું તે) (૨) અતીત (તેજ પ્રમાણે તે સમય વીત્યા પછી તપ કરી લેવું તે) (૩) કોટી સહિત (કોઈ એક પ્રકારના તપનું સળંગ આચરણ) (૪)નિયં-ત્રિત (ધારેલું તપ અંતરાય છતાં નિયત સમયે અવશ્ય કરવું તે (૫) સાગાર (કોઈ પ્રકારની છૂટ રાખી શકાય તેવું તપ (૬) અનાગાર (કોઈ પ્રકારની છૂટ ન રાખી શકાય તેવું તપ) (૭) પરિમાણ (પરિમાણ નક્કી કરીને ખાનપાન વગેરે લેવાનું તપ) (૮) નિરવશેષ તપ (ખાનપાન વગેરેનો સર્વરીતે ત્યાગ) (૯) સાંકેતિક તપ (કંઈ પણ સંકેત સાથે કરવાનું તપ) (૧૦) અદ્ધા (સમયનું માપ નક્કી કરી કરાતું તપ)—આ આ દસ તપમાંનું દરેક

**પ્રપાત** ધોધ

**પ્રયોગ સાથે** જુઓ ટિ. પા, ૨૦૧

**પ્રરૂપણા** સમજાવવું તે
**પ્રશાસ્તારો** જુઓ ટિ. પા. ૨૦૪
**પ્રસન્ના** સુરા, દારૂ
**પ્રાણ** ( પા. ૨૭ લી. ૩ ) બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય અને ચાર ઇંદ્રિયવાળાં જીવ
**પ્રાસુક** પ્રાણ વિનાનું
**પ્લુતગતિથી** કૂદતો કૂદતો
**ફલક** પીઠ પાછળ ઓઠિંગણ તરીકે રાખવાનું પાટિયું
**ફેંકી દીધા** જુઓ ટિ. પા. ૨૨૦
**બહુશ્રુત** બહુ શાસ્ત્ર જાણનાર
**બોતેર કળાઓ** જુઓ ટિ. પા. ૧૯૩
**ભદ્રાસન** એક જાતનું બેસવાનું આસન
**ભાવિત** ભાવનાયુક્ત
**ભાવિતાત્મા** ઊંચી ભાવનાવાળો
**ભિચ્છુંડ** જુઓ ટિ. પા. ૨૩૪
**ભૂત** ( પા. ૨૭ લી. ૩ ) વૃક્ષો
**ભોગો** જુઓ ટિ. પા. ૨૦૩
**ભોજનપિટક** ખાણું ભરવાનો ડબો; "ટિફિન બૉક્સ"
**મગધ** જુઓ ટિ. પા. ૧૮૪
**મચ્છંડિકા, પુષ્પોત્તર, પદ્મોત્તર** જુઓ ટિ. પા. ૨૪૯
**મજ્જણઘર** નાહવાનું સ્થાન
**મધ્યદેશ** જુઓ ટિ. પા. ૨૨૬
**મનોજ્ઞ** સુંદર
**મયંગતીર** જુઓ ટિ. પા. ૨૧૩

**મયૂરપોષક** જુઓ ટિ. પા. ૨૧૨
**મલ્લકીઓ** જુઓ ટિ. પા. ૨૦૪
**મલ્લિ** જુઓ ટિ. પા. ૨૨૨
**મહત્તર** અંતઃપુરની રક્ષાની ચિંતા કરનાર
**મહાયામ** (પાંચ) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—એ મહાવ્રત
**મહાવિદેહવાસ** વિદેહાવસ્થા (૨) મહાવિદેહ નામના ક્ષેત્રમાં વાસ
**મહાવીર** જુઓ ટિ. પા. ૧૭૭
**મંડુક્ક** જુઓ ટિ. પા. ૨૩૦
**મારે જ કરે** જુઓ ટિ. પા. ૨૫૧
**માડંબિકો** જુઓ ટિ. પા. ૨૦૫
**માત્રા** જુઓ ટિ. પા. ૨૦૯
**માધુકરી** ફૂલને ત્રાસ આપ્યા વિના જેમ ભમરો તેનો રસ લે છે તેમ કોઈને ત્રાસ ન થાય તેવી રીતે ભિક્ષા લેવાની પદ્ધતિ
**માયંદી** જુઓ ટિ. પા. ૨૯૭
**માલુકાકચ્છ** જુઓ ટિ. પા. ૨૧૦
**મુખશોધનિકા** મોં ધોવા માટે દાતણ સાથેની પાણીની ઝારી
**મૂર્છના** આસક્તિ
**મિથિલા** જુઓ ટિ. પા. ૨૨૨
**યક્ષાયતન** યક્ષનું રહેવાનું સ્થાન
**યષ્ટિ** લાકડી

**યાગો** જુઓ ટિ. પા. ૧૯૦
**યાત્રા** જુઓ ટિ. પા. ૨૦૯
**યાનશાલા** તબેલો
**યાપનીય** સુખરૂપ સમય વિતાવવો તે
**રક્તપટ** જુઓ ટિ. પા. ૨૩૫
**રજોહરણ** બેસવા ઊઠવાની જગાએ સૂક્ષ્મ જીવજંતુઓ બચે તે રીતે દૂર કરવાનું જૈન મુનિનું ઊનનું કે પીંછાંનું એક ઝાડુ જેવું સાધન
**રાજગૃહ** જુઓ ટિ. પા. ૧૮૨
**રાજન્યો** જુઓ ટિ. પા. ૨૦૩
**રાજાઓ** જુઓ ટિ. પા. ૨૦૪ ( ૨ ) જુઓ ટિ. પા. ૨૪૧
**રૈવતક** જુઓ ટિ. પા. ૨૧૬
**રોહિણી** જુઓ ટિ. પા. ૨૨૦
(૨) જુઓ ટિ. પા. ૨૨૧
**લેખિકાદાસી** લખનારી દાસી
**લેચ્છકીઓ** જુઓ ટિ. પા. ૨૦૪
**લોમહસ્તક** રૂવાંની બનેલી પીંછી
**વગેરે દેશો** જુઓ ટિ. પા. ૧૯૦
**વમન** ઊલટી
**વર્ષધર** અંતઃપુરના નપુંસક કરેલા રક્ષક
**વર્ષધર પાસેથો** જુઓ ટિ. પા. ૨૨૪
**વલય** વહાણમાં કામમાં આવતી વળી
**વાનવ્યંતર** જુઓ ટિ. પા. ૨૫૮

**વારાણસી** જુઓ ટિ. પા. ૨૧૩
**વાસુદેવ પાસે આવી** જુઓ ટિ. પા. ૨૧૬
**વાસ્તુશાસ્ત્રી** ઘર વગેરે બાંધવાની વિદ્યાનો જાણકાર
**વિગઇઓ** જુઓ ટિ. પા. ૨૧૪
**વિદ્યાસિદ્ધ** ચમત્કારિક વિદ્યામાં નિપુણ
**વિપુલપર્વત** જુઓ ટિ. પા. ૨૦૯
**વિમાન** (પા. ૯૬. લી. ૧૫) દેવનું નિવાસસ્થાન
**વિરુદ્ધ** જુઓ ટિ. પા. ૨૩૫
**વિરેચન** જુલાબ
**વિહરવું** પ્રવાસ કરવો, ફરવું
**વૃદ્ધ** જુઓ ટિ. પા. ૨૩૫
**વેલાકુળ** કિનારો
**વૈક્રિયસમુદ્ઘાત** જુઓ ટિ. પા. ૧૮૭
**વૈનયિક** આચારને લગતું
**વૈભારપર્વત** જુઓ ટિ. પા. ૧૮૭
**વૈશ્રમણ** કુબેર
**શત્રુંજય પર્વત ઉપર** જુઓ ટિ. પા. ૨૪૫
**શાશ્વતવાદી** આત્મા નિત્ય છે એમ માનનાર
**શિક્ષાવ્રત** (સાત)દિગ્વ્રત,ઉપભોગપરિભોગપરિમાણ,અનર્થદંડત્યાગ, સામાયિક, દેશાવકાશિક, પૌષધોપવાસ, અતિથિસંવિભાગ–એ સાત વ્રતમાંનું દરેક
**શિરાવેધ** જુઓ ટિ. પા. ૨૩૧
**શિરોવેષ્ટનો** જુઓ ટિ. પા. ૨૩૧
**શિષ્યભિક્ષા** જુઓ ટિ. પા. ૨૦૮

શુલ્ક  કન્યા કે વરની લેવાની કિંમત
**શૂન્યમનસ્ક**  ઉદાસ
**શેઠ સુદર્શન**  જુઓ ટિ. પા. ૨૧૭
**શ્રમણ**  આત્માના કલ્યાણ માટે પરિશ્રમ કરનારો સાધુ
**શ્રમણોપાસક**  શ્રાવક
**શ્રમણોપાસકની મર્યાદા**  જુઓ ટિ. પા. ૨૧૭
**શ્રાવક**  જૈનધર્મનો ઉપાસક (જુઓ ટિ. પા. ૨૩૫)
**શ્રાવસ્તી**  જુઓ ટિ. પા. ૨૫૯
**શ્રીગૃહ**  રાજભંડાર-ખજાનો
**શ્રુતસ્કંધ**  (શાસ્ત્રનો) પરિચ્છેદ
**શ્રેણિક**  જુઓ ટિ. પા. ૧૮૪
**શ્રેષ્ઠીઓ**  જુઓ ટિ. પા. ૨૦૫
**શ્લાઘા**  પ્રતિષ્ઠા
**ષષ્ટિતંત્ર**  જુઓ ટિ. પા. ૨૧૭
**સત્ત્વ** (જુ. પા. ૨૭ લી. ૩)  પૃથ્વી, પાણી, વાયુ
અને અગ્નિરૂપ જીવો
**સંઘાટક**  જોડ, યુગલ
**સંઘાડ**  જુઓ ટિ. પા. ૨૧૦
**સંથારો**  પથારી
**સંધિચ્છેદક**  ખાતર પાડનાર
**સંધિમૂળ**  ચોરે ખાતર પાડવા કોચેલું બાકું
**સંમેત**  જુઓ ટિ. પા. ૨૨૬
**સંસ્કારો**  જુઓ ટિ. પા. ૧૯૧
**સાકેતપુરી**  જુઓ ટિ. પા. ૨૬૦

સાચવી રાખ્યા જુઓ ટિ. પા. ૨૨૧
સાતમા અધ્યયનમાં જુઓ ટિ. પા. ૨૨૧
સાર્થ વેપારી કાફલો
સાર્થવાહ વેપારી કાફલાનો નાયક
સીધુ આસવ
સુધર્મા જુઓ ટિ. પા. ૧૭૮
સુબુદ્ધિ પાસેથી જુઓ ટિ. પા. ૨૨૩
સુંસુમા જુઓ ટિ. પા. ૨૫૧
સેચનક હાથી જુઓ ટિ. પા. ૧૮૮
સેજ પથારી
સેલગ જુઓ ટિ. પા. ૨૧૫
સોનીઓ પાસેથી જુઓ ટિ. પા. ૨૨૪
સોળરોગો જુઓ ટિ. પા. ૨૩૦
સૌધર્મકલ્પ એ નામનું એક સ્વર્ગ
સ્કંદ કાર્તિકેય
સ્થવિર સંયમમાં સ્થિરતાવાળા વૃદ્ધ સાધુ
સ્વપ્નપાઠક સ્વપ્નોનું ફળ કહેનાર
સ્વપ્નશાસ્ત્ર જુઓ ટિ. પા. ૧૮૭
સ્વાદિમ સૂકો મેવો વગેરે સ્વાદિષ્ટ વસ્તુઓ
હત્થિસીસ જુઓ ટિ. પા. ૨૪૮
હત્થકપ્પ જુઓ ટિ. પા. ૨૪૪
હંસલક્ષણ હંસની ભાતવાળું કે હંસ જેવું ધોળું વસ્ત્ર
હિબેર સુગંધી વાળો

# શુદ્ધિપત્ર

| પા. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૦ | શાશ્વતવાદી કહે છે કે ૭૦ (ને બદલે) | "પહેલાં નહિ સધાયું તો પછી સધાશે" એવી શાશ્વતવાદી કલ્પના કરે છે. પણ જ્યારે આયુષ્ય શિથિલ થઈ જાય છે, શરીર તૂટવા માંડે છે અને મોત નજીક આવે છે ત્યારે તે ખિન્ન થાય છે. |
| ૪૭ | ૯ | ખુણામાં | ખૂણામાં |
| ૫૫ | ૧૧ | શૌચમૂલક૧૧ | શૌચમૂલક |
| ૬૦ | ૬ | ઔષધ૧૧ | ઔષધ |
| ૧૨૫ | ૨૧ | વંઢીવાળા | વંડીવાળા |
| ૧૭૧ | ૧૬ | સાકેતપુરની | સાકેતપુરની૫ |
| ૨૩૪ | ૨૧ | દક્ષિણમાં શિવ | દક્ષિણમાં વિઠોબા |
| ૨૬૧ | મથાળું | અધ્યયન–૨૦ | અધ્યયન–૧ |
| ૨૭૧ | ૨૨ | -આ આ દસ | આ દસ |